॥ ॐ श्री ॥

સ્વર્ગસ્થ લક્ષ્મીપ્રસાદનું ટુંક

# જીવન ચરિત્ર.

Reg. Pr. 261

સને ૧૯૨૨

સંવત ૧૯૭૮

નકલ ૫૦૦

આવૃત્તિ ૧ લી

પ્રગટ કર્તા:-માણેકલાલ કેશવલાલ
શાહપુર ગોઝારીઆની પોળ અમદાવાદ

સ્વર્ગસ્થ

# લક્ષ્મીપ્રસાદનું ટુંક જીવનચરિત્ર

તથા

# પોતાની નોંધ અને પત્રો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**માણેકલાલ કેશવલાલ**

ગોઝારીયાની પોળ : શાહપુર

અમદાવાદ



સંવત ૧૯૭૮. સન ૧૯૨૨.



છાપનાર

હીરાલાલ વસંતદાસ

ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસ

૫૪૩ રીચીરોડ

અમદાવાદ.



સ્વર્ગસ્થ લક્ષ્મીપ્રસાદ કેશવલાલ

જન્મ :

સં. ૧૯૫૪ ના આસો વદ ૫ મંગળ

તા. ૪ થી ઓકટોબર સન ૧૮૯૮.

અવસાન :

સં ૧૯૭૬ ના ચૈત્ર વદ ૧૨ ગુરૂ

તા. ૧૫ મી એપ્રીલ સન ૧૯૨૦

॥ ॐ ॥ श्री

# સ્વ. લક્ષ્મીપ્રસાદનું

ટુંક

# જીવનચરિત્ર.



ॐ तत्सत्परमात्मने नमः

स्नातं तेन समस्त तीर्थ सलिले, दत्तापि सर्वावनि
र्यज्ञानां चकृतं सहस्रमखिलं देवाश्च संपूजिता: ।
संसाराच्च समुद्धतास्य पितरस्त्रैलोक्य पूज्योप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मन प्राप्नुयात ॥

જેનું ચિત્ત જીવ અને બ્રહ્મની એકતાના વિચારનું એક ક્ષણ વાર પણ સ્થિર થયું છે, તે પુરૂષ સર્વ તીર્થોના પવિત્ર જલોમાં સ્નાન કરી ચુકયો છે, તે સર્વ ભૂમિદાન કરી ચુકયો છે, તે હજારો યજ્ઞા કરી ચુકયો છે, તે સર્વ દેવોને પુજી શકયો છે. અને પોતાના સમગ્ર પિતૃઓનો તે ઉદ્ધાર કરી ચુકયો છે.

સદાનંદ મૂર્તિ પરમાત્માની અભેદ ભાવનાને જ્ઞાન કહો કે ભકિત કહો; પરંતુ એજ પરમ પુરૂષાર્થનો વિષય છે. સુખની ઇચ્છાતો સર્વેને છે, પરંતુ હું સર્વદા સુખરૂપ બાહ્ય વિષયથી મળતાં ક્ષણિક સુખ પરિણામી અને નાશવાન હોવાથી અંતે દુઃખ આપનાર છે, અને ભોગ કાળે પણ દુઃખથી મિશ્રીત છે; એ પ્રકારનો વિવેક જેને જાગ્રત રહે છે તે મુમુક્ષુજ પૂર્વોકત જ્ઞાન અથવા ભકિતનો ભાવના રૂપે પ્રવાહ ચલાવ્યા કરે છે, અને અંતે તે ભાવના સિદ્ધ થતાં તે જીવ મટી સદાશીવ બની જાય છે. પરંતુ મનુષ્ય માત્રને એવી માન્યતા થઇ રહી છે કે વિષય ભોગથી ઉત્પન્ન થતાં સુખથી વિલક્ષણ નિત્ય સહજ સુખ હોઇ શકેજ નહિ. પણ તે જ્યારે એવી સહજ સુખમય સ્થિતિમાં વિહાર કરતા કોઈક યોગીને દૃષ્ટાંત રૂપે સન્મુખ જુએ છે, તેમનો સહવાસ કરે છે ત્યારે તેને લૌકિક સુખથી વિલક્ષણ સ્વરૂપાંતર વિષે કાંઇક શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

આવા દૃષ્ટાંત રૂપે પ્રતિત થતા પુરૂષો અમુકજ વર્ણાશ્રમમાં હોય એવો નિયમ નથી તે હવે બતાવાય છે.

રાજનગર ( અમદાવાદ ) ની ઉત્તરથી પશ્ચિમ દિશાએ જ્યાં પવિત્ર સાબરમતિ ગંગા આંટો ખાઈ વહી રહી છે તે શાહપુરના શાન્ત ભાગમાં ભવ્ય કોટની રાગની લગોલગ કપોતના ટોળાથી ઘેરાયલા ગંભીર વટવૃક્ષની સુંદર

છાયા નીચે ઓલીઆ પીરની દરગા છે, તેની બરાબર સામું મીયાં મહાદેવની એકતા સુચવાતું મહાદેવનું સુંદર મંદિર આવી રહ્યું છે, ત્યાં ગોઝારીઆની પોળના એક ભવ્ય મકાનમાં સાદાઇથી જીવન ગાળતા પરંતુ શુભ ઉદ્યોગમાં મસ્ત, બહોળા કુટુંબમાં આ ગ્રંથના નાયકનો જન્મ થયો હતો. આ કુટુંબના મુખ્ય પુરૂષ શ્રીયુત જીવાભાઈ શેઠ કડીવાળા ( કડવા ) પાટીદાર જ્ઞાતીના હતા. ભારેલા અગ્નિમાં જેમ અંગારા છુપાઈ રહ્યા હોય તેમ તેમના ત્રણ પુત્રો શ્રીયુત ઉમેદરામજી, શ્રીયુત ઇશ્વરલાલજી તથા શ્રીયુત કેશવલાલજી હતા, તેમાં જેમ શેવાળથી ઢંકાએલા મહાન જળાશયમાં તૃષાતુર ગજરાજ પોતાની સૂંઢવડે શેવાળ ખસેડે, અને જેમ ભગવાનનું સુદર્શન રાક્ષસોના માયાના અંધકારને તોડી નાંખે તેમ આપણા ગ્રંથ નાયકનો પ્રાદુર્ભાવ શ્રીયુત કેશવલાલજીને ત્યાં બીજા પુત્ર તરીકે થાય છે, કે જેમના ચારિત્રથી આપણે નિઃશંક જોઈ શકીશું કે ભોગ સામગ્રી વિના પણ અપાર આનંદના ભોકતા આનંદ સ્વરૂપ મહા પુરૂષો, ગૃહસ્થાશ્રમી વ્યવસાયી કુટુંબમાંથી પ્રગટ થઈ જગતમાં પોતાના જ્ઞાન પ્રભાવનું દૃષ્ટાંત આપી અજ્ઞાનાં-ધકાર ટાળે છે. તેવા પુરૂષોના દર્શનથી આપણી નિર્વિષય સુખ પ્રત્યેની અશ્રદ્ધા પણ નિર્મૂળ થાય છે, અને પુરૂષાર્થી બની અજ્ઞાન ટાળી જીવ મટી શીવ બની શકીએ છીએ.



# જન્મ.



शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽपि जायते
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥

भ. गी. अ. ६

પવિત્ર એવા શ્રીમાન જે ઘેર યોગ્ય ભ્રષ્ટનો જન્મ થાય છે. અથવા બુદ્ધિશાળી યોગાભ્યાસથી પુરૂષોને ત્યાં જન્મ થાય છે.

નિરતિશય આનંદ કે જેમાં દુઃખનો લેશ પણ નથી એવો મોક્ષ જો મરવાથીજ મળતો હોય તો જીવનન્મુક્તિનું કથન વ્યર્થ ગણાય. આપણા આર્ય દેશથી ભિન્ન સ્થળે ભલે તેવી માન્યતા હોય. અહીં તો જીવતાંજ મોક્ષનો સાક્ષાત્ અનુભવ થાય છે એવી સર્વે આસ્તિક હિંદુની માન્યતા છે, અને તે સદ્વિદ્યા દ્વારા પ્રાપ્ત થાય છે. એ સદ્વિદ્યાના અભ્યાસીએ આ જન્મમાં અથવા પૂર્વના જન્મોમાં યથાર્થ બ્રહ્મચર્યના પાલન પૂર્વક વેદાદિ સત્શાસ્ત્રના અધ્યયન અને તેમાં વર્ણવેલાં હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, દુર્વ્યસન વગેરેથી દૂર રહી, સંધ્યા, ઇશ્વરાધન, હોમ, દાન વગેરે સ્વવર્ણાશ્રમ કર્મનું નિષ્કામપણે પાલન કરેલું હોવાથી અને જ્ઞાન પ્રાપ્તિ

માટેના યોગનું અનુષ્ઠાન કરતાં કરતાં કદી તેનું આયુષ્ય પૂર્ણ થવાથી તે મૃત્યુ વશ થયો હોય તો તેવા મનુષ્યની શી ગતિ થાય એવી શંકા થતાં શ્રીકૃષ્ણ ભગવાને પૂર્વોક્ત શ્લોકમાં અર્જુનને તેનું એવું સમાધાન આપ્યું છે કે હે ભાઇ, જે નિષ્પાપી પુરૂષ કર્મનો ત્યાગ કરી જ્ઞાન પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે, અને જ્ઞાન પ્રાપ્તિ પૂર્વે જેનો તે યોગ અધુરો રહ્યો હોય અને તેવામાં તેનું મૃત્યુ થાય તો તે પવિત્ર ગૃહસ્થને ઘેર જન્મ લઇ બાકી રહેલા યોગને પૂરો કરી અવશ્ય મુક્તિ મેળવે છે.

આપણા આ લઘુ ગ્રંથના નાયક શ્રીયુત લક્ષ્મીપ્રસાદજી પણ તેવાજ યોગભ્રષ્ટ હતા. એ બાબત તેમણે લખેલા તેમના વડીલબંધુ શ્રીયુત માણેકલાલજી પરના, તથા તે જેમને ગુરૂ તુલ્ય માનતા એવા મહાત્માશ્રી દ્વારકાંનંદજી જેઓ હાલ કાઠિઆવાડમાં વિચરે છે તેમના પરના, તથા તેમના બનેવી રામરાય અચરતલાલ મહાદેવીઆ પરના, તથા બીજાં સગાં તથા મિત્રો પરના પત્રોથી વાંચકને યથાર્થ વિદિત થશેજ. જેમ પૂર્વે સંસ્કારી જીવોના **આવિર્ભાવ** સમયે આજુબાજુના વાતાવરણમાં શુભ ફેરફારો માલમ પડે છે; તેવાજ ચમત્કાર સૂક્ષ્મ દૃષ્ટિએ જોનારને અહીં પણ માલમ પડવા લાગ્યા. માતુશ્રી દીવાળીબા ( લક્ષ્મીપ્રસાદનાં માતુશ્રી ) ના ઉદરમાં આ પવિત્ર આત્માનો **આવિર્ભાવ** થતાંજ જો કે તેઓ

પ્રવૃત્તિ પ્રધાન બહોળા કુટુંબનાં વ્યવસાયી હતાં છતાં પણ તેમણે સત્સંગ, કથા શ્રવણ વગેરેમાં વખત કાઢવા માંડયો. તેમના વડિલોની સામાજીક તથા આર્થિક સ્થિતિમાં પણ ઘણાજ વેગથી ફેરફાર થવા લાગ્યો. લક્ષ્મીપ્રસાદ ગર્ભમાં આવ્યા ત્યારથીજ આ રીતે તેમના કુટુંબનું પ્રકાશમાં આવવાનું શરૂ થયું, અને ચમત્કારિક વેગથી દિનપ્રતિદિન તેમાં વૃદ્ધિ થવા લાગી. અહીં સંવત ૧૯૫૪ ના આસો માસમાં તા. ૪ થી ઓકટોબર ૧૮૯૮ ના શુભ દિવસે શ્રીલક્ષ્મીપ્રસાદનો જન્મ થયો.

---

## બાલ્યાવસ્થા.



**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणीनां बुद्धिजीविनः**
**बुद्धिमस्तु नराः श्रेष्ठाः नरेषु ब्रह्मवेदिनः**

**मनु. अ. १**

જડ વસ્તુઓ કરતાં જેમાં પ્રાણ છે એવી વસ્તુઓ શ્રેષ્ઠ છે, એવા પ્રાણીઓ કરતાં બુદ્ધિ વડે જીવનાર શ્રેષ્ઠ છે. અને તે બધા કરતાં મનુષ્ય શ્રેષ્ઠ છે, પણ સર્વે મનુષ્યોમાં જેને પરમાત્માનું જ્ઞાન થયું છે, એવો પુરૂષ અત્યંત શ્રેષ્ઠ છે.

જેમ શુકલ પક્ષનો ચંદ્ર દિનપ્રતિદિન વૃદ્ધિ પામે છે તેજ પ્રમાણે આ બાળ યોગીનાં શરીર, કાન્તિ, બુદ્ધિ અને જ્ઞાનમાં વૃદ્ધિ થવા લાગી, અને તેના લક્ષ્મીપ્રસાદ એ નામને જાણે યથાર્થ કરવા જન્મ્યા હોય તેવી રીતે તેમના કુટુંબની લક્ષ્મી, યશ અને સદ્‌ગુણોમાં પણ દિનપ્રતિદિન અપૂર્વ વૃદ્ધિ થવા લાગી. નાના મોટા જે જે ધંધામાં તેમના કુટુંબે પ્રવૃત્તિ કરી તેમાં લાભનુંજ દર્શન થવા લાગ્યું, અને પાટીદાર કોમના યથાર્થ ધર્મરૂપ વર્ણાશ્રમને યોગ્ય જે કૃષિના મુખ્ય ધંધામાં તો તેમના કુટુંબને નુતન પ્રકારો સુઝવા લાગ્યા. આટલેથી કાંઇ સંપૂર્ણતા ગણાતી નથી; પરંતુ પૂર્વે *શ્લોકમાં કહ્યું છે તેમ ઝાડ પહાડ આદિ સર્વે જડ વસ્તુથી કીટ પ્રાણવૃત્તિવાળા જીવ શ્રેષ્ઠ છે, અને તે જીવોથી વળી વાંદરાં કુતરાં આદિ બુદ્ધિ વૃત્તિવાળા જીવ શ્રેષ્ઠ છે, અને તેનાથી મનુષ્ય જન્મ શ્રેષ્ઠ છે, અને મનુષ્યોમાં પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરનાર મુમુક્ષુ જીવો શ્રેષ્ઠ છે. તે કથનાનુસાર આ કુટુંબમાં લક્ષ્મીપ્રસાદના જન્મે મહાત્માઓનું આકર્ષણ કરવા માંડયું. કુટુંબના પુરૂષો, સ્ત્રીઓ તેમજ બાળકો પણ ભગવદ્‌ગીતા જેવાં સત્શાસ્ત્રોને લઇ તેના અર્થ સમજવામાં જીજ્ઞાસા ધરાવતાં જણાયાં. આ વિગેરે અનેક ફેરફારો થવા લાગ્યા.

બાળ લક્ષ્મીપ્રસાદ પણ બાલ્યાવસ્થામાં બીજાં સામાન્ય બાળકોની પેઠે ક્ષુદ્ર રમતોમાં રૂચી વગરના લાગતા. સ્વરૂપ

સમયમાં આ પ્રમાણે બાલ્યાવસ્થાની તેમની સ્થિતિમાંજ તેમણે પોતાના કુટુંબના વ્યવહારનું નિરીક્ષણ કરી લીધું હોય એમ લાગતું, અને સત્વર જ્ઞાન સંપાદન કરી તેમાં રહેલી **ત્રુટીઓ** દૂર કરી વ્યવહાર પરમાર્થ ઉભયમાં પોતાના કુટુંબને યોજવા નિશ્ચય કર્યો; અને જે કોમમાં “ભણ્યો કણબી કટંબ બોળે” એવી કહેવતોને પ્રાધાન્ય મળેલું, તથા બાળલગ્નની પ્રથાએ જ્યાં જુલમી સામ્રાજ્ય ચલાવેલું, તથા જે પ્રજા વ્યાપારી, સરકારી નોકરો તથા વકીલ વર્ગોથી કેવળ દબાઈ ગયેલી; તે ઉપરાંત જ્યાં કુટુંબ કલેશોના ભયંકર ડંકા વાગી રહેલા, અને સ્ત્રીઓ તથા પુત્રીઓને જ્યાં ઉકરડાનીજ પૂરેપૂરી ઉપમા અપાતી, જ્યાં વિવાહિત અબળાઓનાં તેમજ બાળાઓનાં પણ જડ દ્રવ્યથી તથા જુલમથી સાટાં થતાં, એવી ઘાતકી ગુલામીનું બજાર બની ગયેલ કોમમાં કેવા પ્રકારની કેળવણીથી તેમનો ઉદ્ધાર થાય તે તરફ જેનું ચિત્ત હવે પરોવાયેલું છે, એવો નિષ્કામ જીવ, ભુખ્યો બાળ સિંહ જેમ આમતેમ બારીક નજરે અવલોકન કરે તેવું વર્તન જ્ઞાન બુભુક્ષુ બાળ લક્ષ્મીપ્રસાદનું આ અવસ્થામાં લાગતું.



# કુમારાવસ્થા.



क्रिया शरीरोद्भवहेतुरागता प्रियाप्रियौ तौ भवत: सुरागिण: ॥
धर्मेतरो तत्र पुन: शरीरकं पुन: क्रिया चक्रवदीर्यते भव: ॥
अज्ञानमेवास्य हि मूलसारणं तद्धनमेवात्र विधौ विधीयते ॥
विद्यैव तन्नाशविधौ पटीयर्सान कर्म तज्जं सविरोधमीरितम् ॥

રાગ અને દ્વેષ વડે કરેલાં, પુન્ય અને પાપ રૂપી કર્મ શરીરને ઉત્પન્ન કરે છે. અને શરીર વડે પુનઃ કર્મની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે ચક્ર ફર્યા કરે છે. તેનું મુળ અજ્ઞાન ( અવિદ્યા ) છે, તે અવિદ્યા વિદ્યા વડેજ નાશ પામે છે.

તેજ પ્રમાણે આપણા ગ્રંથના બાળનાયકે માતૃભાષાના જ્ઞાનને સ્વલ્પ કાળમાં પૂર્ણ કરી, આધુનિક આપત્કાળ રાજ્યભાષા વિના ખગોળ, ભૂગોળ, વ્યાપાર, હુન્નર, કૃષિ, પદાર્થ વિજ્ઞાન વગેરે માટે દ્વારો બંધ થયેલાં છે, એવું જોઇ તેણે પ્રવેશ દ્વારરૂપ ઇંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો, અને ગુજરાતી તેમજ અંગ્રેજી એમ બે ભાષાની સ્કોલરશીપો ફતેહમંદીથી મેળવી; અને સાથે સાથે જ્યારે કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે નરકના દ્વારના; અને શમ, દમાદિ મોક્ષ દ્વારના ભોમીઆઓ બાલાવસ્થામાં પ્રાયશઃ પ્રસુપ્ત અવસ્થામાં હોય છે

તેનો હવે સત્સંગત અથવા તો કુસંગતરૂપી સહકારીઓથી જાગૃત થવાનો સમય આવી પહોંચ્યો. હવેજ સાચવવાનું હોય છે; કેમકે દરીઆના તોફાની મામલામાં પડેલું નાવ સારા નાવિક વિના ગમે તે ખડક સાથે અથડાઇ તૂટી જાય છે; પરંતુ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે યોગભ્રષ્ટ મહાત્માને તો તેજ સત્સંગતીદ્વારા તેના અપૂર્ણ યોગને પૂર્ણ કરાવવા, કુસંગતીથી દૂર રાખી, કુસંસ્કારોને નિર્બળ કરી સત્સંગતીમાં જોડી આપનાર હુંજ છું. એ ભગવત્ વાક્યાનુસાર અહીં સુયોગે આપણા લક્ષ્મીપ્રસાદ, સુપ્રસિદ્ધ છોટુભાઈ દેસાઈ જેવા વિદ્યાગુરૂ કે જે વેદાંત અદ્વૈત જ્ઞાનના પ્રસ્થાનોમાં પણ પૂર્ણ પ્રજ્ઞ છે, તથા જે ખરા વિરકત મહાત્માઓના સંગથી પૂર્ણતા પામેલા છે; તેમની શીતળ, નિર્ભય છાયામાં શિક્ષણ પામવા, તથા વૃદ્ધિ પામવા લાગ્યા. એક તરફથી સંસ્કૃત જેવી પવિત્ર અને ભાષા માત્રના ભૂષણરૂપ દૈવી ગીરાનું જ્ઞાન પ્રાપ્ત કરવા માંડયું, બીજી તરફથી દેશ ભકિતના નવા સંસ્કારનો ઉદય થયો, ત્રીજી તરફથી પૂર્વ જન્મના અધુરા યોગનું સ્મરણ જાગ્રત થયું અને સાથે સાથે અત્યારની વિદ્યામાં રહેલા ગુલામીપણાના ગંભીર દોષોમાં સખ્ત અરૂચી પ્રાપ્ત થવા લાગી.

---

 ભાદ્ર

## સત્સંગ.



जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्य,
मानोन्नतिं दिशति पापमपाकरोति;
चेत: प्रसादयति दिक्षु तनोति कीर्ति
सत्संगति: कथय किं न करोति पुंसाम् ॥

સત્સંગતી માણુસને શું શું નથી કરી આપતી? અરે! બધુંજ કરી આપે છે. તે તો બુદ્ધિની જડતાને સત્વર હરે છે, અસત્ય માણુસને સત્યવાદી બનાવી મૂકે છે, ક્ષુદ્ર માણુસને લોકમાન્ય બનાવે છે, પાપીને તરત પાવન કરી દે છે, જડને ચૈતન્ય બનાવે છે, દુઃખીને સુખી બનાવે છે અને કીર્તિને અત્યંત વધારે છે.

અહીં જ્યારે એક તરફથી હાઇસ્કુલમાં વિદ્યાભ્યાસ ચાલુ છે, ત્યારે બીજી તરફથી મહાત્માઓની શોધ, તેમની સાથે સત્સંગ અને પૂર્વ જન્મમાં અધુરા રહેલા યોગનો અભ્યાસ પણ ચાલુજ હતો. તેમની ૧૫ વર્ષની વયમાં ભરૂચ-વાસી ચુનીલાલ વનમાળીદાસ, નથુ થોભણવાળા સાથે તેમનો પ્રથમ સમાગમ થયો, ત્યારે ચુનીલાલજી સ્નાન સંધ્યાદિ કરી રહ્યા પછી તેમને જીજ્ઞાસુ ભાવથી પૂછવા

લાગ્યા, તમે યોગના વિષયમાં શું જાણો છો? ચુનીલાલજીએ કહ્યું, અત્યારે તમારે તે પ્રશ્નનું શું પ્રયોજન છે? ત્યારે તે કહેવા લાગ્યા કે હું લય ચિંતન કે જેમાં હું પંચો ભૂતો જેમાં કારણ છે એવું મારૂં હાથ પગાદિ અવયવો સહિત શરીર, ઇંદ્રિઓ તથા અંતઃકરણનું વિસ્મરણ થાય એવો જે યોગ તે કરૂં છું, અને તે યોગદ્વારા હું સ્થળ શરીરનો સૂક્ષ્મ શરીરમાં, સૂક્ષ્મ શરીરનો કારણ શરીરમાં, કારણનો મહાકારણમાં અને મહાકારણનો પરમાત્મામાં લય કરી અખંડ સમાધિ થવા ઇચ્છા રાખું છું. અહો આશ્ચર્ય! અહો આશ્ચર્ય!

આ વાત જ્યારે તેમણે (ચુનીલાલજીએ) સાંભળી ત્યારે તેમની બાલ્યાવસ્થા, ઇંગ્રેજી વિદ્યામાં પ્રવૃત્તિ, ગર્ભ શ્રીમંતને યોગ્ય ભોગ સામગ્રી, એવી બહીર્મુખ પ્રવૃત્તિના પૂર્ણ વૈભવમાં, તથા દેશકાળ પણ તેવાજ વિરોધી છતાં આ કુમારનાં, તેમને તો વ્યાસ પુત્ર શુકદેવજીનાં અથવા વામદેવજી, ધ્રુવ, પ્રલ્હાદ જેવા અથવા રામચંદ્રજી જેવા શુદ્ધ સાત્વિક ભાવનાં મૂર્તિમંત સ્વરૂપેજ દર્શન થયાં.

આ લય ચિંતન કંઇ આ પંદર વર્ષના બાળકની ક્ષુદ્ર રમત ન હતી, અથવા કામનાના આવેશમાં લેવાયલું આ કામ સકામ અનુષ્ઠાન નહોતું, કે નિર્ગુણ ભકિત પણ ન હતી; પરંતુ આ બાળકે તો અનેક સાધુ સંતોના સમા-

ગમથી અને યથાશક્તિ શાસ્ત્રના અધ્યયન પૂર્વક શ્રવણ મનનના પરિપાકને અંતે નિદિધ્યાસાર્થે લીધેલો આ સંપ્રજ્ઞાત અદ્વૈત ભાવના રૂપ જ્ઞાનયોગ હતો. એ બાબતનું સંપૂર્ણ વિવેચન તેમના પત્રોપરથી પાછળથી સ્પષ્ટ સમજાશે. આ લક્ષ્મીપ્રસાદનાં પુણ્ય પગલાંથી, જેમ શ્રીકૃષ્ણનાં દર્શનાર્થે અવધૂત યોગીશ્વર શ્રી શંકર યશોદા ઘેર આવ્યા હતા, તેમ શ્રી મહાત્મા કારકાંનંદજી તો અમદાવાદમાંજ રહી આ કુટુંબમાં સર્વને બોધામૃતનું પાન સર્વદા કરાવતા, અને તેમના સત્સંગદ્વારા વેદાન્તના નાના મોટા અનેક ગ્રંથો વૃદ્ધ, બાળક તેમજ સ્ત્રીઓને શીખવી કુટુંબનું જીવન સંસ્કારી બનાવી મૂકતા, આથી આ કુટુંબરૂપી ક્ષેત્ર મળ વિક્ષેપ વિનાનું બની ગયું હતું. ત્યાં લક્ષ્મીપ્રસાદરૂપી આત્માનું પ્રતિબંબ સ્પષ્ટ ઝળહળવા લાગ્યું હતું.

---

## બ્રહ્મચર્યાશ્રમ.



**ब्रह्माध्ययन संयुक्तो ब्रह्मचर्यरतः सदा**
**सर्वं ब्रह्मेति यो वेद ब्रह्मचारी स उच्यते ॥**

વેદાધ્યયનથી યુક્ત, સર્વદા બ્રહ્મચર્યમાં પ્રીતિવાળો, અને સર્વ બ્રહ્મ છે એમ જે જાણે છે તે બ્રહ્મચારી કહેવાય છે.

માતાપિતાના વાત્સલ્ય ભાવમાં પુત્રનો વિવાહ કરી લ્હાવો લેવાનો સંકલ્પ સ્ફૂરે એ સ્વાભાવિક છે. તેમાં આવા પુત્રને માતા પિતાના તે સંકલ્પ પ્રતિ ઉપેક્ષા હોય તે પણ સ્વાભાવિક હોય છે. અહીં તો લક્ષ્મીપ્રસાદ માટે દિનપ્રતિદિન અનેક સદ્વિદ્યા સંપન્ન કન્યાઓની માગણીઓ થવા લાગી; પરંતુ આ કાંઈ પાંજરામાં પૂરેલો પોપટ નહોતો, આતો સ્વતંત્ર ગગન વિહારી ગરૂડ હતો, તે માયા જાળમાં કેમ સપડાય. મનમાં કાંઇ અને બહાર કાંઇ એવું આ નાયકનું વર્તન નહોતું. આના સિદ્ધાંત તો પૂર્વના સદાચાર ગ્રંથના શ્લોકમાં જેમ શ્રી શંકરાચાર્ય મહારાજે કહ્યું છે તેમ બ્રહ્મવિદ્યાના અધ્યયન પૂર્વક સર્વ જગતને બ્રહ્મ પરમાત્મારૂપ જોવાનો હતો, અને બ્રહ્મચર્યના ભંગથી સદાનંદનો ભંગ થાય છે તેથી સર્વદા ઇંદ્રિય નિગ્રહ તથા સંયમપૂર્વક જીવન ગાળવાનો જેનો દૃઢ નિશ્ચય છે તે એવા લોભમાં, એવા લ્હાવામાં કેમ ભાગ લે. " આનંદનું સ્થાન વીર્યમાં છે, અને વીર્યના નાશથી આનંદનો નાશ થઈ મનુષ્ય સ્મશાનીયા ડાઘુ જેવો નિસ્તેજ થઈ જાય છે " એવો જેને જન્મ જન્માંતરમાં અનુભવ થયો હોય તેવા સંસ્કારી, વાસના વિનાના, અને જેનો આ અંતિમ જન્મ હોય છે તેવા મહાત્માઓ, જેવું જ્ઞાનપૂર્વક સદાનું નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળે છે તેવુંજ બ્રહ્મચર્ય પાળવાનો આ ધીર વીરનો હેતુ સ્પષ્ટ જણાતો હતો, પણ આ શુભ હેતુ જાણવાને આ વખત તો ભાગ્યેજ કોઇ ભાગ્યશાળી થયું હશે.

પણ અભ્યાસ પૂર્ણ થયા વિના પરણવું નથી એવા વાયદા પર વાત ચઢી, અને અનેક કન્યાઓ તથા તેનાં માતા પિતાની દષ્ટિનો વિષય થઇ રહેલો આ આત્મા તેમને આશામાં ને આશામાં રાખી રહ્યો હતો. બ્રહ્મચર્યનો તો એ પ્રભાવજ છે કે તે અંગમાં વીર્ય, બળ, ઓજસ; કાન્તિ વગેરેના અપ્રતિહત વેગને દાખવે ત્યાં તેને શુભ માર્ગે વાળવામાં કાંતો હઠયોગ કરવો કે અંગકસરત કરી તે વધેલા વીર્યાદિ વેગને ઓજસ આદિમાં રૂપાન્તર પમાડવું; આથી હવે દેશી પરદેશી અનેક કસરતોના જુદા જુદા પ્રકારોથી તથા સાદા ભોજન પાનાદિથી તથા સાદા પોશાક, વર્તન તથા વ્યવહારથી બ્રહ્મચર્યને શોભે અર્થાત્ બ્રહ્મચર્યની સાક્ષાત્ મૂર્તિ હોય તેવુ શરીર બનાવી મૂકવામાં પણ તે સર્વાંશે સફળ થયા.

---

## યૌવનાવસ્થા.



ऐश्वरस्य विभूषणं सुजनता
शौर्यस्य वाक्संयमो
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो
वित्तस्य पात्रे व्ययः

अक्रोधस्तपस : क्षमा प्रभवीतु
धर्मस्य निर्व्याजता
सर्वेषामपि सर्व सारणमिदं
शीलं परं भूषणम्

શ્રીમંતાઇ સુજનતા વડે સોભે છે, થોડું બોલવાથી શૌર્યની શોભા વધે છે, જ્ઞાનનું ઘરેણું વૈરાગ્ય છે, વિદ્વત્તા વિનય વડે શોભે છે, દાનથી, ધનથી શોભા વધે છે, તપ અપક્રોધ વડે, એટલે ક્ષમા વડે શોભે છે, બધાને ઘરેણા વડે શોભે છે, કિંતુ શીયલ (બ્રહ્મચર્ય) તો પોતેજ મોટું સુંદર ઘરેણું છે તેને શોભાવવા બીજા ઘરેણાઓની જરૂર નથી.

સોળથી પચ્ચીશ વર્ષની વયને કળિયુગમાં ગધા પચ્ચી. શીની ઉપમા અપાય છે. આ કાળમાં જીવનનું વહાણુ ભર દરીએ ભયંકર તોફાનમાં હોય છે, અને અત્યારે આ કુટુંબ પણ ઐશ્વર્યના પૂર્ણ બહારમાં આવ્યું છે, જે જે ધંધામાં તે કુટુંબ પડે છે ત્યાં લાભજ લાભ. એવા કુટુંબના ઐશ્વર્યના મદને શ્રીયુત લક્ષ્મીપ્રસાદ સુજનતા રૂપે પલટાવવા લાગ્યા. આ વખતે તેઓ પોતાના બળને વાણીના સંયમથી વશ કરે છે, જ્ઞાનામૃતથી ઉપશમમાંજ આનંદ માને છે, તપના સામર્થ્ય વડે ક્રોધી થવાનો સંભવ હોય ત્યાં ક્ષમા શસ્ત્ર

મજબૂત પકડી રાખે છે; ધનના વેગને દાનાદિ પ્રતિવાળી દેશ સેવા, જ્ઞાતિ સેવામાં વ્યય કરાવવા કુટુંબને પ્રેરણા કરે છે. ધર્મોથી થતાં પુણ્યને નિઃકામતા વડે ચિત્તશુદ્ધિમાં પ્રેરે છે; એમ સર્વે ગુણોથી ઉત્પન્ન થતા વેગોને શુભ માર્ગે વાળી પરમ ભૂષણ રૂપ જે શીયળ ગુણ તેથી શોભતા આપણા આ વાર્તાનાયકને પ્રાચીન વિવેકાનંદજી તથા રામતીર્થ સ્વામીજી તથા અર્વાચીન લોકમાન્ય તીલક તથા મહાત્મા ગાંધીજી જેવા આદર્શ જીવનનો લોભ લાગે એ સ્વાભાવિક છે. પ્રભુદ્વારમાં બધી સામગ્રી તૈયાર છે, અહીં મિત્રમંડળ તેવુંજ મળવા લાગ્યું, અને પેલા મુળજીભાઈ શીવાભાઇ જેઓ સાયન્સના અભ્યાસી છે તે તથા બીજા સમાન વયના મિત્રોની મદદથી ભવિષ્યમાં જે સંઘ બળ વડે દેશની સેવાઓ થાય તેવી સંઘની સ્થાપનાઓ પ્રતિ પ્રવૃત્તિ થવા લાગી. જુનાં જ્ઞાતિ મંડળો, જેમાંથી સત્ત્વ ઉડી ગયું હતું, અને માત્ર દંભનુંજ સામ્રાજ્ય પ્રવર્તતું હતું તેમાંથી તેમની શ્રદ્ધા ઉઠી ગઇ. નવાં મંડળો પણ નિષ્કામ ભાવનાથી રચાતાં માલમ ન પડવાથી કવચિત જ્ઞાતી સુધારા અર્થે એકલાએજ કેડ કસવી એવો વેગ થઇ જતો, અને તેવી પ્રવૃત્તિ પણ કરતા; પણ હવે તો માધ્યમિક કેળવણી પૂરી થઇ હતી અને ઉચ્ચ કેળવણી લેવા અમદાવાદ છોડી પુના જવાનું આવ્યું, આથી જ્ઞાતી સેવા પ્રતિ પોતે બહુ ન કરી શક્યા છતાં તેમના શુભ જન્મે, તેમની ઉચ્ચ ભાવનાએ તથા તેમના

નિરંતરના સહવાસે તેમના કુટુંબને તો સદાના જડ ઘાલી બેઠેલા બાળલગ્ન, દ્વીત્રીયા દોષ, મુદ્દતનાં લગ્ન, કુળવાનપણાની માન્યતા, કજોડાંની પ્રથા, લેણદેણના ઝગડા, ન્યાતવરાના છંદ વગેરેમાંથી તથા વગા જથાના બંધનમાંથી સદાને માટે મુક્ત કર્યું, અને આ મોટા કુળનું દૃષ્ટાંત આખી જ્ઞાતીને ઘણુંજ બોધદાયક થઇ પડયું એ કાંઇ ઓછી જ્ઞાતી સેવા ન ગણાય; તેમની દેશ સેવાના ઉદ્ગાર તેમના પત્રોમાં સ્પષ્ટ જણાશે કે આ તો બીજા ગાંધીજી નીવડત કે તેથીએ અધિક થાત; પણ તે સર્વે બ્રહ્મચર્યાદિ તેમની સાધન સંપત્તિથી અત્યારે તો અનુમાનમાંજ માત્ર રહી ગયું.

યૌવન કોને નથી આવતું, અને યૌવનનો મદ પણ બધા મદથી જીતવો કઠણ હોય છે, પરંતુ મુંબાઇ પાટીદાર પરિષદ્ સમયે સભામાં આ દિવ્ય મૂર્તિનાં દર્શન કરનાર સર્વેએ જોયું હશેજ કે એક યુવાન ગર્ભશ્રીમંત બાળક કોલેજના અભ્યાસી છતાં જાડું ધોતીયું જાડો ટુંકો (હાફ) કોટ, અને પગમાં મોજાં બુટને બદલે માત્ર ચંપલ. અહીં સાદાઇની હદ આવી જતી હતી, કેમકે કોલેજના ભણનારને જેટલાં કપડાં વિના છુટકો નજ હોય તેજ માત્ર એમના પોશાકમા જણાતું. સુધારાની સમાજનો દંભ જોઇ વિવેકીને જરા ક્રોધ થયા વિના રહે નહિ, અને કેટલાક યુવકોએ ત્યાં તેવો ક્રોધ કર્યો પણ હતો; છતાં પોતે ક્ષમા ધારણ કરી, કંઈ નહિ આપણે રજાઓના દિવસોમાં પુનેથી અમદાવાદ

આવી ગામડાંઓમાં ફરી ઉપદેશ કરી જુની દુઃખદાઈ પ્રથાનો જરૂર સમૂળ નાશ કરી શકીશું એવા ધૈર્યપૂર્વક શબ્દોથી બીજાને શાન્તિ આપતા પણ સમાજમાં જોયા છે. સર્વે ભોગ સામગ્રી વિના પ્રયત્ને પ્રાપ્તજ હતાં છતાં અખંડ તૃપ્તની પેઠે ઉપસમમાંજ સ્વાભાવિક સ્થિતિ પામેલા હતા એતો આપણે હવે પછી તેમના પત્રોના પ્રસંગમાં સહેજ જોઇ શકીશું. અહીં એક તરફથી કોલેજનું શિક્ષણ ચાલે છે ત્યારે બીજી તરફથી પાટીદાર કોમ જેનો પ્રથમ ક્ષાત્ર ધર્મ હતો, અને પ્રજાપાલનમાં તત્પર; એવી ક્ષાત્ર પ્રજા કે જેનું મુખ્ય આભૂષણ આયુધજ ગણાતું તે આયુધને ધારણ કરવું એ જે દેશકાળમાં અત્યારે ગુન્હો ગણાય છે તેવા આપત્કાળમાં પ્રજાએ આપદ્ધર્મ તરીકે કૃષિ, ગૌરક્ષા વાણિજ્યનો સ્વિકાર કર્યો છે તો તેને પણ સંપૂર્ણતાએ પહોંચાડવા અનેક દેશથી અનેક વિદ્યાઓની સામગ્રી એકઠી કરી તેમના કુટુંબને લાભ આપતા. કોલેજમાં જઈ વકીલ કે નોકર થવાનું તો સ્વપ્ને પણ હોય નહિ, કેમકે અત્યારે તો જુની કહેવત પ્રમાણે વૈદ્ય, વકીલ અને વેશ્યા એ ત્રણે જો કે નિર્લજતા, જૂઠ, પૈસા કઢાવવામાં અને લોકને ખોટા મોહમાં ફસાવવામાં સરખાં છે, છતાં વૈદ્ય કરતાં અધિક ઉતરતો વકીલનો ધંધો છે, ને તેથી અધિક નીચ ધંધો માત્ર એક વેશ્યાનોજ છે; પરંતુ વકીલ જેટલું ધન વેશ્યાઓ નથી લૂટતી, અને દેશની આગેવાની અને કોંગ્રેસમાં ભાષણો વેશ્યાઓ નથી આપતી, તેથી

લોકને મોહ પમાડવામાં અધિક ભાગ વકીલો ભજવે છે, તે કારણથી જે સમયમાં મહાત્મા ગાંધીજી જેવા વકીલોને વકીલાત છોડવા ઉપદેશ આપી રહ્યા છે તે કાળે સજ્જનો તેવા ધંધા માટે પરિશ્રમ કરેજ નહિ એ સ્વાભાવિક છે, તેમાં પણ પાટીદારને તો વકીલાત કરવી લાજમ નથી કેમકે તેની પાસે તેનો વડીલોપાર્જીત કૃષિનો ધંધો તૈયાર છે. આવા શુભ ઉદ્દેશથી કોલેજમાં ઇન્ટરમીડીએટ પાસ કરી સને ૧૯૧૭ ની સાલમાં ખેતીવાડીના જ્ઞાન માટે પુનાની ખેતીવાડી કોલેજમાં પધાર્યા, અને ત્યાંનો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી ખેતીવાડીના આખી દુનિઆના જ્ઞાનનો સંગ્રહ કરવા અમેરિકા જવા દૃઢ નિશ્ચય હતો. અત્યારે સરકાર સાથેના સંબંધવાળી શાળાઓમાં તથા મ્યુનિસિપાલ શાળાઓમાં ચાલતું શિક્ષણ નોકર બનાવવામાં ઉપયોગી થાય છે એવું દૃઢ થવાથી પોતાના કાકાના દીકરા ભાઇ રમણલાલને તથા ભત્રીજા ગીરધારીને મહાત્મા ટાગોરના શાન્તિનિકેતન આશ્રમે મોકલી આપ્યા. બીજા ભાઈ ભત્રીજાઓને કોઇને ચરોતર એજ્યુકેશન સોસાઇટીની શાળાઓમાં તો કોઇને ગુરૂકુળમાં મોકલી આપ્યા.

नाहं वेदैर्न तपसा न दानेन नचेज्यया ।
शक्य एवं विधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥

હે અર્જુન, હું વેદ ભણુવાથી, તપ કરવાથી, દાન કરવાથી કે યજ્ઞ કરવાથી પ્રાપ્ત થતો નથી, કિંતુ અનન્ય ભક્તિ વડે થઉં છું.

---

## દૃઢ નિશ્ચય.



**अनेकानि सहस्राणि कुमार ब्रह्मचारिनां ।**
**दिवं गतानि । मरणां कृत्वा [illegible] संततिम् ॥**

પૂર્વે સનત્કુમાર, નારદ, શુકદેવ આદિ અનેક બ્રહ્મચારીઓ પ્રજા ઉત્પન્ન કરવા લગ્નની ગરબડમાં નથી પડ્યા છતાં મોક્ષને પામ્યા છે; તો મારે હવે શા માટે લગ્ન કરી મારા જીવને વ્યવહારના બંધનમાં નાખી દેશોન્નતિના કાર્યથી વિમુખ રાખવો. એવા નિશ્ચયપૂર્વક વૈરાગ્યનો દૃઢ નિશ્ચય કરી બેઠેલા આ યુવક મહાત્મા ખેતીવાડી કોલેજનો ત્રણ વર્ષનો અભ્યાસ પૂર્ણ કર્યો અને સાથે સાથે યોગાભ્યાસ પણ દૃઢ કર્યો.

હવે તો તેમના કુટુંબે તેમનાં લગ્ન ઝટપટ કરી નાખવાના ઈરાદાથી મહાત્માઓદ્વારા પણ વિષ્ટિ ચલાવી. આથી હવે વધુ સંસારમાં રહીશ તો યાવત્ જીવન લફરૂં છુટશે

નહિ, એવા વિચારથી " देहं पातयामि वा अर्थं साधयामि " એ સુત્રાનુસાર હિમાલયમાં જઇ ભોગથી નહિ પણ યોગથી નિર્વિકલ્પ અસંપજ્ઞાત યોગદ્વારા પ્રારબ્ધ પૂરૂં કરી વિદેહ મુક્તિ કૈવલ્ય મોક્ષ માટે દૃઢ નિશ્ચય પણ કર્યો, અને જો તેમાં વિઘ્ન આવે તો આ દેહ અન્ય વ્યવહારમાં તો ઉપ-યોગી નથી માટે તેના ધારણનું કાંઇ વિશેષ પ્રયોજન નથી એ પણ સમજાયેલું હોવાથી એજ અંતિમ દશા માટે જાણે કમર કસી તૈયારી કરીનેજ પુનાના એકાંત વાસમાંથી હિમા-લયના શાન્તસ્થાન અથવા દેહના અવસાન માટે વચ્ચમાંજ અમદાવાદની પોતાનાં પૂર્વોક્ત શાહપુરના સ્થાનરૂપી શરાહમાં આવી પડયા. યોગરદમનું વાતાવરણ પ્રતિકુળ જણાયું, અહીં ગુજરાત રાજકીય પરિષદ્ પણ તેજ સમય ભરાયેલી હતી. સર્વે મિત્રો, સગાંસંબંધીઓ, દેશભક્તો તથા મહાત્માઓની પ્રેમપૂર્વક છેલ્લી મુલાકાત કરી લેવાનો અહીં સુયોગ હતો. બધા મળ્યા તેમને પોતાના નિશ્ચયો તેમણે જણાવ્યા; પરંતુ આ નવયુવકની કાન્તિ, બળ, યશ, તેજ, વિદ્યા, સદ્‌ગુણ, ઐશ્વર્ય વગેરેથી સર્વે મોહિત થયા, છતાં તે મોહમાં આ યુવકના ભાવિ નિશ્ચયો તેમને ગળે ન ઉતર્યા, અને એક મતે સર્વેએ લક્ષ્મીપ્રસાદને લગ્ન ગાંઠમાં જોડાવા દુરાગ્રહ કરવા માંડયો. આ દેહ માતા પિતાનો છે, તેમાં પણ દેહપર પિતા કરતાં માતાની સત્તા વધારે છે, અને તેથીજ શાસ્ત્રમાં લખ્યું છે કે માતા રાજીખુશીથી આજ્ઞા આપે તોજ સંન્યાસ

લેવાય; પરંતુ આત્માને તો કોઇએ ઉત્પન્ન કર્યો નથી, તેથી તેનાપર કોઇની સત્તા ન હોય વાસ્તવિક છે. વળી શાસ્ત્રમાં પત્નીની પણ આજ્ઞા લેવા લખ્યું છે છતાં તેનો તો અહીં અવકાશજ નહોતો; તો જો માતા વિદ્ધત ( જ્ઞાન પછી ચતુર્થ ભૂમિકા પછી સાતમી ભૂમિકા ) માટે આજ્ઞા ન આપે તો તેનો દેહ તેને સમર્પણ કરવો એવો નિશ્ચય કર્યો, અને તેથી આઠેક દિવસ નિરોગી છતાં રોગી દેખાડવું વગેરે સર્વે સંસારની લીલા પ્રાકૃત મનુષ્યના જેવી કરવા માંડી અને અંતે અવસાન થયું.

---

## અવસાન.



अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि ।
तदा दुःखैर्नबाध्येर नलरामयुधीष्ठिराः ॥

અવશ્ય થવાની વસ્તુનો કોણ અટકાવ કરી શકે ? જો અટકાવ થતો હોત તો નળરાજા અને યુધિષ્ઠિર શા માટે વનવાસમાં દુઃખ વેઠત ?

કરવાનું કરી ચુકયા, પામવાનું પામી ચુકયા, ત્યાગવાનું તજી દીધું, હવે કાંઇ કરવાનું બાકી નહોતું તો

ટેકીલાએ ટેક મૂકી કાયર થઇ શા માટે લોકને અનુસરવું ? શા માટે દેહને અનુસરવું અને પ્રવૃત્તિ માર્ગનું બોધન કરનાર શાસ્ત્રને પણ શા માટે અનુસરવું ? એમ કરવામાં કાંઇ પ્રમાણ કે દૃષ્ટાંત ખાસ હોય એમ લાગતું નથી. પણ અહીં શંકા થાય કે લોકસંગ્રહ માટે એટલે પોતે જે પૂર્ણ જ્ઞાનના જ્ઞાતા તથા પૂર્ણ આનંદના ભોક્તા થયા છે; તે જ્ઞાન તથા આનંદનો સર્વેને બોધ આપવા માટે તો અહેતુક દયાસિંધુ મહાત્માઓ દેહ ધારણ કરી લોકમાં વિચરે છે. બરાબર તેમજ છે, અને તે માટે આ બાળયોગીએ પૂર્વથીજ યથાયોગ્ય બંદોબસ્ત કર્યો હતો. પોતાના મિત્રોપર, સગાંવહાલાંપર અને અન્ય મહાત્માઓપરના પત્રોમાં પોતે જે અનુભવ અમૃતનું પાન કરતા તેના છાંટા નાંખ્યાજ કરતા, અને તે અનુભવ સુધાનાં બિંદુઓ આ લઘુગ્રંથમાં આપીએ તો કાંઈજ અતિશયોક્તિ નહિ ગણાય. હીરાને વિંધવા હીરો જોઇએ, લોખંડને કાપવા લોખંડની છીણી જોઈએ, અને બે કાષ્ટના ઘર્ષણથી જેમ અગ્નિ પ્રદિપ્ત થઇ તે કાષ્ટોને સમૂળ દાહ કરે છે તેજ પ્રમાણે અધિકાર અનુસાર પ્રસંગોપાત જડ અક્ષરોથી, જડ શબ્દોના જડ વાક્યો વડે જડ પત્રપર કાળી શાહીથી લખાયેલા પત્રો વડે આ જડ દેહનું સાર્થક કરવા એ પત્રોમાંના ચૈતન્યને ચૈતન્ય દૃષ્ટિ વડે જોવા જોઇએ, તો અંતે ચૈતન્યજ અવશેષ રહેશે. જે ચૈતન્યમાં જડ જડનો

ભેદ, જડ ચૈતન્યનો ભેદ, જીવ જીવનો ભેદ, જીવ શીવનો ભેદ; અને જીવ જડનો ભેદ એવા પંચ ભેદનો જરાએ અવકાશ નથી ત્યાં જેમ અલંકાર સુવર્ણમાં સમાય, મીઠું સાગરમાં સમાય, બરફ જળમાં સમાય, અલાત અગ્નિમાં સમાય, વાયુ વાયુમાં સમાય અને ઘડો ફુટી જતાં જેમ ઘટાકાશ મહાકાશમાં સમાય તેવી રીતે સને ૧૯૨૦ ના અપ્રેલ મહિનાની ૧૫ મી તારીખે ગુરૂવારના ચઢતા પહોરે મધ્યાન્હ સમયે જ્યારે તેમના કુટુંબની ચઢતીનો પણ ખરેખરો મધ્યાન્હ કાળ પ્રકાશતો હતો અને દેશમાં જાગ્રતિનો સૂર્ય પણ પ્રકાશતો હતો તે સમયે વીશ વર્ષમાં સર્વ કાર્ય પૂર્ણ કરી પંચ મહાભૂતને સમષ્ટિ પંચ મહાભૂતમાંથી જેમ ઉછીનાં લીધાં હતાં તેજ રીતે રાજીખુશીથી પાછાં સોંપી જે લયચિંતનનો અભ્યાસ પોતે પોતાની પંદર વર્ષની ઉંમરથી આરંભ્યો હતો, અને જે અત્યારે દૃઢ થયો હતો જેમ લય ચિંતનના ક્રમ વડે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પંચ મહાભૂત રૂપ વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને વાયુ રૂપ કર્મેંદ્રિયને સમેટી પંચ જ્ઞાનેંદ્રિયમાં લય કરી, પંચ જ્ઞાનેંદ્રિયને મન બુદ્ધિ રૂપ અંતઃકરણમાં લય કરી અંતઃકરણને અહંરૂપ જીવમાં લય કર્યું; જીવને અક્ષર રૂપ માયામાં લય કર્યો અને અક્ષરને પુરૂષોત્તમ, પરમાત્મા, પરબ્રહ્મ, સદાશીવમાં અભેદ રૂપે અવસ્થાન પમાડી આ મહાન આત્મા સર્વની દૃષ્ટિએ

સર્વાત્મા થયો. વસ્તુતઃ તો સર્વ પણ નહિ અને એક પણ નહિ એવું જે "यतो वाचो निवर्तन्ते, अप्राप्य मनसा सह" વા "ब्रह्मविद् ब्रह्मैव भवति"—यद् गत्वा न निवर्तन्ते तद् धाम परमं मम" ઈત્યાદિ વાકયોથી જે પ્રબોધાય છે તે અવાચ્ય, અવાંગ, મનસ, ગોચર થયો.



## પોતે કરેલી નોંધ.

### તા. ૧ લી ઓગષ્ટ ૧૯૧૭.

સ્થાન તારા મેન્શન.

એગ્રીકલચર કોલેજ પુના.

સવારમાં ઉઠીને કોલેજનું પ્રીઝીકસ વાંચ્યું. કોલેજના વિષયોમાં બરાબર સમજણ પડી. સાંજના મુળજીભાઇની સાથે ફરવા ગયો. મનમાં, અનંત શકિત મારામાંજ રહેલી છે, તેવો નિશ્ચય, અને ભવિષ્યના મહાન કાર્ય માટે ઉત્સાહ, આશા એજ આનંદ. રાત્રે પણ તે કાર્ય વિષે વિચાર. નદ્રા.

## તા. ૨ જી ઓગષ્ટ ૧૯૧૭.

સવારમાં ઉઠયો. તે દિવસે તળેગાંવ ગ્લાસ ફેકટરી જોવા જવા વિચાર હતો. જમીને બપોરે મી. ગોપાળદાસ, મુળજી-ભાઈ, ગોરધનભાઈ તથા વસંતલાલની સાથે ફેકટરી જોવા માટે ટ્રેનમાં ( ૧૧ાા ) બેઠા. તળેગાંવ ગયા, અને ફેકટરી જોઈ. ખાસ જોવા લાયક તે નહોતી. ચીમનીઓ અને ગ્લોબ વિગેરે બનાવવામાં આવતા હતા. ત્યાંથી ફ્રુટનો નાસ્તો કરી સાંજે પાંચ વાગે પુનામાં આવ્યા. લાલજી કાકાને મળ્યા. ગોરધનભાઈને ખોટું લાગવાનું કારણ આપવાથી સાંજના તેમની માફી માગી. ફરીથી ભવિષ્યમાં તેવી ભૂલ ન થાય, માટે મનમાં નિશ્ચય કર્યો. મુળજીભાઈ, ગોરધનભાઇ તથા વસંતલાલને બીજે દિવસે પ્રીસ્ટમાં આમંત્રણ. રાત્રે સુતી વખતે વિવેકાનંદ સ્વામી વિષે વિચાર. નિદ્રા.

## તા. ૩ જી ઓગષ્ટ ૧૯૧૭.

આગલા દિવસે તેમ આજે પણ રજા હતી. બળેવનો દિવસ હતો, અને હોટેલમાં પ્રીસ્ટ હતી, તેથી જમ-વાનું મોડું હતું. સવારમાં દશ વાગે ફરવા ગયો. કેના-લના રસ્તે ઘણે દૂર સુધી ગયો. જતી વખતે મનમાં,

વિવેકાનંદ સ્વામી ક્યારે થઈશ, આત્મજ્ઞાન ક્યારે થશે, તેને વિષે આતુરતા ને ચિંતા. આશા નિરાશામાં ગોથાં. ફરની એક ઉચી ટેકરી ઉપર ચઢયો. ત્યાંથી ઉંચાં નીચાં ટેકરીઓનાં શિખરો, લીલાં વૃક્ષોનો મહાન જૂથ, સામે પર્વતનું દિગ્દર્શન, ઝીણો ઝીણો વરસાદ, પુના શહેરનો દેખાવ. બીજી બાજુ ગંભીર ટેકરીઓ અને તેમના સુંદર ગાલીચા માફક પથરાએલી લીલોતરી, મંદ મંદ પવન, અને એકાંત, અને વાદળથી ઢંકાએલો સૂર્ય, તે બધું જોઇને, અનુભવીને, ગંભીર વિચારો અને મનમાં ઉત્સાહ અને આનંદ. પછી સવા અગીઆર વાગે પાછો આવી સ્નાન કરી જમી લીધું. બપોરના વિચાર કરતાં કરતાં નિદ્રા. ઊંઘમાંથી જાગીને વિવેકાનંદ સ્વામીના જીવન વૃત્તાંતમાંથી ચાર, પાંચ પ્રકરણો આડાં અવળાં વાંચ્યાં; તેથી મન ઉપર ગંભીર અસર અને તેમના જીવનનું ઉંડું અવલોકન. સાંજના સાડાસાતે પાછા આવી જમી લીધું. પછી રાત્રે વિવેકાનંદ સ્વામીનું પહેલેથી જીવન વૃત્તાંત વાંચવા માંડયું. રાત્રે અગીઆર પ્રકરણ વાંચ્યાં. દશ વાગ્યા, પછી ચોપડી બંધ કરી બહાર ફરવા માંડયું. ફરતાં ફરતાં વિવેકાનંદસ્વામીની બાલ્યાવસ્થા, તથા યુવાવસ્થાનું ઉંડું અવલોકન. તેમનો જુદી જુદી જાતનો આત્મિક, માનસિક, બુદ્ધિનો, નૈતિક, શારિરીક વિકાસ, જુદા જુદા સદ્ગુણો અને મેળવેલી કળાઓ વિષે ઉંડો વિચાર. મારામાં અને તેમનામાં કેટલે અંશે સમતા છે, અને કેટલે

અંશે તફાવત છે તેનું અવલોકન. મારી પાસે તેમના જેવા થવા માટે શું શું છે, અને કેટલું શકય છે? ઉંડા વિચારને અંતે માલુમ પડયું કે વિવેકાનંદસ્વામી જેવા થવું તે મારે અશકય નથી. પુનામાં બી. એસ. માટે ત્રણ વર્ષ ગાળવાનાં તે અરસામાં નરેંદ્રના શારિરીક, માનસિક, નૈતિક, આત્મિક અને કળાઓના વિકાસની ઘણે ખરે ભાગે બરાબરી કરી શકાશે, અને તેથી મનમાં ઉપજેલો મહાન આનંદ અને ઉત્સાહ. ગોપાળદાસે બહાર આવીને પૂછયું શું કરો છો, અને તેમણે મારા વિચારો જાણ્યા—મારા કેટલાક ગુણોનું નરેંદ્રના કેટલાક ગુણો સાથે મળતાપણું છે, એમ તેમનું કહેવું થયું. પણ તેમણે કહ્યું કે વિવેકાનંદ સ્વામી બનવું તે અશકય છે. આપણામાં અને તેમનામાં મહાન તફાવત રહેલો છે. તેમની વાત સાંભળી મને થયેલી અપ્રસન્નતા. વધારે બોલવાનું બંધ કરી, રૂમ બંધ કરી, ફરી આગળ સ્વામીનું જીવનવૃત્તાંત વાંચવા બેઠો. કુલ્લ ચૌદેક પ્રકરણ વાંચ્યા પછી સુઇ રહ્યો, સાડાઅગીઆર વાગી ગયા હતા. સુતી વખતે આશા નિરાશામાં ગોથાં—ગુરૂદેવને મારી મદદે આવવા માટે વિનંતિ. નિદ્રા.

## તા. ૪ થી ઓગષ્ટ ૧૯૧૭.

સવારમાં સાત વાગે ઉઠયો. દૂધ પીને કોલેજમાં ગયો. ત્યાંથી આવીને સ્નાન કરી લીધું. વસંતલાલ બહાર ગયા

હતા, રૂમ બંધ કરી વિવેકાનંદ સ્વામીનું જીવન વૃતાંત વાંચવા બેઠો, કુલ્લ ઓગણીશ પ્રકરણુ વાંચ્યાં, પછી જમવા ગયો. જમીને આવ્યા પછી પાછો જીવન વૃત્તાંત વાંચવા બેઠો. વીશમા પ્રકરણમાં ગીતા વિષેનું રમણીય વર્ણન અને તેના ઉપદેશનું અમૃત સિંચન તેથી ઘણોજ આનંદ થયો. (વિવેકાનંદ સ્વામી ઉપર) નરેંદ્ર ઉપર ગીતા વાંચવાથી જે ફળ આવ્યું હતું તે જાણીને બીજા ટર્મમાં મારે પણ ગીતાનું ઉંડું અવલોકન કરી આનંદ, ઉત્સાહ, બળ અને જ્ઞાન મેળવવા માટે કરેલો નિશ્ચય. એકવીશમા પ્રકરણમાં "ઉચ્ચ જીવનનું આદર્શ" તે વાંચીને અને નરેંદ્રે તેમાં જે જોયું હતું તે જોઈને ઘણો આનંદ. તે દર્શન સિવાય બીજી લગભગ બધી બાબતો મારા case માં બનેલી હોવાથી મને ઘણોજ આનંદ થયો, અને મને ખાત્રી થઈ કે હું વિવેકાનંદ બનીશ. ત્યાગ અને તેનું ચિત્ર પટ મને પહેલાંથીજ ઘણું ગમતું હોવાથી મને ખાત્રી થઇ કે મહાન પુરૂષ થવાના અંકુર મારામાં છે. ત્યાગ અને તેનું ચિત્ર પટ તથા વાસના (ઇચ્છા) અને તેનું ચિત્ર પટ કોઇ મહાન ધુરંધર ચિતારા પાસે ચિતરાવી મારી પાસે સદંતર રાખવાં એવો મનમાં ઉદ્‌ભવેલો વિચાર. કુલ્લ પચીશ પ્રકરણો વાંચ્યાં. સાંજના પાંચ વાગી ગયા હતા. મન ઉપર ઘણી ગંભીરતા આવી હતી, અને કંઈ પણ ગમતું નહોતું તેથી સાંજના સીનેમા જોવા ગયો. ત્યાં દેશને માટે કરેલા ભોગના

( લીબર્ટીની ફ્રીલ્મમાં ) દશ્યો જોઇને મનમાં વિચાર થયો કે આધ્યાત્મિક દિશામાં ફતેહ ન મળે તો પછી દેશ સેવામાં જીવન વ્યય કરવું, રાત્રે આવી જમી લીધું. પછી થોડી વાતો કરી સુઇ રહ્યો. નિદ્રા.

## તા. ૫ મી ઓગષ્ટ ૧૯૧૭.

સવારમાં ઉઠી દૂધ પી ડૅા. મેન પાસે ગયો. ત્યાંથી પાછો આવીને બ્હેન વિજ્યા ઉપર પત્ર લખ્યો. પછી સ્નાન કરી જમી લીધું. પછી ભાઈ બાળકૃષ્ણ, માણેકલાલ તથા પ્રલ્હાદભાઇને પત્ર લખ્યા. મુળજીભાઈ મળવા આવ્યા. તેઓ અહીંથી કંટાળ્યા હતા. બરોડા કોલેજમાં ભણવા બીજા ટર્મમાં જવું એવો તેમનો વિચાર. મને પણ આર્ટસ કોલેજમાં આવવા માટે કહ્યું. પરદેશ જવા માટે તેમનો વિચાર, અને તેમના પિતાનો પત્ર. દિક્ષિતને માટે કાંઇક વિચાર. પ્રબુધ ભારતના ગ્રાહક થવાનો વિચાર અને તેને લખેલો પત્ર. ત્યાર પછી વિવેકાનંદસ્વામીની લાઇફ વાંચવા માંડી. કુલ્લ ઓગણત્રીશેક પ્રકરણો વાંચી નિદ્રામાં પડયો. અઢીએક કલાક પછી ઉઠયો. સાંજના મુળજીભાઇની સાથે ફરવા ગયો. લીબર્ટીની ફ્રીલ્મની તેમને વાત કહી, અને તેથી ઉપજેલા સ્વદેશ સેવાના વિચારો. મુળજીભાઇએ મને આર્ટસમાં આવવા કરેલો આગ્રહ.

હું વિચારમાં ગરકાવ થયો હતો. પછી રાત્રે જમી લીધું. જીવન વૃત્તાંત થોડુંક વાંચ્યું. પછી રૂમમાં ગરબડ થવાથી બહાર જઇને ફરવા માંડયું. ગોપાળદાસ મળવા આવ્યા. તેમણે ધીમે ધીમે વૈષ્ણવીઝમ ઉપર વાતો કાઢી. અને આભડછેટ વિષે કહેવા માંડયું. ઘડીક આનંદ થયો. મેં કહ્યું મને તો તેવી જાતની છુઇછા પસંદ નથી. ફકત ચોકખાઇના પ્રિન્સિપલને હું માનું છું. અને તે સાધારણ રીતે ઠીક પળાય છે. એટલે extremity સુધી જવાની જરૂર નથી. લગભગ દશેક વાગ્યા પછી તે બધા વાતોમાં ગુંથાયા, અને હું એકલો ફરવા લાગ્યો. ફરતે ફરતે તે આત્માનુભવ કયારે થશે અને તે માટે મારે શું શું કરવું જોઇએ તે માટે ઉંડો વિચાર કરવા લાગ્યો. મેં મારી અને નરેંદ્રની ઉમ્મર મારા જેટલી હતી તે અવસ્થાની સરખામણી બહુ બારીકાઇથી કરવા માંડી. મને લાગ્યું કે તે અવસ્થામાં નરેંદ્રની એકજ મહાન આકાંક્ષા હતી, અને તે સત્ય શોધવાની હતી. જયારે મારે અત્યારે જુદી જુદી જાતની આકાંક્ષાઓ છે. તે નીચે પ્રમાણે:—

૧ શરીરના દરેક અવયવ પૂરેપૂરા ખીલવવા. ( કસરત કરીને ) અને શરીરની સૌંદર્યતા ( નૈસર્ગિક ) એપોલો ( સૌંદર્યતાનો દેવ ) ના જેવી અગર એવીજ કોઇ જાતની મેળવવી. શરીરને વજ્રના જેવું મજબુત બનાવવું, અને બીજા કોઇ ઉપર, એકદમ પ્રભાવ પાડે તેવું બનાવવું, અને વિવેકાનંદની

માફક જુદી જાતની કળાઓ શીખવી; જેવી કે લાકડી ફેરવવાની, તરવાની, ઘોડે બેસવાની તથા બીજી ઉમદા અંગ કસરતો.

૨ મન—બુદ્ધિનો અદ્દભુત રીતે વિકાશ કરવો. તેને સર્વશ્રાસીની બનાવવી. ટુંકામાં શંકરાચાર્ય જેવી બનાવવી. અને યાદદાસ્ત અલૌકિક બનાવવી. એક વખત વાંચ્યું હોય કે સાંભળ્યું હોય કે અનુભવ્યું હોય કે જોયું હોય, તે સર્વ હમેશાં ખજાનાની માફક જ્યારે જોઇએ ત્યારે તૈયારજ હોય. અને મગજ બીલકુલ સાફ રહેવું જોઇએ, કે જેથી કોઈ પણ વખતે ગુંચવણ પડે નહિ. તે સિવાય બીજી મનની શકિતઓનો સંપૂર્ણ વિકાશ કરવો. Originality અસલ્યતનો પૂરેપૂરો વિકાશ થવો જોઇએ.

૩ હૃદયનો પણ સંપૂર્ણ વિકાશ થવો જોઇએ. તે બુદ્ધદેવ, કે કૃષ્ણ પરમાત્મા કે ચૈતન્ય સ્વામીની માફક પ્રેમ દયા વિગેરે ઉમદા લાગણીઓથી ભરપૂર છલાછલ હોવું જોઇએ.

૪ છેલ્લી અને મહાન મહત્વાકાંક્ષા પોતાના સ્વરૂપને અનુભવી, ઓળખી તેમાં તલ્લીન થઇ જવું. તેને લગતું સર્વ જાણવું, અને તેમાંજ દરેક પળ વ્યતિત થાય એવી ઇચ્છા રાખવી.

૫ છેવટે ઉપરની શક્તિઓ મેળવી, સંપાદન કરી, જગતને મહાન દિવ્ય સંદેશો કહી સંભળાવવો, અને ખાસ કરીને આ ભારત વર્ષમાં પ્રાચીન સમયનો ઋષિમુનીઓનો યુગ પાછો સજીવન કરવો, અને સ્થળે સ્થળે વેદાંત જ્ઞાન માટે ઉત્તમ પ્રબંધ કરવો.

ઉપરની મહત્વાકાંક્ષાઓને સંપૂર્ણ કરવા માટે અહીં-થીજ પ્રયત્ન આરંભવો જોઇએ. બીજા ટર્મમાં એકાંતમાં રહીને મહાન ઉગ્ર પ્રયત્ન ઉપરની આકાંક્ષાઓ ફળિભૂત કરવા માટે આરંભવો. પહેલો શારિરીક વિકાશ કરવો, અને સેન્ડોના ડમ્બેલ્સ, તથા ભારતીય અંગ કસરતો કરી શરીરને પૂરેપૂરૂં ખીલવવું; તથા કોલેજનો અભ્યાસ પણ બરાબર અને પૂર્ણ રહસ્ય સમજીને કરવો. ફુરસદને સમયે તત્વજ્ઞાનનું ચિંત્વન કરવું. તેમાં ગીતા, વિચાર ચંદ્રોદય, વિચાર સાગર, વિવેકાનંદસ્વામીનુ જીવન વૃત્તાંત, સ્વામી રામતીર્થના ઉપદેશો વગેરે વાંચવા, મનન કરવા અને અનુ-ભવવા. ખેતીવાડીને લગતાં જુદાં જુદાં પુસ્તકો વાંચી તેનું પૂર્ણ રહસ્ય સમજવું. અખંડ અને પવિત્ર બ્રહ્મચર્ય પાળવું. તે માટે હનુમાન, લક્ષ્મણનાં દ્રષ્ટાંતનો બહુ ઉંડો વિચાર કર્યો હતો. વિચાર ત્યાંથી ઘણો આગળ ગયો હતો, એટલે કૉલેજ છોડયા પછી પણ શું કરવું તે વિષેનો હતો. ટુંકા-ણમાં વેદ, વેદાંતનું પૂર્ણ વાચન, મનન કરીને તથા જુદી

જુદી કળાઓ શીખીને જગતના મુખ્ય મુખ્ય અન્ય ધર્મનું તથા તેમની ફીલસુફીઓનું રહસ્ય સમજીને છેવટે હિમાલ-લયમાં જવું. ત્યાં જઇને ધારેલી વસ્તુની પ્રાપ્તિ કરવી. તે કરીને પછી પાંચમી મહત્વાકાંક્ષા પૂરી પાડવી. તે વિષે બહુ ઉંડો વિચાર કર્યો હતો, અને તેથી ઘણોજ આનંદ થયો હતો. રાત્રિનાં બાર વાગી ગયા હતા, અને બીજે દિવસે કૅાલેજમાં જવાનું હોવાથી પથારીમાં આવી તેજ વિચારોમાં નિદ્રા આવી ગઈ.

## તા. ૬ ઠ્ઠી ઑગસ્ટ-સોમવાર ૧૯૧૭

સવારમાં બુક પોસ્ટથી 'આનંદા શ્રમ' આવ્યું. સ્નાન કરી જમીને કૅાલેજમાં ગયો. 'આનંદા શ્રમ' સાથે લઇ ગયો હતો. ત્યાં ત્રણ કલાકમાં બસો-બત્રીસ પાનાં વાંચ્યાં. બપોરે બે વાગે ફ્રી હતા, તેથી ઘેર આવીને તે વાંચવા શરૂ કરી. અને સાડાત્રણ વાગે ૩૩૬ પૂરાં વાંચી નાંખ્યાં. પછી એક વિદ્યાર્થીએ આવીને ખબર આપી કે આ વખતે ટર્મીનલ એકઝામીનેશન લેવાની છે, તેથી વાંચવા (કૅાલેજનું) માટે વિચાર કર્યો. સાંજના ૦ા-૦ાા કલાક મેન્સુરેશન વાંચ્યું. એટલામાં ગવર્નરની ફરગ્યુસન કૅાલેજમાં સ્પીચ હતી, એવું વસંતલાલે બહારથી આવીને કહ્યું, તેથી ઉતાવળા ઉતાવળા ત્યાં જઇને ભાષણ સાંભળ્યું. ત્યાંથી પછી મુળજીભાઈ સાથે

ભંડારકર ઈન્સ્ટીટ્યુશન તરફ ફરવા ગયો. રસ્તામાં 'આનંદાશ્રમ' ઉપર બહુ ઊંડો વિચાર કરતો હતો, અને હાલના સમયમાં તેની કેટલી અગત્ય છે, તથા તે કેટલે અંશે ફળીભૂત થાય તેમ છે, તેને વિષે વિચાર કર્યો. ઉંડા વિચારને અંતે માલમ પડયું કે ભારત વર્ષને હાલ અધ્યાત્મિક ઉન્નતિની વિશેષ જરૂર છે; કારણ કે તે સિવાય તેમનામાં રહેલું મહાન અનંત બળ, અદમ્ય ઉત્સાહ વગેરે બહાર નીકળવાનાં નથી, અને તે જ્યાં સુધી બહાર પ્રકાશી ન નીકળે, ત્યાં સુધી ભારત વર્ષ જગતમાં શ્રેષ્ઠ થાય અને તે સર્વોત્તમપદ પોતે સાચવી શકે, એ અશક્ય છે. માટે અધ્યાત્મિક ઉન્નતિ સૌથી પહેલી થવી જોઇએ. અને તે માટે મારે પોતે તો અધ્યાત્મિક ઉન્નતિના સર્વોત્કૃષ્ટ શિખર ઉપર જઈ પહોંચવું, અને ત્યાં ભારતવાસીઓને ચઢાવવા. તે પ્રયત્નમાં નિષ્ફળ જવાશે, તો પછી સ્વદેશ સેવાના કોઇ પણ માર્ગમાં આત્મબલિદાન કરશું, એવો નિશ્ચય. રાત્રે આવી જમી લીધું. રાત્રે વૉકરની કેમીસ્ટ્રીનાં પચીસેક પાનાં વાંચ્યાં; કારણકે પરીક્ષા હોય એવી ખબર આવી હતી. કેમીસ્ટ્રી વાંચી રાત્રે ભવિષ્યના વિચારમાં નિદ્રા.

## તા. ૭ મી ઑગસ્ટ—મંગળવાર ૧૯૧૭

સવારમાં ઉઠીને પ્રેકટીકલ એચ્ચી. કલાસમાં ગયો ત્યાંથી આવી સ્નાન કરી, જમી લીધું. પછી નિત્ય નોંધ લખી

કોલેજમાં ગયો. કોલેજમાંથી પાંચ વાગે આવી મૂળજીભાઈની સાથે તેમની ડીબેટીંગ સોસાઇટીમાં ગયો હતો, ત્યાં તે દિવસનો વિષય "Which should have precidence, The political reforms or the social reforms?" હતો. તેના ઉપર ચર્ચા સારી ચાલી હતી. પછી છેવટે પ્રેસીડેન્ટે કહ્યું હતું કે હાલના સમય માટે તો પોલિટિકલ રીફોર્મની જરૂર છે. પણ સાધારણ રીતે કયા પહેલા અને કયા પછી તે કહી શકાય નહિ, પણ બન્ને જાતના સુધારા સાથે સાથેજ થવા જોઇએ; કારણ કે ગવર્નમેન્ટનો અર્થ હાલના સુધારા પ્રમાણે Government is an organishd social body, with whom rests the power of govesning the country. રાત્રે આઠ વાગે ડીબેટ બંધ થઇ એટલે ઘેર આવી જમી લીધું. જમીને પરચુરણ વાતોમાં, વિચારમાં અને વાંચવામાં વખત નીકળી ગયો. પછી નિદ્રા.

## તા. ૮ મી ઓગસ્ટ-બુધવાર ૧૯૧૭.

સવારમાં ઉઠી કોલેજ ફાર્મમાં પ્રેકટીકલ એગ્રીકલ્ચર માટે સાત વાગે ગયો, ત્યાંથી ૯॥ વાગે આવી સ્નાન કરી પાછો કૅાલેજમાં ગયો; કૅાલેજમાંથી પાંચ વાગે ઘેર આવ્યો

ત્યારે મનમાં નિરાશા હતી, તે વખતે એવો વિચાર હતો કે બોટાની કે જેમાં ઘણા ઊંડા લઇ જવામાં આવે છે. તે ખેતીવાડીમાં શું ભાગ ભજવશે? આ બધું વાંચેલું અને તેની પાછળ સમય વ્યતીત કરેલો ફળદાયક થશે નહિ. આના કરતાં મારા મનગમતા વિષયો ઉપરજ એકાંતમાં બેસી ત્રણ ચાર વર્ષ અભ્યાસ કરૂં તો એમ. એ. ના કરતાં પણ વધી જાઉં. અને શરીરમાં, મનમાં અને આધ્યાત્મિક બળમાં એક મહાન ભારતીય વીર થાઉં. તેવામાં મુળજીભાઈ હતા. તેઓ પણ આજે નિરાશ હતા. તેઓ સંસ્કૃત વગેરેને નાપસંદ કરતા હતા; કારણ તે કમ્પલસરી હતું. બન્ને નિરાશામાં હતા. પછી વિચાર કર્યો કે ચાલો સીનેમામાં જઇએ; તેથી દિલગીરી અને નિરાશા ઓછી થશે. અને પછી સાંજના આર્યન સીનેમામાં ગયા. ત્યાં "મીલીઅન ડૉલર મીસ્તરી" માં ધમાધમ મારામાર વગેરે જોઇને અમને પણ શરીરમાં અને મનમાં જુસ્સો અને ઊત્સાહ આવ્યો. પછી રાત્રે આઠ વાગે ઘેર આવી જમી લીધું

આવતી કાલે ગુરૂવારે જન્માસ્ટમી હોવાથી રજા હતી. જન્માસ્ટમી ઉપર વિચાર આવ્યો અને તેથી આનંદ થયો. તે દૈવી બાળક શ્રી કૃષ્ણનો કાલના શુભ દિવસે સ્થુળરીતે જન્મ થયો હતો, તેથી સવારમાં વહેલા ઉઠીને ધ્યાન વગેરે કરવાનો તથા વિવેકાનંદ સ્વામીનું જીવન વૃત્તાંત અને રામતીર્થ સ્વામીનાં

ભાષણો વાંચવાનો નિશ્ચય કર્યો. અને કાલનો દિવસ મહા આનંદમાં તથા જ્ઞાનના વિચારમાં કાઢવા નિશ્ચય કર્યો. કાલના શુભ દિવસે જેમ આ સૃષ્ટિમાં એક દૈવી બાળકે પ્રવેશ કરી સમસ્ત જગતને સ્વર્ગ સમાન ઉત્તમ બનાવી દીધું હતું, તેવી રીતે તે શુભ દિવસે (હાલના શુભ દિવસથીજ) મારામાં રહેલું અનંત બળ, અદમ્ય ઉત્સાહ, નિઃસીમ પ્રેમ, અગાધ જ્ઞાન અને એવીજ બીજી મહાનતા વાળો આત્મા બહાર પ્રકાશવા માંડે. અને મહાન તેજસ્વી પ્રકાશ સદૈવ મનમાં તેમ હૃદયમાં રાખે, એવી બહુજ તીવ્ર અભિલાષા અને આતુરતા આજે રાત્રે થઇ હતી.

## તા. ૯ મી ઓગષ્ટ ગુરૂવાર ૧૯૧૭.

## જન્માષ્ટમીનો દિવસ.

સવારમાં ઊઠી દાતણ પાણી કરી દૂધ પીને બેઠો. પછી બહાર ભંડારકર ઈન્સ્ટીટયુશનમાં ફરવા નીકળી પડયો. ત્યાં કૃષ્ણ પરમાત્મા તથા બ્રહ્મ વિષેના વિચારો કર્યા. પછી કલાકેકમાં ફરીને પાછો આવ્યો. એટલામાં મુળજીભાઈ આવ્યા. કેટલીક વાતો કર્યા પછી તેમના કહેવાથી અમે બન્ને ફરીથી સાથે ફરવા નીકળ્યા. દેશોદ્ધાર અને દેશ સેવાનીજ

વાતો, અને વિચારો આવતા હતા. ફરતા ફરતા ઘણે દૂર નીકળી ગયા, અને ઉંચી ટેકરીઓ ઉપર પણ ચઢયા. ત્યાંથી આગળ જવાનો તથા પાછા આવવાનો રસ્તો હતો. અમે વિચાર કર્યો કે આજ તો આઘે દૂર ફરવા જઇએ; કારણ કે તેથી પ્રદેશ જોવાના મળશે. બન્નેની પાસે છત્રીઓ હતી, અને વરસાદ ઘણોખરો વખત આવતો હતો. ત્યાંથી બેએક માઇલ પાષાણ સરોવર છે ત્યાં ગયા. રસ્તો સારો ન હોતો, અને ઘાસ ઢીંચણથી ઊંચુ હતું તથા ટેકરા અને ખાડા બહુ આવતા હતા. ગમે તેમ કરી ત્યાં સરોવરે પહોંચ્યા. ત્યાંનો દેખાવ બહુજ મઝાનો હતો. ત્યાંથી એક બીજી મોટી ટેકરી હતી ત્યાં ચઢ્યા. ત્યાંથી પછી બહુજ દૂર વિચારો ને વિચારોમાં ચાલ્યા ગયા. રસ્તો ભયંકર હતો, તો પણ ૐકારનો ધ્વનિ કરતા કરતા આગળ ચાલ્યા જતા હતા. હૃદયમાં બીકનું તો નામ નિશાન નહોતું, એકદમ જાણે શરીરમાં કોઇ દૈવી જુસ્સો ભરાયો હોય એમ લાગતું હતું. ત્યાં ગંભીર એકાંતમાં શીતળ મંદમંદ પવન આવતો તે જાણે Cosmopolitan air હોયને ! તેવું લાગતું હતું. અને હું તેનો શ્વાસોચ્છ્વાસ લેનાર પણ સર્વ વ્યાપી બ્રહ્મ છું એવું ભાન થતું હતું. ઘણો આનાંદ થતો હતો, અને તેથી ગુરૂદેવ તથા અંદરની દૈવી શકિત તરફ ઘણીજ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. અમે સવારમાં સાડાનવ વાગે ફરવા નીકળ્યા હતા, તે બરાબર ફરતાં ફરતાં બપોરે અઢી વાગે પાછા ઘેર આવ્યા

હતા. જન્માષ્ટમીને દિવસે આવી રીતે વખતનો સઇ વિચારોમાં વ્યય થવાથી ઘણો આનંદ થયો હતો. સવારનું કાંઇ જમ્યો ન હોતો, તેથી આવીને સ્નાન કરીને પછી ફ્રુટનો નાસ્તો મુળજીભાઇ તથા વસંતલાલ વગેરેની સાથે કર્યો. પછી કંઇક વાંચ્યું. પછી સાંજના સીનેમા જોઇને રાત્રે આવી જમી લીધું. પછી નિદ્રા.

## તા. ૧૦ મી ઓગસ્ટ ૧૯૧૭.

આજે સવારે વસંતલાલે ફ્રીસ્ટમાં આમાંત્રણ કર્યું હતું. ફીસ્ટ મોડી થવાથી લગભગ બારવાગી ગયા હતા, તેથી કૉલેજમાં જવાનું મોડું થયું હતું, તેથી કૉલેજમાં ગયો ન હતો. કૉલેજમાં એબસન્ટ રહેવાનો આ પહેલો દિવસ હતો. પછી બપોરે નિદ્રા. પછી મુળજીભાઈ આવ્યા તેમની સાથે દેશોદ્ધારક વાર્તા. પછી સાંજના ફરવા ગયા. આજે સર્વન્ટસ ઑફ ઈન્ડિયા સોસાયટીમાં ગયા હતા. ત્યાંની લાયબ્રેરી વગેરે જોયું. બીજાં મકાનો વગેરે પણ અમને ખોલીને બતાવ્યું, અને કહ્યું કે વાંચવું હોયતો લાયબ્રેરીમાં વાંચવા આવજો. રાત્રે આવી જમી લીધું. પરચુરણ વાતો, પછી નિદ્રા.

## તા. ૧૧ મી ઑગસ્ટ ૧૯૧૭.

સવારમાં ઊઠી કેમીસ્ટ્રી વાંચી. પછી સ્નાન કરી

મુળજીભાઇને ત્યાં ફ્રીસ્ટમાં જમી આવ્યો. ત્યાંથી મુળજી-ભાઈની સાથે સરવન્ટસ ઑફ ઇન્ડિયા સોસાઈટીની લાયબ્રેરી જોઈ. ત્યાં મોડર્નરીવ્યુ વાંચ્યું. લગભગ પંચેક કલાક બેઠા હતા. ત્યાંથી ઘેર આવી સાંજના સીનેમામાં ગયા. ત્યાંથી રાત્રે આવી જમી લીધું. પરચુરણ વાતોમાં નિદ્રા.

## તા. ૧૨ મી ઑગસ્ટ રવિવાર ૧૯૧૭.

સવારમાં ડૅા. મેન પાસે ગયો હતો. પછી થોડુંક વાંચી સ્નાન કરી જમી લીધું. બપોરે થોડુંક વાંચ્યું. પછી વાતોમાં વખત ગયો. સાંજની ફ્રીસ્ટમાં જમ્યા. પછી ફરવા ગયા. ત્યાં દેશસેવાના વિચારો. રાત્રે આવી સૂઈ રહ્યા.

## તા. ૧૩ મી ઑગસ્ટ ૧૯૧૭.

સવારમાં પ્રેકિટકલ એગ્રીકલ્ચરમાં જઇ આવ્યો. સ્નાન કરી જમી લીધું. કોલેજમાં ગયો. ત્યાં લેસનમાં સારી સમજણ પડી. સાંજના ચાર વાગે ઘેર આવ્યો. પછી ફળાહાર કરી વાતોમાં વખત ગયો. રાત્રે નિદ્રા.

## તા. ૧૪ મી ઓગસ્ટ ૧૯૧૭.

સવારમાં ઊઠી કોલેજનું વાંચ્યું. તથા એકસપેરીમેન્ટો

લખ્યા. સ્નાન કરી જમી કૉલેજમાં ગયો. કૉલેજમાં આખો દિવસ વાંચ્યા કર્યું, અને ધ્યાન આપ્યું. સાંજના પાંચ વાગે ઘેર આવ્યો. આવીને નાસ્તો કરી ફરવા ગયો. ત્યાં મારામાં અનંતશકિત રહેલી છે, તેનો કંઇક ભાસ થવા લાગ્યો. ત્યાંથી રાત્રે આવી જમી લીધું. પરચુરણ વાતોમાં નિદ્રા.

## તા. ૧૫ મી ઓગસ્ટ ૧૯૧૭.

સવારમાં ઉઠી બે કલાક ફીઝીકસના એકસપેરીમેન્ટો લખ્યા પછી સ્નાન કરી જમી કોલેજમાં ગયો ત્યાં આખો દિવસ વર્ક કર્યું. સાંજના પાંચ વાગે ઘેર આવ્યો. નાસ્તો કરી ફરવા ગયો. ત્યાં મારી શકિતઓનો વિચાર કરતો હતો. પછી ત્યાંથી લાયબ્રેરીમાં ગયો. ત્યાં બે ત્રણ પાનાં વાંચ્યા. રાત્રે આવી જમીને પરચુરણ વાતોમાં સુઇ ગયો. નિદ્રા.

## તા. ૧૬ મી ઑગસ્ટ ૧૯૧૭.

સવારમાં પ્રેકટીકલ એગ્રીકલ્ચર હોવાથી કોલેજમાં ગયો. ત્યાંથી સાંજના પાંચ વાગે છુટયા. અને થોડુક વાંચીને સૂઈ ગયો. નિદ્રા.

## તા. ૧૭ મી ઑગસ્ટ, શુક્રવાર. ૧૯૧૭.

સવારમાં વહેલા સાડા છ વાગે પ્રેકટીકલ એગ્રીકલ્ચર માટે

કોલેજ ફાર્મમાં ગયો. ત્યાંથી સાડાનવ વાગે પાછો આવ્યો. અને પછી અડધો કલાક આરામ લઇ સ્નાન કરી જમી લીધું. પછી કોલેજમાં ગયો. ત્યાંથી સાંજના સાડાચાર વાગે આવ્યા. આજે મનમાં નિરાશા હતી, અને થાક પણ ઘણો લાગ્યો હતો. ઘેર આવીને કલાકેક આરામ લીધો. પછી મુળજીભાઈ સાથે ફરવા ગયો. રાત્રે આવી જમી લીધું. પછી ગોપાળદાસ રાત્રે મુબઇ ગયા. ત્યાર પછી ભાઈ માણેકલાલ નો પત્ર વાંચીને તેમને, બાળકૃષ્ણને તથા રામરાયને પત્રો લખ્યા. રાત્રે મોડું થયું હતું. દોઢ વાગી ગયો હતો. પછી સૂઈ રહ્યો. નિદ્રા.

## તા. ૧૮ મી ઑગસ્ટ શનિવાર ૧૯૧૭.

સવારમાં વહેલા ઊઠીને હોલ્કરબ્રીજ ઉપર ગયા. આજે મુળા નદીના પાણીનો વેગ, ઊંડાઇ વગેરે માપવાનું હતું. તે બધું કરતાં દસ વાગે ઘેર આવ્યો. આવીને સ્નાન કરી જમી લીધું. પછી તમાકુ બાબતના સવાલોના પત્રની રફ કૅાપી કરી. બપોરે નિદ્રા લીધી. સાંજના સીનેમામાં ગયો. રાત્રે આવી જમી લીધુ, પછી નિત્યનોંધ લખી.

## તા. ૧૯–૨૦–૨૧–૨૨–૨૩–૨૪ ઓગસ્ટ ૧૯૧૭.

ઉપરના દીવસોમાં સાધારણ રીતે વખત ગયો. કોઇ વખત વાંચતો અથવા તત્વજ્ઞાનના વિચારો કરતો. આસ

જાણવા લાયક કંઇ બન્યુ નહોતું.

## તા. ૨૫-૨૬-૨૭ મી ઓગસ્ટ. ૧૯૧૭

આ ત્રણ દિવસો સ્ટુડન્ટસ અને પ્રોફેસરોને પાર્ટી આપી તેની તૈયારીમાં ગયા. કોઈ કોઇ વખત તત્વજ્ઞાનના વિચારો આવતા હતા.

## તા. ૨૮. ૨૯. ૩૦. ૩૧ મી ઑગસ્ટ.

આ દિવસોમાં કૉલેજનું કંઈ પણ વાંચતો નહિ. ફકત ન્યુસ પેપરોમાં ચાલતી રાજદ્વારી બાબતો ઉપર મન ઘણું ખેંચાતું. દુ:ખ આફતો અને જુલમોથી ઘેરાયલો, કચડાતો ભારતવર્ષ મનનું સમતોલપણું ખોવરાવી દેતો. રાત્રે પણ તે બાબતના વીચારો શાન્તિ લેવા દેતા ન હોતા. જે દિશામાં દૃષ્ટિપાત્ કરતો ત્યાં ઘોર અંધકાર અને દુ:ખની કીકીયારીઓ સાંભળવામાં આવતી. રાજદ્વારી, સામાજીક, ધાર્મિક, નૈતિક વગેરે બાબતોના વિકાશમાં ચારે બાજુ અંધકાર માલમ પડતો. અહો! પ્રાચીન, દિવ્ય, મહાન શકિત સંપન્ન મહા ઋષિમુનિઓનાં સંતાનોની આવી શોચકારક દશા ! શિવ! શિવ !! શિવ !!! આવાજ સ્વદેશાભિમાની વિચારોથી કરૂણા, શોક, દયા, સહાનુ

ભૂતિ, તિરસ્કાર, ક્રોધ, શૌર્ય, પ્રેમ, વગેરે અવનવી લાગણીઓથી હૃદય અને મન મહાન ઊછાળા મારતાં હતાં. આ સ્વદેશાભિમાનનાં મોજાંથી કંઈ ગમતું પણ નહિ. ભવિષ્યમાં મારે શું કરવું તે વિશે અનેક પ્રકારના વિચારો ઊઠતા હતા. એવા વિચારોમાં ઊપરના દિવસો પસાર થઈ ગયા.

## સપ્ટેમ્બર ૧૯૧૭.

પહેલાંની માફક આ દિવસોમાં પણ સ્વદેશાભિમાની વિચારો દરરોજ આવતા હતા. આ અરસામાં ગુરૂદેવના એક બે પત્રો આવ્યા હતા. તેથી પાછું તત્વજ્ઞાન તરફ આકર્ષણ થયું. તત્વજ્ઞાન મેળવવા માટે હમણાંતો સ્વદેશાભિમાનના વિચાર તથા યોજનાઓ બધી એક બાજુએ મુકવું પડે તેમ હતું. તેથી એક બાજુ સ્વદેશાભિમાનના વિચારો અને બીજી બાજુ તત્વજ્ઞાન બેની વચ્ચે તુમુલ યુદ્ધ જામતું હતું. બન્ને બાજુની દલીલો સાંભળતો હતો. સ્વદેશાભિમાની વિચારો એમ સૂચવતા હતા કે દેશની, આર્યસંતાનોની, ભારતમાતાની આવી શોચદાયક સ્થિતિ હોવા છતાં મારા જેવા યુવાનો આળસ અને નિદ્રામાં પડી રહ્યાછે, તે કેટલું શોચકારક છે? જ્યાં જુઓ ત્યાં કામના (સેવાના) ડુંગરના ડુંગર પડયા છે. છતાં મારા જેવા ભવીષ્યના ભારતમાતાના આશાના અંકુરો

આવી રીતે અત્યારથીજ નિરાશા સૂચવે તો પછી તે જગતજનનીનું મન કેટલું દુભાય? આ પ્રમાણે ઉપરના વિચારો હૃદયમાં ઊભો ચીરો પાડતા હતા.

બીજી બાજુથી તત્વજ્ઞાન પોતાનો ગંભીર નાદ કરી રહ્યું હતું. તે એમ કહેતું હતું, કે ઊઠ! ક્યાં સુધી નિદ્રામાં પડી રહ્યોછે? આતો ફક્ત તારી પોતાનીજ કલ્પના-રમતછે. તારા જેવા આત્મસિંહે આવી રમતો કરવા યોગ્ય નથી. અહો તારૂં પોતાનું દીવ્યસ્વરૂપ, મહાન સામર્થ્ય, અલૌકિક આનંદ, જ્ઞાન, સુખ વગેરે સર્વ ભૂલીને તું કેવો પામર બની રહ્યો છે! આ મારૂં છે, આ પારકું છે, આ મને ભય કારક છે, અમુક મને દુઃખ દાયક છે, આ મને પ્રિય છે, આ મારો શત્રુ છે, તે મિત્ર છે, વગેરે વગેરે અનાર્ય વિચારોમાં શું ગુંથાઇ રહ્યો છે? માટે તારૂં આ સ્વપ્ન તજી દઇ જાગૃત થા, અને તારો સિંહનાદ કરીને આ બધો માયા ખસેડી નાંખ. તુંજ સર્વવ્યાપી છે, તુંજ સર્વનો મહાદેવ છે, તારા ઉપરજ બધાનો આધાર છે, વગેરે.

આ પ્રમાણે બન્ને પક્ષો તરફનું કહેવું થતું હતું. અને દરેક પક્ષ મનને તથા હૃદયને પોતાની તરફ ખેંચવા માટે ભગીરથ પ્રયત્ન કરતો હતો. બન્ને પક્ષો પોતાના તરફથી મનને તથા હૃદયને જુદાં જુદાં દશ્યો બતાવતા હતા. દુઃખ-સુખ, કરૂણા-શોક, નિરાશા-ઉત્સાહ, ક્રોધ- પ્રેમનાં અલૌકિક

દૃશ્યો મન તથા હૃદય સમક્ષ આવીને ખડાં થતાં હતાં. આ તુમુલ યુદ્ધ હજી પણ ચાલ્યા કરેછે. અત્યાર સુધી બન્ને પક્ષોએ કરેલી દલીલો, વિનંતીઓ અને સૂચનાઓ ઉપરથી હું એટલું જાણી શકુંછું, કે હૃદય દેશ સેવા તરફ ખેંચાય છે, જ્યારે મન (બુદ્ધિ) તત્વજ્ઞાન તરફ ખેંચાય છે. આર્ય બંધુઓનાં, ભારતમાતાનાં દઃખો જોઇ હૃદય ચીરાઈ જાય છે, જ્યારે બુદ્ધિ પોકારે છે, કે તે બધું અનિત્ય છે. તે બાજુ સમય રોકવા કરતાં, પહેલાં આ બાજુ (તત્વજ્ઞાન) તરફ વળવું સારૂં છે. આ બાજુ આવીને પહેલાં તારૂં પોતાનું યથાર્થ સ્વરૂપ, સામર્થ્ય વગેરે જાણ. પછી તને ગમે તો તે બાજુ ભલે જતો. આ પ્રમાણે બન્ને પક્ષનું ફરીથી કહેવું સાંભળી હું ખચકાયો. હવે કઇ બાજુ વળવું તે વિચાર કરતો હતો, તેવામાં હૃદયે કહ્યું કે આપ કૃપા કરીને મારૂં કહેવું પુનઃ એક વખત સાંભળી લો. પછી આપની ઈચ્છામાં આવે તેમ કરજો. હું તમને પછી કાંઇ કહીશ નહી, એમ કહી તેણે મને નીચે પ્રમાણે કહેવા માંડયું.

દેશ સેવા કરવા માટે, ભારતમાતાનાં તથા આર્ય બન્ધુઓનાં દુઃખ દૂર કરી તેમને ખરેખરી દિવ્યતામાં લાવવા માટે તમારે અનેક સાધનોની જરૂર પડશે. પહેલાં તમારે સ્વદેશ માટે પૂરતો પ્રેમ જોઇશે. પછી તમારા બન્ધુઓને તથા માતાને શાં શાં દુઃખો છે, તે જાણવા માટે ઊંડો

અભ્યાસ કરવો પડશે. પછી તમારે તન, મન અને ધનની પણ અગણીત જરૂર પડશે. તમારે તે માટે મહાન ભોગો આપવા પડશે. તે માટે તમને અસંખ્ય અડચણો આવી પડશે. તમારાં પોતાનાં માતાપિતા, ભગિની ભ્રાતા, સ્ત્રી પુત્રાદિક તમને કંઇ કંઈ પ્રકારની અડચણો નાંખશે. તેમના પોષણ માટે તમારે ધંધો કરવો પડશે. આ બધું અને તે ઉપરાંત બીજું ઘણું કરી શકશો, તો તમે પીડાતાં જનોનાં દુ:ખો ઓછાં કરી શકશો. આ પ્રમાણે બધી આફતો, અડ ચણો, ભોગો વગેરેનું તેણે મને દિગ્દર્શન કરાવ્યું. પછી તે મને ગૃહસ્થ જીવનનાં સુખો બતાવવા લાગ્યું. કુટુંબનો મહારો સ્વાદ, લોકોમાં માન, ખ્યાતિ, પ્રસંશા, અનેક પ્રકારના ઇંદ્રિઓના ભોગ, વગેરે આ દુનિયામાં જે સુખનાં સાધન ગણાય છે, તે બધાનું મને એક પછી એક સ્મરણ કરાવ્યુ. આથી મારા ઉપર સારી અસર થઈ. પણ પછી તેણે કહ્યું હજી ઊતાવળ કરવાની જરૂર નથી. મારૂં કહેવું હજી પૂર્ણ થયું નથી. તમો ગૃહસ્થ ધર્મનો ત્યાગ કરી જશો, તો તમારે કેટલાં મનુષ્યનાં હૃદય દુભાવવાં પડશે. તમારા વડીલ જનોએ અત્યાર સુધી તમારી જે જે કંઇ સેવા ચાકરી કરી હશે, અને તમને લાડ પાન કર્યાં હશે, અને તમારામાંથી જે આશાઓ તેમણે રાખી હશે, તે સર્વ તમારા જવાથી નાશ પામશે. તેથી તમારા ઉપર તેમનું મોટું ઋણ રહેશે, અને તેમના

ઉપર ભયંકર નિરાશા ફરી વળશે. આથી તમે મહાન કૃતઘ્ની થશો. આ સર્વનું કારણ તમારા જવાથીજ ઊભું થશે. બીજું તમારાં ભગિની, ભ્રાતા, અન્ય સ્નેહીજનો, મિત્રો, તમારી પત્ની (પરણો તો) વગેરેનાં પ્રેમથી રગદોળાયલાં હૃદયો ઉપર તમે ઘણાજ ક્રુર ઘા કરશો. વળી દેશબંધુઓ તથા ભારત જનની પણ એમ જાણશે કે તમો સ્વાર્થી છો, કૃતઘ્ની છો; કારણ કે આવા ખાસ જરૂરના પ્રસંગે તમે તેમને છોડીને ચાલ્યા જશો. આ બધાનો વિચાર કરીને જે પગલું ભરવું હોય તે ભરજો. આ પ્રમાણે પોતાનું બોલવું સમાપ્ત કરીને તે એક બાજુએ જઇ ઊભું.

પછી મેં મન(બુદ્ધિ) તરફ ફરીને કહ્યું કે જી, હા; મહારાજ. આપ હવે મારૂં કહેવું એકાગ્ર ચિત્ત સાંભળો. અને દરેક બાબત ઉપર ઊંડા વિચાર કરીને ન્યાય આપશો. તે પછી તેણે નીચે પ્રમાણે મને કહેવા માંડયું.

હૃદયે આપને દેશસેવા માટે જે જે અડચણો, જરૂરી બાતો, ભોગો આપવા વિશેનું દિગ્દર્શન કરાવ્યું, તેમ હું આપને તે મહાન અલૌકિક દૈવી જ્ઞાન માટેની જરૂરીયાતો વગેરે ટુંકાણમાં જણાવું છું.

પહેલાંતો આપને તે દૈવી જ્ઞાન મેળવવા માટે દ્દઢ ઇચ્છા

થવી જોઇએ. તેવી ઇચ્છા ઉત્પન્ન થવા માટે વૈરાગ્યની ખાસ જરૂર છે, જ્યારે આ સંસારિક સુખો, તથા માયાની રમત ઉપર પૂરેપૂરો તિરસ્કાર આવે, ત્યારેજ ખરો વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. જો ખરેખરોજ તિરસ્કાર ઉત્પન્ન કરવો હોય તો પહેલાં કોઇ મહાન જ્ઞાની મહાત્માનો સત્સંગ કરવો. પછી તેવાજ અન્ય મહા પુરૂશોના ઉપદેશનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું. તે સાથે તેવા મહાત્માઓનાં જીવન વૃત્તાંતો રાત્રિ દિવસ વાંચીને મનન કરવાં. પછી તને ખરૂં સત્ય માલમ પડશે. અને તે સત્ય જાણ્યું એટલે અસત્ય ઉપર સ્વાભાવિક રીતે તિરસ્કાર આવશે. અને સ્વભાવિક તિરસ્કાર આવ્યો એટલે વૈરાગ્ય પણ તેની પાછળ પાછળજ આવવાનો, અને વૈરાગ્ય આવ્યો એટલે જ્ઞાન માર્ગમાં પહેલું પગથીઉં ચઢયો એમ સમજવું. પછી વિવેક પણ આવ્યોજ હશે. પછી શમ, દમ ઇત્યાદિ ષટ્ સંપત્તિની જરૂર છે. તેથી મન અને શરીર પૂર્ણ કબજામાં રહેશે, અને મન પણ જ્યાં ધાર્યું હોય ત્યાં એકાગ્ર થઇ શકશે. અને મુમુક્ષુતા તો સૌ પહેલાંજ આવી ગઇ હશે.

આ પ્રમાણે આ ચાર મુખ્ય સાધન છે. તે પછી તમારે વાચનનો તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો રોજ અભ્યાસ પાડવો જોઇએ. આ સર્વ ફક્ત મહાપુરૂષોનાં વચનો અને ઉપદેશોને લગતોજ હોવો જોઇએ. આ પ્રમાણે અભ્યાસ કરતી વખતે અથવા કરીને કોઇ મહાન

જ્ઞાની મહાત્માની સેવામાં રહી જવું, અને તેમના મુખથી ઉપદેશનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું. તેમની સમક્ષ અભ્યાસ કરવાથી ભૂલો તથા અડચણો સર્વ દૂર થઇ જશે. અને તેનો થોડો ઘણો અનુભવ થઇ જશે. પછી છેવટે હિમાલય કે વિંધ્યાચળ જેવા પ્રદેશમાં કે જ્યાં ગંભીર, એકાંત, શાન્ત અને સર્વ રમ્ય હોય, ત્યાં જવું, અને સમાધિ દ્વારા પોતાના આત્મામાં તલ્લીન થઇ જવું, અને તેમાંથી અનેક પ્રકારના રહસ્ય સમજવા. ત્યાં તેનો પૂર્ણ ઉપભોગ કરીને પછી જગતને તમારો દિવ્ય સંદેશો કહેવા નીકળી પડવું. એવીજ રીતે બધા મહાન, સમર્થ પુરૂષોએ કર્યું છે. શંકરાચાર્ય, વેદવ્યાસ, બુદ્ધ, રામતીર્થ, વિવેકાનંદ વગેરે મહાત્માઓએ એજ પ્રમાણે જગતને પોતાના દિવ્ય સંદેશા કહ્યા છે, અને તેથીજ જગતમાં તે દૈવી જ્ઞાનનો કંઇક પ્રકાશ રહેલો માલમ પડે છે. આ પ્રમાણે મારૂં કહેવું છે. હજુ મારે તમને એ વિષેનું એક ચિત્ર બતાવવાનું બાકી છે. જેવી રીતે હૃદયે આપને સંસારનું ચિત્ર દેખાડયું, તેવી રીતે મારે આપને યોગી જીવન સંન્યાસનું ચિત્ર બતાવવાનું બાકી છે. માટે આપ શાન્ત ચિત્તે તે જુવો, અને મારૂં કહેવું સાંભળો.

હું આપને જે ચિત્રપટ દર્શાવવા માંગુંછું, તે ચિત્રપટ વૈરાગ્ય (ત્યાગ)ના દેવે ચીતરેલું છે. તેનું મુખારવિંદ અલૌકિક

તેજથી ચમકે છે. પડદા ઉપર તેણે ચીતરેલું ચિત્ર જોઇ ભય અને આશ્ચર્ય થાય છે. અહા ! એવું તે શું ચિત્ર છે ? જુઓ ધ્યાન દઇને જુઓ.

પડદાનો મોટો ભાગ બદામી રંગથી ચીતરાયલો છે. તે પડદાની મધ્યમાં મનુષ્યની એક આકૃતિ દેખાય છે. તે મનુષ્ય કૌપિન સિવાય સર્વાંગે નગ્ન છે. પ્રાચીન મહાત્માઓ અને ઋષિ મુનિઓની માફક તેણે આખા શરીરે ભસ્મ ચોળી છે. તે ભભુતી તેની સમક્ષ બળતી ધુણીમાંથી તેણે લીધી હોય એમ જણાય છે. તે ધૂણીમાંથી પ્રજ્વલિત થતા અગ્નિની સામે અનિમેષ નયને કંઈ ગૂઢ રહસ્ય શોધી કાઢવું હોય, તેમ તે જોઇ રહ્યો છે. હવે તેની પાછળ દૃષ્ટિ કરો. તેની પાછળ એક મહાન વન પોતાની ભવ્યતા તથા ભયંકરતા બતાવી રહ્યું છે. ત્યાંથી દૂર મહાન ઉચ્ચ ગિરીશૃંગો આવી રહેલાં છે. તે સદા બરફથી ઢંકાયેલાં હોઇ શ્વેત દેખાય છે. હવે આપણે આડી અવળી નજર નાખ્યા સિવાય, તે મુખ્ય આકૃતિ તરફ દૃષ્ટિ કરીએ. હવે એકાગ્ર ચિત્તથી તે તરફ જુઓ. હવે તે ધ્યાનસ્થ મહાપુરૂષના વિચાર તરફ એકધ્યાન થઇ જાઓ. તેના વિચાર ધ્રૂવતારાની માફક સ્થિર અને અચલિત છે. તે વિચારનું મુખ્ય કેન્દ્ર આત્મા-બ્રહ્મ છે. તે બ્રહ્મ, તે દૈવીશકિત કોઇ પણ જાતના વિચારો, ઇચ્છાઓ અગર સ્વદેહના ભાનથી અનંત ગણી

દૂર દૂર છે. બ્રહ્મ વિષેના તે વિચારની વિરૂદ્ધ સમસ્ત જગત ઉલટયું છે. જગતમાં જે કાંઈ સારૂં અને સુખનું સાધન મનાય છે, તે સઘળાની ઈચ્છાઓ (વાસનાઓ) તોફાની પવનમાં ઘસડાઇને, સમુદ્રનાં મોજાંની માફક તે વિચાર (બ્રહ્મ વિષેનો) ની સાથે જોરથી અફળાય છે, પણ તે વિચાર એટલો બધો એકાગ્ર, એકચિત્ત છે, કે તે કોઇ મહાન ખડકની માફક તે વાસનાઓનાં મોજાંની વિરૂદ્ધ સ્થિર અચલિત ઉભો છે. શારીરિક દુર્બળતા તે પુરૂષના મુખ ઉપર જણાય છે. ટાઢ તથા ભૂખથી તેની શારીરિક શકિત બિલકુલ નાશ પામેલી જણાય છે, પણ તેનું મુખારવિંદ ત્યાગથી ભરપૂર અને ગંભીર દેખાય છે. તેની આંખો તો જાણે દિવ્ય પ્રકાશથી ઝળકતા બે સૂર્યજ ન હોય તેવું લાગે છે. તે આંખોના તેજની સમક્ષ સમસ્ત જગતનું તેજ ચાલ્યું જાય છે. અને તે અલૌકિક તેજનો દિવ્ય ઝળકાટ કદી નાશ પામવાનો પણ નથી કે કદી ઘટવાનો પણ નથી. અહા! તે મહાપુરૂષ બ્રહ્મમય બ્રહ્મ બની ગયો છે.

તે મહાપુરૂષના બ્રહ્મમય વિચારો માટે જ્યારે આપણે ઘણોજ ઊંડો વિચાર એકાગ્ર ચિત્તે કરીએ છીએ, ત્યારે મન જાણે નાશ પામી ગયું હોય તેમ જણાય છે. સર્વ વિચાર એકદમ અટકી જાય છે, સ્વદેહનું ભાન પણ રહેતું નથી. અને આપણો આત્મા અનંત અંતર કાપીને તે મહાન,

દિવ્ય, સર્વ વ્યાપી સ્વરૂપ, બ્રહ્મમાં લીન થઈ જાય છે. તે વખતે જે સુખ અને જે આનંદ આવે છે, તેનો ખ્યાલ આપવા ભાષામાં પણ કોઇ જાતની ઉપમા, કે દૃષ્ટાન્ત નથી. આ પ્રમાણે આપણને પોતાને અલૌકિક આનંદનો મહા લાભ મળે છે. આ ચિત્ર સંન્યાસ અથવા યોગી જીવનનું બાહ્ય દૃષ્ટાન્ત નથી, પણ તે અલૌકિક તત્વજ્ઞાનનું એક ચિત્ર છે. ત્યાગ અથવા વૈરાગ્યની વૃત્તિ વાળાજ તેનું ખરૂં રહસ્ય--અલૌકિક ભવ્યતા સમજી શકશે.

આ પ્રમાણે કહી મને (બુદ્ધિએ) મને સંબોધીને કહેવા માંડયું કે આ ચિત્ર મારે આપને બતાવવાનું છે. આ ચિત્રમાં અને હૃદયે બતાવેલા સાંસારિક ચિત્રમાં મહાન ફેરફાર રહેલો છે. આ બન્ને ચિત્રો ખાલી નકામાં ચિત્રો નથી, પણ ખરી વસ્તુસ્થિતિને બતાવનારાં ખરાં ચિત્રો છે. સાંસારિક ચિત્રમાં તેનું છેવટ શું આવે છે તે બતાવ્યું નથી. તે મારે આપને જણાવવું ઘટે છે. હૃદયે આપને બતાવેલાં સાંસારિક સુખો ઇંદ્રિયોના ભોગો, વગેરેની પાછળ શું રહેલું છે, તે આપ જુઓ. ત્યાં ગાઢ અંધકાર છે. ત્યાં મોત અથવા કાળનું ભયંકર સ્વરૂપ આપણી નજરે પડે છે. આ બધાં મોજશોખ, વૈભવ, ભોગ વગેરે સર્વે તે કાળના મુખમાં થોડા વખતમાંજ જઇને પડશે. અને તેમની સાથે તેમનો ઉપભોગ કરનાર પણ કાળને આધીન થશે. અહા! કેવું ભયંકર

પરિણામ ! આ સઘળું દેખાય છે, તે ફક્ત ઇન્દ્રજાળ જેવું છે. સર્વ અનિત્ય છે, આજ છે અને થોડા વખત પછી કાંઇ ન મળે.

જ્યારે આ ચિત્ર તરફ દૃષ્ટિ કરશો, તો તમને માલમ પડશે કે આનું પરિણામ ઘણુંજ ભવ્ય છે. શરૂઆતમાં સામાન્ય દેખાતો મનુષ્ય છેવટે કયાં જઇ પહોંચે છે, તે આ ચિત્ર જોવાથી આપના લક્ષ્યમાં આવ્યું હશે. અહો કયાં તે સાંસારિક ચિત્રની ભયંકરતા, અને કયાં આ ત્યાગના ચિત્રની ભવ્યતા, દિવ્યતા ?

હવે હૃદયે જે જે મુદ્દાઓ આગળ આણ્યા છે, તે સઘળાનો હું એક પછી એક જવાબ આપું છું તે કૃપા કરીને સાંભળો.

પહેલાં તો તેણે માતાપિતાદિ વડીલ જનોને થતો અન્યાય દર્શાવ્યો. તે વિષે હું નીચે પ્રમાણે ખુલાસો આપું છું. માતા પિતા આદિ વડીલજનોનો બાળક ઉપર અગણિત ઉપકાર છે, તેઓએ તેની અનન્ય સેવા કરી છે. હવે તે બાળક આખી જીંદગી તેના વડીલોની સેવા કરે, તોપણ તે ભાગ્યેજ આપ્ત જનોનો બદલો વાળી શકે. પણ આ બ્રહ્મજ્ઞાન એવું છે, કે જો તેનું દાન કરવામાં આવે તો સમસ્ત બ્રહ્માંડ

આપી દેવાથી પણ તે જ્ઞાનનો કિંચિત્ માત્ર પણ બદલો વળે તેમ નથી. તો આવું અમૂલ્ય દિવ્ય રત્ન તેમને આપવામાં આવે તો પછી બીજા કશાની અપેક્ષા રહે છે ? માટે સર્વ વડીલો, અન્ય સ્નેહીઓ વગેરે જેનાં હૃદય દુભાતાં હોય તેમને જો જ્ઞાનરસ આપ્યો હોય તો પછી તેમને સુખ, દુઃખ, શોક, પ્રેમ, હર્ષ વગેરે થવાનું કારણ રહેશેજ નહિ. માટે યોગી જીવનને ભેટતાં પહેલાં તે સર્વ જનોને ઉપર કહ્યું તેમ જ્ઞાન પંથે ચઢાવી દેવા. અને જ્યાંસુધી તેઓ તે પંથમાં સહી-સલામત સ્થળે પહોંચી ન જાય, ત્યાંસુધી તેમનો ત્યાગ કરવો નહિ. આ પ્રમાણે કરવામાં આવે તોજ સર્વ સાનુકુળ થાય. વળી જે યોગીજીવનને ભેટવાને આટલી તીવ્ર ઉત્કંઠા છે, તે અમુક કાળને માટે છે. એટલે હિમાલય જેવા એકાન્ત દિવ્ય સ્થળમાં જઇને પાંચ–છ અથવા તેથી પણ વધારે વર્ષ રહી, જ્યાંસુધી સ્વસ્વરૂપ, બ્રહ્મમાં અંતિમ ભૂમિકા સુધીનું સર્વ જ્ઞાન પ્રાપ્ત થાય, સર્વ રહસ્ય જણાય, ત્યાંસુધી ત્યાંજ રહેવું. અને તેમ કરતાં દેહ પડી જાય, તો તેની પણ દરકાર કરવી નહિ. પણ મનમાં એક વખત જે બાબતનો નિશ્ચય કર્યો, તે ગમે તે સંકટો પડે તોપણ પાર પાડવી. આ પ્રમાણે જ્યારે પૂર્ણ લક્ષ્યબિંદુ સધાય, એટલે પછી દિવ્ય સંદેશ મનુષ્ય જાતિને કહેવા માટે તે ઉચ્ચ ગીરિશૃંગો ઉપરથી ઉતરી આવવું. તેથી સમસ્ત દેશને તેમજ અખીલ મનુષ્યજાતિને પણ લાભ

થશે. પછી કોઇને કંઇ અસંતોષનું કારણ રહેશે નહિ. આવું ઉત્તમ ફળ આવતું હોય તો શરૂઆતમાં થોડી લોકનિંદા અથવા તેવુંજ કંઇ સાંભળી અથવા ખમી લેવું જોઇએ.

ઉપર પ્રમાણે મને (બુદ્ધિએ) સર્વ વાત વિસ્તારથી કહી. પછી પોતાનું બોલવું બંધ કરી એક બાજુએ જઇ ઉભું રહ્યું.

હવે હું ગંભીર વિચારોનાં આન્દોલનો અનુભવતો કોઇ ઊંડા વિચારમાં તલ્લીન થઇ ગયો, પણ તે વખતે કોઇ ચોકસ વિચાર આવી શકયો નહિ.

ઉપરના દિવસોમાં પરીક્ષા માટે વાંચવા માંડયું હતું. રાત્રે બે વાગે ઉઠીને વાંચતો. અને સવારમાં ૫-પા વાગે ટેકરીઓમાં ફરવા જતો.

## તા. ૭ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

આજ આખો દિવસ ન્યુસપેપરો વાંચવામાં ગયો. સાંજના ફરવા ગયો. આજે પણ મન ગંભીર બની ગયું હતું. આજે ફકત દેશસેવાનાજ વિચારો આવતા હતા. રાત્રે પણ તેજ વિચારો હ્રદયમાં ઘૂમતા હતા. દેશનો સમસ્ત જનસમાજ

અજ્ઞાનના ગાઢ અંધકારમાં, રૂઢીના ચક્રના દબાણથી, વ્હેમ, ઈર્ષ્યા, દ્વેષ, કુસંપ, પરાધીનતા, જુલમ, અન્યાય, સ્વાર્થ વગેરેથી ત્રાહિ ત્રાહિ પોકારતો જણાતો હતો. તે મહાન કરૂણામય આર્તનાદ સાંભળીને મન અને હૃદય ઉછાળા મારતાં હતાં. હું તેમને માટે શું કરૂં? હાલમાં તો મને કૉલેજનો અભ્યાસ નડે છે. તે તજીને પણ દેશ સેવા માટે તૈયાર થઇ જવું, એવા વિચારો હૃદયને ડગમગાવી દેતા હતા. આવાજ વિચારના તોફાનમાં મોડી રાત્રિ સુધી જાગરણ કર્યું.

## તા. ૮ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

પત્ર આવેલા તે વાંચવામાં અને લખવામાં સવારનો વખત ગયો. બપોરે પ્રીસ્ટમાં જમવા જવાનું આમંત્રણ હતું ત્યાં ગયો. સાંજના ફરવા ગયો. પછી રાત્રે આગલા દિવસની માફક વિચાર કરતો નિદ્રાધીન થયો.

## તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

સાંજના પાંચ વાગ્યા સુધીનો વખત પરચુરણ કામોમાં ગયો. સાંજે બહાર ટેકરીઓ પર ફરવા ગયો. ત્યાં પાછા

ભારતવર્ષમાં પીડાતા જનસમાજના વિચારો આવવા લાગ્યા. કૉલેજનો અભ્યાસ પૂરો થઈ રહ્યા પછી શું કરવું તે વિષે વિચાર આવતા હતા. ફાર્મમાં જઇ નારાયણ જેવા ગરિબ મજુરોની સ્થિતિ સુધારવા માટે કંઇ પ્રયત્ન કરવો. તે લોકોને સાધારણ જ્ઞાન આપવા માટે રાત્રિશાળા ખોલવી. સાંજના તેમને રમવા માટે એક સારા પ્લેગ્રાઉન્ડ ઉપર બધી જાતની રમતોની સગવડ કરી આપવી. તેમને માટે ઔષધાલય ખોલવાં, તેજ પ્રમાણે આગળ પાછળનાં ગામોમાં પણ સુધારા કરવા. તે લોકોને દારૂ વગેરે દુર્વ્યસનોથી સ્વતંત્રતા અપાવવી અને થોડા વખતમાં તેઓ પોતે ભારતીય વીર છે, પોતાનામાં કોઈ દિવ્ય સામર્થ્ય રહેલું છે, પોતાના દેશને માટે તેમજ અન્ય પીડાતા નિરાધારોને માટે પોતાને ઘણું કરવાનું છે, એવું પૂર્ણ રીતે સમજે તેવી સ્થિતિ ઉપર તેમને જ્ઞાનની મદદથી લાવવા. તેમનાં દષ્ટાંતથી તેમના જેવા બીજા લોકો પણ ઉમંગથી તેમની માફક આગળ વધવા માટે તૈયાર થશે. એ પ્રમાણે તેમનામાં રહેલી જડતા દૂર થશે, અને ચૈતન્ય જાગૃત થશે. તે અરસામાં કુટુંબમાં, મિત્રોમાં અને સ્નેહી મંડળમાં પણ સ્વદેશસેવા, તત્વજ્ઞાન વગેરે ઉચ્ચ આશયોનાં બીજ રોપવાં. તેથી તેટલું કામ કરવાનું ઓછું. પછી જ્ઞાતિ કે જેમાં મહાન અને ભવ્ય ગુણો અજ્ઞાન, રૂઢી, કુસંપ, જુલમ, દરિદ્રતા વગેરેથી દબાઈ રહ્યા છે, તેમને બરાબર સર્વાંગે ખીલવવા માટે જ્ઞાતિબન્ધુઓમાં

જાગૃતિ લાવવી. તેમનામાં રહેલું ખરેખરૂં ક્ષત્રિયત્વ બહાર કાઢવું. અને જગતની civilized પ્રજાઓમાં સર્વને મોખરે ભારતીય પ્રજા પોતાનું સ્થાન લે તેમાં મદદ કરવા માટે તેમને જાગૃત કરવા. પછી અમદાવાદ જેવા પાટનગરના શહેરીઓમાં સ્વદેશાભિમાનનો જુસ્સો બહાર લાવવો. તેમનામાં રહેલી કાયરતા, ભીરૂપણું, સ્વાર્થ વગેરે દૂર કરાવવાં. આ પ્રમાણે બને તેટલું કરવું. પછી જ્યારે સર્વ બાજુથી સાનુકુળ સમય લાગે ત્યારે સર્વ વડીલોની આજ્ઞા તથા સ્નેહીઓની સંમતિ લઇને છેવટના મહાન લક્ષ્યસ્થાન તરફ પ્રયાણ કરવું. ત્યાં જઈ ધારેલી ભૂમિકાએ પહોંચી ગયા પછી ભારતવર્ષમાં પહેલાં પોતાનો દિવ્ય સંદેશો એક ખૂણેથી બીજા ખૂણા સુધી કહેવો, અને દરેક ભારતીય વીરના હૃદયમાં તેનો પડઘો સચોટ પાડવો. પછી અમેરિકા અને યુરોપ ઉપર ભારતવર્ષના તત્વજ્ઞાનનો પડઘો લઇ જવો, અને ત્યાં તેની પૂર્ણ સત્તા જમાવવી. આ પ્રમાણે સમસ્ત જગતમાં એક વાર ફરીથી દિવ્યતાનું વાતાવરણ બાંધી દેવું, અને ભારતવર્ષને તે દિવ્યતાનો દેવ બનાવવો.

આવા અનેક વિચારોમાં સમય વ્યતીત થઇ ગયો. રાત્રે પણ મોડે સુધી આજ વિચારોથી હૃદયમાં આનંદ વ્યાપિ ગયો, અને તે માંગલિક સમય કયારે આવશે, તેની ઘણીજ તીવ્ર ઉત્કંઠા થવા લાગી.

## તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

પુજ્ય ગુરૂદેવનો પત્ર મળ્યો. તેમના તત્ત્વજ્ઞાનથી ભરેલા એક બે દુહા તથા ત્રોટક વાંચી ઘણો આનંદ થયો. પછી નિત્યનોંધ લખવા બેઠો. તે લખતી વખતે પણ મનમાં આનંદની રેલછેલ થઈ રહી હતી. તે વખતના વિચારોનો પડઘો નીચે લખેલી ભાષામાં કંઇક સ્પષ્ટ રીતે પડેલો સંભળાશે.

દિવ્યપ્રજ્ઞા (ડહાપણ) મેળવવાને આપણે લઢીએ છીએ મથીએ છીએ. માટે મનુષ્યો આપણને યોદ્ધા કહે છે.

### આર્ય યોદ્ધાનો ધર્મ:—

"પ્રભુને ઓળખ, પોતાના સ્વરૂપને ઓળખ, મનુષ્યને મદદ કર, સત્ય ધર્મને રક્ષ, જગત્‌માં યુદ્ધનું તારૂં કામ ડગ્યા વિના, તેમજ નબળાઇ કે બીકને વશ થયા વિના કર. તું સનાતન અને અવિનાશી આત્મા છે. તુંજ આત્મા અમરતાના ગીરિના ચઢાવાનો પ્રવાસી છે. જીવન અને મૃત્યુ શૂન્ય છે, શોક, ઘા અને પીડા કાંઈ નથી. કારણ એમને જીતવાનાં છે. તેમનાપર ચઢી બેસવાનું છે. તારી મઝા કે લાભપ્રાપ્તિ તરફ નજર ન કર. પણ ઉંચે અને આસપાસ

નજર કર, ઉંચે તું જે પ્રકાશનાં શીખરો તરફ ચઢે છે તે તરફ નજર કર, અને આસપાસ આ યુદ્ધ અને કસોટીની દુનિયા, જેમાં સાધુતા અને અસાધુતા, દૈવી અને આસુરી ભાવ, પ્રગતિ અને પ્રતિગતિ, ભારે જગમાં જકડાયાં છે, તે દુનિયા તરફ જો. માણસો તને તેમના વીરને-બલિને મદદ માટે સાદ કરે છે, તો તેમને મદદ કર, લઢ. નાશથીજ જો જગત આગળ વધે તો નાશ કર, પણ જેનો તું નાશ કરે તેનો શોક કર મા. સર્વત્ર એક આત્માને જો, સર્વને અમર આત્મા તરીકે ઓળખ, અને શરીરને માત્ર માટી તરીકે જાણ. તારૂં કામ શાન્તિ, બળ અને સમતાથી કર, લઢ, અને વીરતાથી મર કે બળશાળી વિજય પ્રાપ્ત કર; કારણ આજ કામ કરવાનું તને પ્રભુએ અને તારા સ્વભાવે સોંપ્યું છે."

ગીતાપર નિબંધો.

आर्य.

## સ્થળ ડીસા કેમ્પ.

### તા. ૨૪ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

સવારમાં ઉઠી દાતણ પાણી કરી દૂધ પી બંગલે ગયો. ત્યાં વીસનગરવાળા સ્વામી પૂર્ણાનંદજી ( નાના સ્વામી ) ને જોયા. તેમનું સુંદર હૃષ્ટપુષ્ટ અને તેજસ્વી શરીર જોઇ આનંદ થયો. તેઓ વૈદકમાં અદ્વિતીય ગણાય છે. બીજા પણ ઘણા વિષયોનું સારૂં જ્ઞાન ધરાવે છે. તેઓ સવારની ટ્રેનમાં મુંબઇ જવા માટે વિદાય થયા.

બપોરના જમીને થોડોક આરામ લઇ બંગલે ગયો. ત્યાં તે મહાત્મા વિષે ઘણી વાતો ભાઇ જેઠાલાલ તથા દામોદરભાઇ પાસેથી સાંભળી તેથી ઘણો આનંદ થયો. સાંજ પડી અને વાળુપાણી કરી વિચારમાં નિદ્રાધીન થયો.

### તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

સવારનો નિત્યક્રમ કરી બંગલે ગયો. ત્યાં ચંદ્રકાન્ત વગેરે પુસ્તકોમાંથી કંઇક વાંચ્યું, વિચાર્યું પછી બપોરે આવી સ્નાન કરી જમી લીધું. પછી વિવેકાનંદસ્વામીના ઉપદેશો

વાંચ્યા. આરામ લઈ બપોરે બંગલે ગયો. ત્યાં વાચન અને વિચારમાં લીન થયો. સાંજના ફાર્મમાં ફરી આવ્યો. રાત્રે વાળુ કરી વિચારમાં નિદ્રાધીન થયો.

## તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

સવારનો નિત્યક્રમ આટોપી જેઠાભાઇની સાથે ઝાલરે કુવે આવવા નીકળ્યા. રસ્તામાં મનોબળ વિષેનો એક ઇતિહાસ મહાત્માએ જેઠાભાઇ વગેરેને કહેલો, તે જેઠાભાઇ મને કહેતા હતા. તે વાત ચાલતી હતી તેવામાં ખેતરોમાં ફરતા ફરતા મજુરો પાસે જઇને એક ઝાડની છાયા નીચે બેઠા. તેવામાં દામોદરભાઇ પણ આવી પહોંચ્યા. જેઠાભાઇએ વાત પૂરી કરી અને અવનવો રંગ જામ્યો. દેશની, હોમરૂલ લીગની, તીલક મહારાજની વગેરે એક પછી એક વાતો નીકળવા માંડી, શરીરમાં સર્વત્ર જુસ્સો વ્યાપી રહ્યો. અને રક્ત ગરમ થઇને નસોમાં જોસથી વહેવા લાગ્યું. દેશની આવી અધોગતિમાં આપણે શું કરી શકીએ તેને માટે વાદવિવાદ શરૂ થયો, અને આ સર્વ જુસ્સાભરી વાતોનું પરિણામ હોમરૂલલીગમાં જોડાઇને દેશને માટે પોતાનો ભોગ આપવાના નિશ્ચયમાં આવ્યું. મહાત્માએ ભાઈ જેઠાભાઇ વગેરેને વાતોમાં કહેલું કે હાલમાં તમે પાટીદારોજ ક્ષત્રીયનું શુદ્ધ બીજ છો. તમા-

રામાંજ ક્ષત્રીયની ઉદારતા, જુસ્સો, તેજ, શરણાગતને આશરો આપવો વગેરે ક્ષત્રિયોચિત લક્ષણો દેખાય છે. તમેજ ખરા ક્ષત્રિયો છો. ફક્ત તમારામાં એ ત્રણ ખરાબ રીવાજોએ પગ પેસારો કરીને તમારી અધોગતિ કરી છે. તે રીવાજ નાતરાં, બાળલગ્ન, પ્રેતભોજન વગેરે. ક્ષત્રિય બાળાના એક ભવમાં બે ત્રણ અરે તેથી પણ વધારે ભવ! શીવ! શીવ!! ક્ષત્રિયોને શી દુષ્ટ બુદ્ધિ સૂઝી છે? જે ક્ષત્રિઓએ પોતાની મા, બ્હેન, સ્ત્રી, પુત્રી વગેરેને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે, તેજ ક્ષત્રિય બાળાઓના એક ભવમાં ચાર ચાર પાંચ પાંચ ભવ! આ વિચારથી મસ્તકમાં અને આખા શરીરમાં લોહી ધમધમાટ કરતું વહેવા લાગ્યું. અરે! બાળલગ્ન અને પ્રેતભોજનના વિચારોએ તો શોક અને ક્રોધની હદ બતાવી. અમારા ત્રણે જણનાં રકત તે વખતે ઊછાળા મારતાં હતાં. તે વખતે મુખ ઉપર ક્ષત્રિય તેજ ચમકારા મારતું હતું. મારો પોતાનો નિશ્ચય કે કૉલેજમાંથી બહાર નીકળ્યા પછી આ દુષ્ટ રિવાજોની સામે ભયંકર યુદ્ધ કરીને તેમને નાબુદ કરી હાલના ઉંઘતા પાટીદારોમાં તેમનું ક્ષત્રિયત્વ જાગૃત કરવું. ચેતન કરવું, અને તેમને ભારતવર્ષના ઉન્નતિના શિખરે સૌથી પહેલા પહોંચાડવા.

બન્ને ભાઇઓએ હોમરૂલલીગમાં જોડાવા માટે નિશ્ચય કરેલો તેથી મને મહાનંદ થયો. તે ઉપરાંત તેઓ પોતાના

સ્નેહીઓને લીગમાં જોડવા માટે બનતું કરશે એવી ખાત્રી આપી. આથી મને ક્ષત્રિયોના ઉદયના સૂર્યનો પ્રાતઃકાળ થતો દેખાયો.

ઉપરની વાતોથી મહાહર્ષમાં અમે સ્નાન કરી જમી લીધુ. પછી બપોરે તિલક મહારાજને ભરૂચમાં મળેલું જુસ્સાદાર માનપત્ર 'ગુજરાતી'માંથી વાંચ્યું. ત્યારપછી રાજસ્તાનના ઈતિહાસમાંની એક કથા ઉદેપુરના મહારાણા રાયમલના પુત્ર પૃથ્વીરાજ વિષે વાંચી. તેથી સવારના ઉત્સાહમાં દ્વિગુણિત વધારો થયો. સાંજે પણ મહાઆનંદમાં તેની તે વાતોજ અમે કરતા હતા. સાંજના નદીમાં સ્નાન કરવા પડયા હતા. પછી વરસાદ આવ્યો અને મહા હર્ષ થયો. રાત્રે વાળુ કરી વિચારમાં પડયો. સાડાબાર વાગ્યા સુધી નિદ્રા ન આવી, આખરે ગુરૂસ્મરણ કરતો નિદ્રાધીન થયો.

## તા. ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૧૭

સવારનું કામ આટોપી બંગલે ગયો. ત્યાંથી પછી સાડા આઠ વાગે કેશવલાલનું ફાર્મ જોવા માટે વાસદે જવા ભાઈ શ્રી જેઠાભાઇ, ગીરધારી તથા ચીમન સાથે નીકળ્યો. ત્યાં લગભગ સાડાદસ વાગે પહોંચ્યા. ત્યાં થોડો આરામ લીધા પછી સવાઅગીઆરે ફાર્મ જોવા નીકળ્યા. એક

સરખો કપાસ અને તેનો સુંદર રંગ જોઈ મન આનંદ પામ્યું. આ વખતે કેશવલાલને સારો ચાન્સ મળવાની દરેક પ્રકારની ખાત્રી હતી, તેથી ઘણો આનંદ થયો; કારણકે તેના જેવા માયાળુ મનુષ્ય પ્રત્યે સ્વાભાવીક રીતેજ મમતા થતી હતી. તેમજ ખેતીથી ક્ષત્રિયોની ઉન્નતિ ( આર્થિક ) થશે, એ વિચારથી પણ હર્ષ થયો. કેશવલાલ તેમજ મણિલાલ એ બન્ને ભાઈઓ આગળ હોમરૂલની વાત કરતા, તેઓ બન્ને હોમરૂલ લીગમાં જોડાવા માટે તૈયાર થયા.

સાંજના માસ્તર વગેરેની ખેતી જોતા જોતા બંગલે આવ્યા. ત્યાં અર્ધોએક કલાક વાતો કરી તેથી મન પ્રફુલ્લિત થઈ ગયું. સાંજના જમ્યા પછી રામરાયને તેમની માતાના અવસાન માટે એક દિલાસા પત્ર લખ્યો. તેમાં હવેતો ભારત માતાનેજ પોતાની માતા તરીકે ગણવા લખ્યું હતું. પત્ર લખી પુષ્કળ વિચારોથી ઉભરાઇ જતા મનથી રાત્રે સાડાબાર વાગે ઊંઘ આવી.

## તા. ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૧૭

પ્રાતઃકાળનું કામ આટોપી બંગલે ગયા. સવારમાં વાચનાદિમાં સમય ગયો, બપોરે વાર્તાવિનોદમાં યોગ વિષે વાતો

નીકળી. અને એક યુવક સન્યાસી થોડાક દિવસ ઉપર અત્રે આવીને યોગનાં ૮૪ આસનો સપાટાબંધ કરી બતાવ્યાં હતાં તે વિષે વાતચીત થઈ. તેથી શારીરિક બળ મેળવવા માટે થયેલી ઈચ્છા, પછી કસરત અને બળ અજમાવવાના પરચુરણ દાવપેચ, અને સંધ્યાકાળ થયા પછી જમીને રાત્રે વિચારમાં નિદ્રાધીન.

## તા. ૨૯ મી સપ્ટેમ્બર ૧૯૧૭.

સવારનું કામ આટોપી બંગલે જઈ વિચાર ચંદ્રોદય, સ્વામી રામતીર્થના ઉપદેશો, ઈત્યાદિ વાંચ્યાં અને મનન કર્યાં ફોનોગ્રાફ થોડુંક વગાડી આનંદિત થઈ પછી ઘેર આવી જમી લીધું. પછી બપોરે નોંધબુક લખી, સવારમાં ગુરૂદેવને એક પત્ર લખી દીધો હતો.

## તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૧૯.

પુનાથી સવારે મેલમાં બેસી મુંબઇ આવ્યો. ત્યાંથી કૉલેજને ઉપયોગી કેટલીક ચોપડીઓ લીધી. આખો દિવસ મુંબઇમાં ગાળ્યો. રાત્રે સુરત જવા લોકલમાં બેઠો. ઊન્હાળાની સાડાત્રણ માસની રજા પડી હતી.

## તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૧૯.

સુરત આવી પહોંચ્યો, ભાઇ અમીધર સ્ટેશન ઉપર આવ્યા હતા. તેમની સાથે મીલમાં ગયો. સવારે વાર્તા વિનોદ થયા પછી સ્નાન કરી જમી લીધું. બપોરના બ્હેન વિજ્યાને મળવા માટે વનિતા વિશ્રામમાં ગયો. ત્યાં ગં. સ્વ. બાઇગૌરી બ્હેન સાથે મુલાકાત થઈ. તેમની સાથે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન બહુ આનંદ પૂર્વક ચર્ચાયો. તેમના આશ્રમમાં બસો બાળાઓના અભ્યાસની ગોઠવણ થાય તેટલી સગવડ છે, પણ ફક્ત ૮૦ (આસરે) બાળાઓ અભ્યાસ કરે છે, નવી બાળાઓ દાખલ થાય તેને માટે તેમની ઉત્કંઠા ઘણીજ જોવામાં આવી, મારા મનમાં આપણી જ્ઞાતિની ૧૦૦–૧૨૫ કન્યાઓ આ આશ્રમનો લાભ લે એવી બહુ ઉત્કટ ઇચ્છા હતી. બાઇગૌરી બ્હેને પણ તે વીષે ઘણી અનુકુળતા તેમજ તત્પરતા દર્શાવી. ને આવી કન્યાઓ વિદ્યાભ્યાસ માટે તૈયાર કરવા સારૂ ગામડાંમાં ફરવાનો મારો વિચાર જણાવ્યો, અને તે બ્હેને પણ તેમનાથી બની શકે તેટલી મદદ આપવા તત્પરતા જણાવી. ત્યાર પછી ત્યાં અપાતી કેળવણી બાબત ચર્ચા ચાલી. ઉંચી જાતની કેળવણી આપવામાં તેમની મુખ્ય મુશ્કેલીઓ બતાવી. ઉચ્ચ વિદ્યાથી વિભુષિત થયેલી સ્ત્રીઓનો અભાવ, એ તેમની મુખ્ય અડચણ છે. તે માટે તેમણે સેવિકાઓ તૈયાર કરવા માંડી છે. અસ્તુ. ત્યાર પછી તેમણે

ત્યાં અપાતી સંગીતની માહીતી આપવા માટે કેટલીક બાળા ઓને ગાવાનું તથા હાર્મોનિયમ વગાડવાનું કહ્યું. વિજ્યા પણ તેમાંની એક હતી. તેણે યથાશક્તિ કળાનું દિગ્દર્શન કરાવ્યું. પણ મને પોતાને તેથી પૂર્ણ સંતોષ થયો નહિ. સરખામણી કરતાં કર્વેના આશ્રમમાં અપાતી સંગીત કેળવણી અહીંના કરતાં વધુ ઉચ્ચ અને સારી લાગી. અસ્તુ—

ત્યાંથી પછી હું છોટુ ભાઈ સાહેબને ત્યાં મકાન ખોળતો ખોળતો ગયો. તેઓ ઘેર ન હોતા. ૦ાા કલાક રાહ જોઈ. તેટલામાં તેઓ આવી પહોંચ્યા. પ્રેમ પૂર્વક મેં તેમને પ્રણામ કર્યા. મને જોઇ આનંદથી ગદ્‌ગદિત થયા, થોડોક વાર્તાલાપ થયો. વેદાન્ત વિષય ઉપર ચર્ચા ચાલી. બહુ આનંદ થયો. પછી તેમણે જણાવ્યું કે બે અલૌકિક સાધુ મૂર્તિઓ હાલ સુરતમાં છે, માટે મારી મરજી એવી છે કે તું તેમનો સમાગમ કર. એક સ્વામી શ્રી અખંડાનંદજી અને બીજા સ્વામી શ્રી હંસદેવજી. બીજે દિવસે સવારમાં મુલાકાત કરવાનું રાખીને ત્યાંથી છોટુભાઇ સાહેબ પાસેથી ૦ાા કલાક વાતો કરી રજા લીધી.

બીજે દિવસે સવારમાં અખંડાનંદજીના વિશ્રામસ્થાનની તપાસ કરતો કરતો તેમની પાસે પહોંચ્યો. ગયો ત્યારે સ્નાન કરવા બેઠા હતા. હું તેમને બેસવાની જગા પાસે બેઠો: સ્નાન કરી રહ્યા પછી હું બેઠો હતો ત્યાં આવ્યા. તેમની

આંખોમાં તેજ અને ગંભીરતા છવાઈ રહી હતી. મુખમુદ્રા હસતા જેવી લાગતી હતી. તેમનો દેખાવ ગંભીર અને આનંદમસ્ત હતો. વેદાન્ત વિષે વાર્તાલાપ થયો. તેમણે આત્મસાક્ષાત્કારના જુદા જુદા રસ્તાઓ સૂચવ્યા. પ્રણવોપાસનાથી જલદી કેન્દ્રસ્થાનમાં સ્થિત થવાય છે, એમ તેમનું કહેવું હતું. શરૂઆતમાં હઠયોગ (પ્રાણાયમ, આસનાદિક પૂરતો) અને પછીની અવસ્થામાં રાજયોગ, લયયોગ, મંત્ર યોગ ઈત્યાદિની જરૂર આત્મસાક્ષાત્કારમાં પડે છે. આવાજ ભાવાર્થનો વાર્તાલાપ તેમની સાથે થયો. સંન્યાસ અવસ્થા માટે મેં પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે આત્મકેન્દ્રમાં સ્થિત થયા પછી મરજી પડે તો સંન્યાસ ધારણ કરવો. ધ્યાનમાં જ્યોતિનાં દર્શન માટે તેમનો અભિપ્રાય પૂછતાં તેમણે જણાવ્યું કે પ્રાણ ઇત્યાદિ વાયુમાં વૃત્તિ સ્થિર કરવાથી તેના વિધવિધ પ્રકારના રંગો દેખાય છે, ઇત્યાદિ એકંદરે આ મહાત્માના સમાગમથી મને ઘણો આનંદ થયો. મારા મનમાં આત્મસાક્ષાત્કાર પૂર્ણ રીતે કરવા માટે અને તેમાં સ્થિર થવા માટે બહુજ અધીરતા આવી ગઇ. મને વારે ઘડીએ મનમાં એજ આવતું કે આવી મસ્ત સ્થિતિ આ (મારા) મનની ક્યારે થશે! ઈત્યાદિ ચિંતાતુર વિચારમાં ગાડીમાં બેસી છોટુભાઇ સાહેબને ત્યાં ભોજન માટે જતો હતો. કારણ કે તે સવારમાં તેમનું ખાસ આમંત્રણ હતું. ત્યાં પહોંચ્યા પછી મહાત્મા વિષે વાર્તાલાપ ચાલ્યા. છોટુભાઇ

સાહેબે તેમની પૂર્વાવસ્થા અને આત્મસાક્ષાત્કાર કહી સંભળાવ્યો. પછી ભોજન વિધિ આટોપી લીધો. ત્યાર પછી વાતો કરતાં અગીઆર વાગ્યા. છોટુભાઇ સ્કુલમાં જવા તૈયાર થયા. મેં કહ્યું ચાલો હું પણ આપના સાથે આવું છું. આનંદપૂર્વક મારી માગણીનો સ્વીકાર કરી લીધો. બપોરના બે વાગે સ્વામી શ્રી હંસદેવજીનાં દર્શનાર્થે જવાનું રાખ્યું હતું. એક વૃદ્ધ બ્રહ્મચારી (!) બ્રાહ્મણ મારી સાથે આવવાનો હતો, તેની હકીકત આગળ આવશે.

છોટુભાઇ સાથે ગવર્નમેન્ટ મિડલ સ્કુલ (સુરત)માં ગયો. ત્યાં તેઓ હેડ માસ્તર હતા. તેમની ઓફિસની સાથે એક વિશાળ ઓરડો હતો. અંદર પેસતાંજ મેં જોયું તો પેસવાના બારણાની જમણી બાજુએ એક શેત્રંજી હતી, તેના ઉપર એક વ્યાઘ્રાંબર હતું, બે સુંવાળા તકીયા હતા, બનુસ હતો સામે ખીંટી ઉપર રૂદ્રાક્ષના મોટા મણકાની માળા હતી, અને બ્રહ્મચારીઓ પહેરે છે તેવી એક કાનટોપી હતી. એક ટેબલ હતું તેના ઉપર ઉપનિષદો સ્વામી રામના ઉપદેશો (અંગ્રેજીમાં) વૉલ્યુમ ૨ જું, a hand book vedant, અને બીજી કેટલીક સંસ્કૃત ચોપડીઓ, તથા હાથની લખેલી બે નોટો પડી હતી. પાસે એક ખુરસી પડી હતી. પાણી પીવાનો એક કુજો તથા પાણી ઢોળવા માટે એક ચોકડી હતી. અસ્તુ.

છોટુભાઈ સાહેબ મને અહીં મૂકી ગયા અને કહ્યું કે કલાક બે કલાક બેસો. આરામ કરવો હોય તો સૂઈ રહેજો. હું સીધો ટેબલ તરફ ગયો, અને ત્યાં પડેલાં પુસ્તકો તપાસવા માંડયાં. તેમની નોટો તપાસવા માંડી. એકમાં Education કેળવણી સંબંધી લખાણ હતું. બીજીમાં વેદાન્ત સંબંધી હતું. બન્ને પહેલેથી છેલ્લે સુધી વાંચી ગયો.

## તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૧૯.

આજરોજ સવારમાં ડીસે જવા મેલમાં નીકળ્યો. ટ્રેનમાં ખાસ જાણવા લાયક બન્યું ન હોતું. એકાદ દીવસ માટેજ ડીસે ગયો હતો. બપોરના ૨ાા વાગે ડીસે આવ્યો. ઘેર આવી જેઠાભાઈ, દામોદરભાઇ, પ્રભુભાઇ ઈત્યાદિને મળ્યો ઘણો આનંદ થયો. સાંજના કુવા ઉપર નવા બંગલાના પ્લેન માટે દાદા, જેઠાભાઇ ઇત્યાદિ સાથે વિચાર ચલાવ્યો. વડીલ પિતાશ્રી તે વખતે ડીસેજ હતા. રાત્રિએ પરચુરણ વાતો કરી ભાઈ જેઠાભાઇની સાથે નિદ્રાધીન થયો.

## તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૧૯.

સવારનો નિત્યક્રમ આટોપી બંગલે ગયા. ત્યાં મકા

નના પ્લેન સંબંધી વિચાર કરી એક પ્લેન નક્કી કર્યો. બપોરના ઘેર આવી જમી લીધું. આરામ લીધા પછી બપોરે અઢીએક વાગે વડીલ પિતાશ્રી, જેઠાભાઇ, દામાભાઇ ઈત્યાદિની સાથે મહાદેવનાં દર્શને જવા નીકળ્યો; કારણકે આજ સોમવાર હતો. પગે ચાલતાંજ જવાનું પસંદ કર્યું. છોકરાં ગાડીમાં બેસીને આવતાં હતાં. રસ્તામાં નદીના તટપર આવેલાં પટાટાનાં જુદાં જુદાં ખેતરો જોતા ચાલ્યા. મહાદેવે જઇ દર્શન કરી પછી ખેતરો જોતા જોતા પાછા આવ્યા. સાંજના વેદાન્ત ચર્ચા, બાળકોની કેળવણી, ઇત્યાદિક વિષયોની ચર્ચામાં વખત ગયો. રાત્રે મહાત્મા રતીલાલ અમારી સાથે સૂઈ રહેવા આવ્યા હતા—અસ્તુ.

## તા. ૧૮ મી ફેબ્રુઆરી.

આજે દામોદરભાઇ મુંબઇ જવાના હતા. મારો વિચાર પણ અમદાવાદ જવાનો હતો, પણ અત્યંતાગ્રહને લીધે બીજે દિવસે જવાનું રાખ્યું. સવારમાં માસ્તર, કેશવલાલ વગેરેનું પટાટાનું વાવેતર જોઈ આવ્યા. બપોરે ઘેર આવી સ્નાન કરી જમી લીધું. મહાત્મા રતિલાલ ગઇ કાલે ખબર લાવ્યા હતા કે એક અલૌકિક મહાત્મા ડીસામાં આવી ચઢયા છે, તેથી સાંજના તેમનાં દર્શન માટે જવા વિચાર હતો. રતિલાલ તેમની મુલાકાત આગલે દિવસે લઇ

આવ્યા હતા. બપોરના છોકરાની કેળવણી માટે વિચાર ચાલતા હતા. છેવટે એમ નિર્ણય થયો કે રમણને ગુરૂકુળ માં મૂકવો, અને દુર્ગાપ્રસાદ તથા ચંદુને સ્કૂલમાં અનુક્રમે બીજી અને પહેલીમાં દાખલ કરવા. આવતી કાલે એટલે ગુરૂવારે વિદ્યારંભ કરવાનું રાખ્યું. સાંજનાં મહાત્માનાં દર્શન કરવા ગયા. અમે ગયા ત્યારે મહાત્મા એક ગૃહસ્થને ત્યાં પાટ ઉપર સૂતા હતા. મુખ ઊઘાડું હતું, બાકી આખું શરીર એક કામળાથી ઢાંકેલું હતું. મોં ઉપર એક જાતનો અવર્ણનીય આનંદ તથા ગંભીરતા છવાઈ રહી હતી. મહાત્મા બોલતા નહોતા. અમે ગયા અને થોડીવાર પછી તે આનંદની એક લહુરી આવતાંજ ગરકાવ થઈ ગયા. પછી આનંદમાં મસ્ત બની ગયા. એટલે સુધી કે આજુ બાજુની સ્થિતિનું પણ તેમને ભાન રહ્યું નહિ. એકદમ ખડખડાટ કરતા હસી પડયા, અને પછી જેમ જેમ આનંદ વધતો ગયો, તેમ તેમ બહુજ દિવાના બનતા ગયા. પાટ ઉપર આનંદમાં જોસથી પગ અફાળવા લાગ્યા, અને આનંદમાં પેટ ઉપર પણ હાથ થાબડતા હતા, તેમજ મુખથી ખડખડાટ અટ્ટહાસ્ય કરતા રહ્યા. પછીથી બેભાન અવસ્થામાં તેઓ સંસ્કૃત શ્લોક વગેરે લલકારવા માંડયા. ઘણા શ્લોક પૂરા પણ થતા નહિ. વળી હિંદુસ્થાની જબાનમાં કંઈક મસ્તીમાં બોલી પણ જતા. જેમકે "હમ વહી મહાસાગર હુય, જીસકા કિનારા નહિ હૈ" વગેરે. તેમની આવી મસ્તી

જોઇ મને મનમાં ઘણો આનંદ થયો, અને વિચાર આવવા લાગ્યો કે "આ પુરૂષ કેવો ભાગ્યશાળી હશે કે આવી દિવ્ય અવસ્થામાં દિવાનો બની ગયો છે! આનંદમાં સાર્વભૌમ શહેનશાહુથી પણ અનંત ગણો મસ્ત છે, ધન્ય છે આવા મહાત્માઓને કે જેઓ આત્મ સાક્ષાત્કાર કરી પોતાના સ્વરૂપમાં લીન બની ડુબકીઓ મારે છે, અને આનંદની લહરીઓ ઊડાવે છે. અહો એવો સમય કયારે આવશે કે હું આવી રીતે આત્મસ્વરૂપમાં તલ્લીન થઇ મસ્ત બની જઇશ? વગેરે, વગેરે." આવા આવા વિચારોમાં હું તલ્લીન બની ગયો હતો. પછી આતુરતાથી તે મહાત્માની વધુ ચેષ્ટાઓ જોવા તલ્લીન થયો.

તે વખતે ત્યાં ૧૦-૧૨ મનુષ્યો બેઠા હતા, પણ બધા શાન્ત હતા અને ગંભીરતા છવાઇ રહી હતી. પછી રતિલાલ, જ્યારે તેઓ અને શંકરભાઇ માસ્તર આગલે દિવસે મહાત્માનાં દર્શન કરવા ગયા હતા, તે વખતે મહાત્માએ આ પ્રશ્ન છેડયો હતો, કે "બે પરમહંસ મહાત્માઓ છે, તેમાંથી એકતો રૂદ્રાક્ષની માળા, ત્રિપુંડ્ર, ભગવાં કપડાં, સ્નાન, એક વર્ણનુંજ જમવું ઇત્યાદિ બાહ્યાચાર સારી અને શુદ્ધ રીતે પાળે છે; જ્યારે બીજો મહાત્મા મેલાં ઘેલાં લૂગડાં, જેવાં કે ચીથરાંની કંથા ઈત્યાદિ પહેરે છે, સ્નાન હંમેશાં કરતો નથી, રૂદ્રાક્ષ, ભસ્મ હંમેશાં લગાવતો નથી, મરજીમાં આવે

તેની ભિક્ષા લે છે, ઇત્યાદિ બાહ્યાચાર કરે છે; તો તે બેમાં કોનો વ્યવહાર સારો ? ” આ પ્રશ્નનું થોડુંક વિવેચન તેમણે તે વખતે કર્યું, પછી વચમાં નાથાલાલ બોલ્યા અને ગરબડ થઇ, તેથી મહાત્માજીને કંટાળો આવવાથી પોતે પોઢી ગયા, અને પ્રશ્ન પ્રશ્નને ઠેકાણે રહ્યો. પછી થોડીવારમાં તેમના આનંદમાં મસ્ત થઇ ગયા.

નાથાલાલ ઉપર તે મહાત્માશ્રીનો એક લાંબો પત્ર આવ્યો હતો. તે પત્ર ઉપર વિવેચન કરાવવા, નાથાલાલ તે પત્ર મહાત્માજી પાસે લાવ્યા. મહાત્માજીને વિનંતી કરવામાં આવી, એટલે તેમણે તરતજ માગણી સ્વીકારી. પછી તેમણે નાથાલાલને પહેલેથી પત્ર વાંચવા આજ્ઞા કરી. પત્રને મથાળે પહેલોજ ૐ હતો. તેના ઉપર મહાત્માશ્રીએ ૦| કલાક વિવેચન ચલાવ્યું. સંસ્કૃતમાં શ્લોક ઉપર શ્લોક, ઉપનિષદ્, શ્રુતિ, ગીતા ઇત્યાદિમાંથી ગગડાવવા લાગ્યા, અને તેનો અર્થ પણ સમજાવતા ગયા. શાસ્ત્રમાં જે પ્રમાણે ૐ નો અર્થ સમજાવવામાં આવ્યો છે, તેવી રીતે તેઓશ્રી अકાર, उકાર, मકાર, अ માત્રિક ઇત્યાદિ પદો જુદાં પાડી અર્થ અને તત્વ સમજાવવા લાગ્યા. બહુ લંબાણ ન થઇ જાય તેવા ભયથી તેમણે ૦| કલાકને અન્તે તે વિવેચનની સમાપ્તિ કરી.

પછી તેમણે આગળ વાંચવા ફરમાવ્યું. પછીના શબ્દો

"સંસારના મુમુક્ષુ પ્રત્યે એક ભિક્ષુકના ઉદ્દગારો" એવા હતા. આમાંથી તેમણે મુમુક્ષુ તે કોણ, તેનાં કેવાં લક્ષણ, વગેરે લંબાણથી શ્રુતિ, સ્મૃતિના સંસ્કૃત શ્લોકો ઇત્યાદિથી સમજાવ્યું. ત્યારપછી ભિક્ષુક શબ્દ ઉપર વિવેચન ચાલ્યું તે શબ્દની વ્યુત્પત્તિ કરી પછી તેની શાસ્ત્રીય વ્યાખ્યા કહી સંભળાવી. પછી તેમણે પોતાના આખા પત્ર ઉપર લંબાણથી વિવેચન કર્યું.

પછી તે પત્રની ચર્ચા પૂરી થયા પછી તેમણે બોલવાની સમાપ્તિ કરી. અમે સર્વ તેમને પ્રણામ કરી ઉઠયા. રસ્તામાં તે મહાત્મા સંબંધીજ મારા મનમાં વિચાર ચાલતા હતા. ઘેર આવી જમી લીધું. થોડીવાર પછી નિદ્રાધીન થયો.

## તા. ૧૯ મી ફેબરૂવારી ગુરૂવાર.

સવારનો નિત્યક્રમ આટોપી લીધો. સવારમાં ખાસ જાણવા જેવું નહોતું. આજ કસરત ઘણી કરી હતી. દામોદર ભાઇએ પણ કસરત કરી હતી. પછી શરીરે તેલ ચોળ્યા પછી હોજમાં નાહવા પડયા. સ્નાન કરી કપડાં પહેરી બજારમાં જવા નીકળ્યા; કારણ કે ૧૧-૧૨ વાગે દુર્ગાપ્રસાદ તથા ચંદુને નિશાળે બેસાડવાનું મુહુર્ત હતું. માસ્તરને પ્રણામ કરી બન્ને છોકરાઓ પાટલીપર બેઠા. પછી રતિલાલે બન્ને

ૐ શ્રી ગણેશાય નમઃ લખાવી આરંભ કર્યો. નિશાળના બધા છોકરાઓને તથા કન્યાશાળાની કન્યાઓને પેંડા વહેંચવામાં આવ્યા. મારા મનમાં આ વખતે વિચાર ઉભરાતા હતા કે પહેલાંના વખતમાં એટલે વેદોક્ત ભારતમાં આ પ્રસંગ કેટલો પવિત્ર અને અગત્યનો મનાતો હશે ? આજ તો ફક્ત "સાપ ગયા ને લીસોટા રહ્યા" ના જેવા નામના રીવાજ રહ્યા છે, ઈત્યાદિ.

ત્યાંથી પછી મહાત્માની પાસે ગયા. ત્યાં તેમને આગલા દિવસની માફક આપણે ત્યાં બંગલે પધારવાની વિનંતી કરી તેમણે કહ્યું સાંજના આવજો. તેથી ઘેર ગયા અને જમી લીધું. પછી સાંજના મહાત્માને જઈ તેડી લાવ્યા. રસ્તામાં ઘણો વાર્તાવિનોદ ચાલતો હતો. તે બધો લખવાને અવકાશ નથી.

મહાત્માજીને બંગલામાં ઉતારો આપ્યો. આસન બીછાવી તેમને બેસાડયા. એ વખતે તેમની અવસ્થા દિવાના જેવી હતી. મહાદેવનું દેવળ જે નદીને સામે કિનારે હતું, તે ત્યાં બેઠે બેઠે દેખાતું હતું. દેવળને જોઈ તેઓ વધુને વધુ મસ્ત બનતા ગયા, બંગલે આવતાં આખે રસ્તે મહાત્માજીનું મન પ્રણવોચ્ચારમાં મસ્ત હતું. પછી તેમની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી. વળી એકદમ બેચાર મિનિટ સુધી ખડખડાટ હસી પડતા. વળી તેમનો કંઠ

રૂંધાઇ જતો અને અશ્રધારા ચાલતી. આ પ્રમાણે લગભગ કલાક દોઢ કલાક દિવાના જેવી અવસ્થા રહી. તે વખતે તેમની સમક્ષ છ સાત મનુષ્યો હતાં. પછીથી તેઓ ધીમે ધીમે ભાનમાં આવતા ગયા. તેમની આવી દિવાની અવસ્થાએ મારા મન ઉપર ભારે અસર કરી. ઘણી વખત આવા દિવાના સાધુઓનાં વૃત્તાંતો વાંચેલાં અગર સાંભળેલાં, પણ આજતો નજરો નજર તેવા અવધુતનાં દર્શન થવાથી મનમાં આનંદ ઉછાળા મારતો હતો, અને મનમાં એમ પણ થયા કરતું હતું કે મારી સ્થિતિ કોણ જાણે કયારે યે આવી થશે. ઇત્યાદિ.

જ્યારે મહાત્માશ્રી ભાનમાં આવ્યા, ત્યારે કંઇક કંઈક વાર્તાલાપ થવા માંડયો. મારા મનમાં એમ આવ્યું કે મહાત્માએ જ્યારે વેદાન્ત જ્ઞાનની આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી છે, ત્યારે તેમણે આત્મસાક્ષાત્કાર કેવી રીતે કર્યો હશે ? આ વાતમાંથી જરૂર મને ઘણું જાણવાનું મળશે. તે સિવાય એમ પણ મનમાં આવ્યું કે આત્મસાક્ષાત્કાર કરવાની રીતો તો ઘણાએ મહાત્માના મુખેથી તેમજ વેદાન્તના ગ્રંથોમાંથી જાણેલી છે, એટલે તેવા સવાલો કરવા નિરર્થક છે. માટે આ મહાત્માએ આત્મસાક્ષાત્કાર કેવી રીતે કર્યો, તેમને શીશી અડચણો પડી, અને હાલ તેઓ કઇ સ્થિતિએ પહોંચેલા છે, તે તેમના સ્વયં મુખદ્વારાજ જાણવું જોઇએ. આવો

વિચાર મનમાં ઘુંટાયા કરતો હોવાથી તેજ પ્રશ્ન તેમને પૂછવાનો નિશ્ચય કર્યો.

તે વખતે મહાત્માજી જોઇએ તેટલા ભાનમાં નહોતા. કંઇક કંઇક વાર્તાઓ થતી હતી. પછી મેં ઉપરનો પ્રશ્ન બહુજ નમ્રતા પૂર્વક પૂછયો. પહેલાંતો તેમણે બિલકુલ ધ્યાનમાં લીધું નહિ, તેઓ તેમની દિવાનાવસ્થામાં મગ્ન હતા. પછી મેં ફરીથી તેનો તેજ સવાલ પૂછયો. આ વખતે પણ કંઇ ઉત્તર આપ્યો નહિ. ત્રીજી વખત પછી તેમને "ભગવાન્, મહાશય, મહાત્મન્" ઇત્યાદિ વચનો કહી ભાનમાં આણ્યા, અને ફરીથી તેજ પ્રશ્ન પૂછયો. આ પ્રશ્ન સાંભળી પાછી આંખો બંધ કરી આનંદમાં મસ્ત થઇ ગયા. પછી "અહાહા અહાહા" કહેતા જાય, અને ખડખડાટ હસ્યાજ કરે. મારા મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ ઊઠવા માંડયા. હજી મને શંકા રહી ગઇ હતી કે મહાત્માજી મારો પ્રશ્ન સમજ્યા નથી. થોડી વાર પછી તેઓ બહુજ આનંદ પૂર્વક બોલ્યા, અહાહા! આજ આટલા વર્ષે મારો સંકલ્પ પૂર્ણ થયો. અમેતો બધા આશ્ચર્યજ પામેલા હતા, અને વળી આ વચન સાંભળી તેમનો સંકલ્પ જાણવાને આતુર બન્યા. તેઓ તો એટલાં વચનો બોલી વળી મસ્ત થઇ ગયા. વળી પાછા ભાનમાં આવી બોલ્યા કે " આ શરીરનો ઘણા લાંબા કાળથી સંકલ્પ હતો, કે મને મારા

ભારતવર્ષના પર્યટનમાં કોઈ એવો પુરૂષ મળશે નહિ, કે જે મારી શાસ્ત્રીય વાતોને ના પસંદ કરશે; કે મારે તમારા શાસ્ત્રની વાતો સાંભળવી નથી, ફક્ત એટલુંજ જોઈએ છે કે આપે આત્મસાક્ષાત્કાર કર્યો છે? કર્યો હોયતો તે કેવી રીતે અને શીશી અડચણો પડી; અને આત્મસાક્ષાત્કાર કર્યા પછી જીવ, બ્રહ્મ, જગત, આત્મા, ઈશ્વર ઇત્યાદિ વિષે તમે શું અનુભવ કર્યો છે? ઇત્યાદિ. જ્યાં સુધી આવો સવાલ પૂછનાર મને મળે નહિ, ત્યાં સુધી મારે તત્સંબંધી એક અક્ષર પણ ઉચ્ચારવો નહિ, આવો મારો સંકલ્પ ઘણાં વર્ષથી હતો. પણ અત્યાર સુધી તે અપૂર્ણજ રહ્યો હતો; અને મને મનમાં શંકા રહ્યા કરતી હતી કે શું સમસ્ત ભારત વર્ષમાંથી મને એવો એક પણ પુરૂષ ન જડયો! તો હવે જડશે કે નહિ! અને એમ લાગતું કે આ શરીર છૂટતા સુધીમાં પણ એવો પ્રશ્ન પૂછનાર નહિ મળે કે શું! પણ અહા! આજ મને અતૂલ આનંદ થાય છે કે મારો સંકલ્પ પૂર્ણ કરનાર મુમુક્ષુ પુરુષ આજે મને મળ્યો છે. શાબાશ! ધન્ય છે! આજ મને ઘણોજ આનંદ થાય છે" ઇત્યાદિ વચનો બોલતા પાછા તે આનંદમાં ગરકાવ થઈ ગયા. મને પણ તે વખત આશ્ચર્યજ થઇ રહ્યું, કે આ શું!

પછી મહાત્માજી ધ્યાનમાં આવી વાર્તા કહેવા લાગ્યા. "મહાશય? તમારો પ્રશ્ન ઘણોજ ઉત્તમ છે, અને મને આવો

પ્રશ્ન પૂછનાર હજી સુધી કોઇ મળ્યો નથી. આજે આ પ્રશ્ન પૂછાયો હોવાથી મારૂં મન આનંદોદધીમાં ઊછાળા મારે છે. આત્મશાક્ષાત્કાર સંબંધી કહેવા પહેલાં મારી પૂર્વાશ્રમની હકીકત તમારે સારી રીતે જાણવી જોઇશે. તે વગર તમને મારા આત્મસાક્ષાત્કાર સંબંધી સત્ય અને પૂર્ણ માહિતી મળવી મુશકેલ છે. માટે ધ્યાન પૂર્વક સાંભળો. મારી જીંદગીમાં મારી પોતાની આત્મકથા વિષે, અને આત્મસાક્ષાત્કાર કરતાં સુધીમાં જે જે સંકટો આ શરીરને પડયાં છે, તે હકીકત કહેવાતો મારૂં મુખ આજેજ ઊઘડે છે; તમે યોગ અને સમ્પૂર્ણ અધીકારી હોવાથી મને તે સંબંધે કંઇ વાંધો જણાતો નથી"

પછી તેમણે વાત કરતાં જણાવ્યું કે જ્યારે આ શરીર ( મહાત્માજી પોતે ) જબલપુરથી આવતું હતું, તે વખતે ત્યાં સનાતનીઓ અને આર્યસમાજીઓનો મૂર્તિપુજા સંબંધી વાદવિવાદ જાહેર રીતે થવાનો હતો. આ શરીર પણ સ્વભાવિક ઇચ્છા થવાથી ફરતું ફરતું ત્યાં ( સભા મંડપમાં ) ગયું. ત્યાં સનાતનીઓના સ્થાન તરફજ સ્વાભાવિક રીતે આ શરીર પણ મારો આવો કંથાદિકવાળો વિચિત્ર વેષ જોઇ તેઓએ માન્યું કે આ કોઇ આર્ય સમાજીજ હોવો જોઇએ; પરંતુ વેષ ધારણ કરી અમારો ભેદ જાણવા સારૂ આવ્યો છે. એમ ધારી પોતાની સાથે બેસવાની મને સાફ ના પાડી.

મેં તેમને જણાવ્યું કે હું બિલકુલ વેષધારી નથી, તેમ મારામાં કંઈ દગો ફટકો નથી. માટે તમારે મને સ્થાન આપવું જોઇએ; પરંતુ તેઓએ સાફ ના પાડી મારો તિરસ્કાર કર્યો. આથી તરતજ હું આર્યસમાજીઓ તરફ ગયો, અને સ્થાન માટે મેં તેમને વિનંતિ કરી. તેમણે ઘણા હર્ષથી તે મંજુર રાખી. પછી મેં સભાપતિને જણાવ્યું કે મારે બોલવા માટે સમય જોઈશે. તેમણે હા પાડી, અને સમય થતાં હું બોલવા ઊઠયો. મેં આર્યસમાજીનો પક્ષ લીધેલો હોવાથી મૂર્તિનું ખંડન કરવાનું મારૂં કાર્ય હતું. તેથી પહેલાં મેં યુકિત વાદથીજ દલીલ કરવા માંડી. મેં પૂછયું, કે (ચૈતન્ય) પરમાત્મા એક દેશીય છે કે સર્વ દેશીય? તેમણે કહ્યું સર્વ દેશીય. તો પછી અમુક પત્થર, માટી, કાગળ અગર ગમે તે એકજ વસ્તુમાં પરમાત્મા છે એમ કેમ માની શકાય? ઈત્યાદિ. તેમણે યુકિતવાદની દલીલો બહુ વિસ્તારથી કહી હતી. પણ તે બધી લખતાં બહુ લંબાણ થાય એમ હોવાથી અત્રે લખતો નથી.

તેમણે જે યુકિતવાદથી મૂર્તિનું ખંડન કર્યું તેનો કંઈ પણ જવાબ સનાતની પંડિતો આપી શકયા નહિ, તેથી તેમણે જણાવ્યું કે અમે યુકિતવાદ માનતા નથી. શાસ્ત્ર (વેદ, ઉપનિષદ્‌, શ્રુતિ, સ્મૃતિ) માંનાં પ્રમાણ આપો તોજ અમે માન્ય કરીશું. આ ઉપરથી મહાત્માજીએ તેમનું તે

ચેલેંજ કબુલ રાખ્યું, અને એકપછી એક શ્રુતિ, સ્મૃતિ વગેરેમાંથી પ્રમાણ ઉપર પ્રમાણ આપવા માંડયા. જે વખતે તેઓ આ વાત અમને કહેતા હતા, તે વખતે તેમણે અમને થોડાં થોડાં પ્રમાણો કહ્યાં હતાં, પણ તેમની બોલવાની છટા, ચાતુર્ય અસ્ખલિત વેગ, શુદ્ધ સંસ્કૃત ભાષાના ઉચ્ચાર, શુદ્ધ વેદ, મંત્રો વગેરે સાંભળીને અમે જાણે કોઇ ઋષિના આશ્રમમાં બેઠા હોઇએ એમ લાગતું હતું, વાતાવરણ શાન્ત અને ગંભીર હતું. સાયંકાળ પણ થવા આવ્યો હતો, અને અહીં મહાત્માજી તેમની મસ્તીમાં છટાદાર રીતે વેદ મંત્રો, ઉપનિષદ્, શ્રુતિ અને સ્મૃતિનાં વાકયો, ઈત્યાદિ એક પછી એક ઉચ્ચારતા હતા. અમે તેમની વિદ્વત્તા જોઇ આનંદ પામતા હતા. છેવટે તેમનું મૂર્તિ ખંડનનું વ્યાખાન પૂરૂં થયું. આખી સભા દિગ્મૂઢ બની ગઈ હતી, અને સનાતનીઓ તરફથી કોઈપણ પંડિત ઉત્તર આપવા ઉભો થયો નહિ. સમય થવાથી ( જોકે રાત્રિ થઇ ગઈ હતી ) સભા બરખાસ્ત કરવામાં આવી. બાકીનું વ્યાખ્યાન બીજે દિવસે થવાનું હતું. મહાત્માજીને આર્યસમાજીઓ પોતાને ઊતારે લઈ ગયા, અને ઘણા આદરમાન પૂર્વક તેમનો સત્કાર કર્યો. થોડોક વખત તેઓ તેમને આપેલા મકાનમાં રહ્યા પછી કોઇ ચાર પાંચ આર્ય સમાજીઓ મકાનની બહાર ટોળું વળીને ઉભા રહીને તે દિવસના તેમના વ્યાખ્યાનની પ્રસંશા કરતા હતા. પછી એકે કહ્યું કે " એતો આપણી બાજુ ( આર્યસમાજીઓ

તરફ) સારા સારા વિદ્વાનો જોઇને આપણી તરફ ચાલી આવ્યા. કારણ કે આપણા પંડિતોના પ્રશ્નોનો ઉત્તર તેમનાથી આપી શકાય તેમ નહોતો." આવાં વચનો સાંભળી મહાત્માજીને વિચાર આવ્યો કે આ લોકોને પોતાના પક્ષ માટે ઘણો ગર્વ થયો છે. તેથી તરતજ તેમણે પેલા લોકોને બોલાવીને કહ્યું કે "તમે કહો છો તે પ્રમાણેજ જો હોય તો કાલે મારૂં વ્યાખ્યાન સનાતન ધર્મ તરફથી થશે, અને જે મૂર્તિનું આજે ખંડન કરવામાં આવ્યું છે, તેનુંજ કાલે મંડન કરવામાં આવશે, માટે તમારા વિદ્વાન પંડિતોને તૈયાર થઈ રહેવાનું કહેજો." ઈત્યાદિ વચનો કહી મહાત્માજી તરતજ આર્યસમાજીઓના ઉતારેથી ચાલી નીકળ્યા અને સનાતની પંડિતોના અધ્યક્ષના ઉતારા તરફ ગયા. ત્યાં તેમનો તે લોકોએ ઘણો સત્કાર કર્યો. પછી મહાત્માજીએ તેમને કહ્યું કે "મહાશયો! હું પહેલ વહેલો તમારી તરફજ આવ્યો હતો, પણ તમોએ મારો તિરસ્કાર કરવાથીજ જાણી જોઇને હું તે બાજુ ગયો હતો." ઈત્યાદિ. પંડિતોએ તે માટે ઘણી દિલગીરી બતાવી. પછી તેમણે જણાવ્યું કે જો તેમની મરજી હોયતો, બીજે દિવસે તેમના તરફથી તેઓ બોલશે, અને જે મૂર્તિનું આગલે દિવસે ખંડન કર્યું હતું, તેનુંજ બીજે દિવસે મંડન કરશે. પંડિતોએ ઘણા હર્ષથી તેમની માગણી સ્વીકારી.

બીજે દિવસે સભાપતિએ જણાવ્યું કે જે મહાત્માએ ગઈ કાલે મૂર્તિનું ખંડન કર્યું હતું, તેજ મહાપુરુષ આજે મૂર્તિનું મંડન કરશે. આથી સભાજનોની સંખ્યામાં ઘણો વધારો થયો હતો. પછી મહાત્માજીએ વેદના જુદા જુદા મંત્રોથી, શ્રુતિસ્મૃતિઓનાં વાકયોથી તથા ॐકારના અર્થથી જુદી જુદી રીતે મૂર્તિપુજા ખરી છે એમ નિર્વિવાદ સિદ્ધ કરી આપ્યું. આખી સભા દિગ્મૂઢ બની ગઇ હતી. પછી એક વૃદ્ધ જેવો દેખાતો મનુષ્ય ખુરશીમાંથી ઊભો થયો. બધાએ જાણ્યું કે કોઇ યુવાન માણસે માર માર્યો હશે. તેના બુમરાણથી મહાત્માજી વ્યાખ્યાન કરતા પણ અટકી ગયા. અને તેને પૂછયું કે તું બૂમો કેમ પાડે છે? પણ તે તો જવાબજ શાનો દે? તે તો એમજ બૂમો પાડયા કરે કે "મર ગયારે મર ગયા" મહાત્માજીએ બેચાર વખત તેને પૂછતાં તેનો તેજ જવાબ તેણે આપ્યો. ત્યારે અંતે મહાત્માજીએ કહ્યું કે "તુમ મરજાઓ તો બહેતર હય, મગર અભી તુમ બોલો કે તુમેરેકું કયા હુવા" છેવટે તેણે કહ્યું કે ગઇ કાલે આપના વ્યાખ્યાન (મૂર્તિ ખંડનના) ઉપરથી મને દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે બ્રહ્માંડમાં પણ મૂર્તિ અસ્તિત્વ ધરાવતીજ નથી. જેવો હું ઘેર ગયો કે તરતજ મૂર્તિની વિરૂદ્ધમાં મારાથી બને તેટલી હિલચાલ કરવા લાગ્યો. મંદિરોમાં સીધાં સામાન જતાં હતાં તે બંધ કરી દીધાં. મારી સ્ત્રી તેમજ પાડોશીઓની સાથે રાત્રે મારે મોટી લડાઇ

થઇ, તે પણ મૂર્તિ પુજાને લીધેજ હતી. આખા ફળીઆના લોકો આશ્ચર્ય પામ્યા કે એક દિવસમાંજ આ મૂર્તિ પુજાથી વિરૂદ્ધ કેમ થઇ ગયો. હવે આજનું આપનું વ્યાખ્યાન સાંભળીને મને એમજ ખાત્રી થઇ ગઇ છે, કે મૂર્તિ છેજ. તો હવે ખરૂં કયું ? મૂર્તિનું ખંડન કે મંડન ? તેથી હું તો માર્યા ગયા જેવોજ છું. આજે હું ઘેર જઇ મારૂં મોં શી રીતે બતાવું ? કારણ કે મૂર્તિનું અસ્તિત્વ છેજ એવો મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે, માટે હવે મારે શું કરવું તેનો ખુલાસો વ્યાખ્યાન કર્તા પોતેજ અથવા કોઇ વિદ્વાન આપશે, તો મારા ઉપર અગણિત ઉપકાર થયેલો હું માનીશ. મહાત્માજી આ **इदम् तृतीयम्** જોઇને હસવા લાગ્યા. આનો શું જવાબ આપવો તેનો વિચાર કરતા ઊભા રહ્યા. પછી તેમણે કહ્યું કે ભાઈ ! ખરી વસ્તુ–સત્ય–તત્વતો મૂર્તિમાં કે તેના ખંડનમાં બેમાંથી એકેમાં નથી. તેતો આ બધાથી તદ્દન જુદીજ છે. તારે ખાસ જાણવાની ઇચ્છા હોય તો અમુક સ્થળે નદીના ઘાટ ઉપર મારો મેળાપ થશે. ત્યાં આવીશ તો તત્સંબંધી ખુલાસો થશે. થોડા વખત પછી તેમણે પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું, અને સભામાંથી પોતે ચાલી નીકળ્યા. બીજે દિવસે પેલા મુમુક્ષુનો પણ આત્મ-તત્વ સંબંધી ખુલાસો કર્યો.

જે વખતે તેઓ આ સઘળું અમારી સમક્ષ વર્ણવતા

હતા, તે વખતે તેમની વિદ્વત્તાનું, બોલવાની છટાનું; બહુજ ઉત્તમ દિગ્દર્શન થયું, તેમનો આનંદ અને હાસ્યરસ પણ વચમાં વચમાં ઊછાળા મારીને ઉપર આવતો. એકંદરે તેમનું આ સંબંધી વર્ણન સાંભળી તેમની વિદ્વતા અને જ્ઞાનને માટે અમારો ઘણો ઊંચો અભિપ્રાય બંધાયો. તે છતાં તેમની બાળક જેવી સરળતા, આનંદ, હાસ્ય ઇત્યાદિ જોઇને અમારૂં આકર્ષણ તેમના તરફ વિશેષ થયું. મુમુક્ષો અને અધિકારી પુરૂષો માટે મહાત્મા જનો ગમે તેવી મહેનત અને ત્રાસ ઊઠાવે છે, તે સબંધી વિવેચન કરતાં ઉપલા જબલપુર વાળા પ્રસંગનું વર્ણન નીકળી પડયું હતું. ।।ૐ।।

પછીથી જમવાનો વખત થયો હોવાથી અમે સૌએ તેમની રજા લીધી. રસ્તામાં પણ મહાત્માજીના સંબંધમાં વાતો ચાલતી હતી. ઘેર આવી જમ્યા પછી તેમને માટે તૈયાર થયેલું ભોજન (રોટલા, મોળું શાક, મોળી દાળ, ભાત અને દૂધ) લઇને પાછા બંગલે આવ્યા. તેમને ભિક્ષા કરાવી. જમતાં પણ ઘણી અવનવી વાતો નીકળી હતી. રાત્રે પણ તેમના સમાગમથી ઘણો આનંદ થયો. રાત્રે મોડા ઘેર આવી નિદ્રાધીન થયા.

## તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૯.

આજથી મહાત્મા સાથેના મુખ્ય મુખ્ય પ્રસંગો વર્ણવવામાં આવશે. આજથી મારા પૂછેલા પ્રશ્નના જવાબમાં તેમણે પોતાનુ પૂર્વાશ્રમનું વર્ણન પહેલેથી કરવા માંડયું હતું.

## અમદાવાદ. તા. ૨૦-૧૧-૧૯૧૫ નો અગ્રેજી પત્ર.

પ્રીયભાઇ રામરાય !

તમો ડીસે જાઓ, ત્યાં ભાઇ જેઠાભાઇ તથા દામુભાઇ તથા મૂળચંદભાઇ અને બીજાઓ સાથે આપણા વિદ્વાન મહાત્મા ગુરૂનો સમાગમ થશે. આ તક ગુમાવશો નહિ.

લી.

લક્ષ્મીપ્રસાદ.

## અમદાવાદ તા. ૩૧-૩-૧૯૧૬.

પ્રીયભાઇ રામરાય !

મારી મેટ્રિકયુલેશનની પરીક્ષાપૂર્ણ થયે આજ સાત દિવસ થયા છે નવિન એ છે કે અત્રે મહાન કૃપાળુ, મુમુક્ષુઓના માર્ગદર્શક, બ્રહ્મવેત્તા સદ્‌ગુરૂદેવ શ્રી ૧૦૮ શ્રી સ્વામી દ્વારકાનંદજી પધાર્યા છે. તેઓ અત્રે બે માસ રહેવાના છે. તેમની પાસે તત્ત્વચિંતન કરવાનો મારો ઇરાદો છે. મેં સાંભળ્યું છે કે આપે પણ તેમની પાસે પંચી કરણનો અભ્યાસ કર્યો હતો. બ્હેન........ (રામરાયનાં પત્ની) અત્રે આવ્યાં છે.

લી.

**લક્ષ્મીપ્રસાદ.**

## અમદાવાદ તા. ૧૫-૫-૧૯૧૬

ભાઈ રામરાય !

તત્વજ્ઞાનનું વાચન તથા અભ્યાસ ચાલુ રાખશો. તેનો આનંદ મહાન છે. તે કલ્યાણકારક છે. ટુંકમાં તેજ

સરવસ્વ છે. મારૂં હૃદય તમારા તરફ આકર્ષાય છે, તેથી ભલામણના ઉદ્‌ગાર નીકળી જાય છે કે શંકાઓની નોંધ રાખશો, અને પ્રસંગોપાત મારાથી અથવા ગુરૂદેવદ્વારા અથવા અન્ય વિદ્વાનદ્વારા સ્પષ્ટીકરણ કરતા રહેશો. આપના અભ્યાસના સમાચાર મને વિદિત કરતા રહેશો. ગુરૂદેવ હજુ પધાર્યા નથી. તેમનું આગમન થયે લખીશ.

લી.

લક્ષ્મીપ્રસાદ.

અમદાવાદ તા. ૧૮-૫-૧૬

પ્રીય રામ રાય! राम-राय (Good King)

આપના પત્રથી જે આનંદ થાય છે, તે અવર્ણનીય આઘાત પ્રત્યાઘાતનો સાયન્સના કાયદા પ્રમાણેનો નિયમ આપણા અન્યોન્ય પ્રતિના આનંદથી સ્પષ્ટ થાય છે, પરંતુ લેખિનીદ્વારા વા જીહ્વાદ્વારા આ ઉચ્ચ આનંદની લહરીઓનું લેશ માત્ર પણ વર્ણન થઇ શકે તેમ નથી. આનંદનું વર્ણન કરવામાં વેદ, વેદાન્ત તથા અન્ય સર્વ શાસ્ત્રો મુંગાં છે. આનંદતો બિલકુલ અકથનીય છે. તેતો અનુભવથીજ માલમ પડે છે.

તેરસને દિવસે રાત્રે હું અગાશીમાં બેઠો હતો, અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરતો હતો. ત્યાં મને જે ભાન થયું છે, તે રાત મને ઘણીજ યાદ આવ્યા કરશે. મેં બ્હેન ........ તથા આપણા બધા કુટુંબને અગાસીમાં બોલાવીને એક તત્ત્વજ્ઞાનનું પુસ્તક વાંચી તે રાત આનંદમાં ગાળી હતી.

તા. ૭-૯-૧૬

પ્રિય મુળજી ભાઇ !

મુરબ્બી દાદા (તિલક) ને પાસપૉર્ટ મળ્યો, તે જાણી અતિ આનંદ થયો છે. હિંદ માટે તે હિંદની બહાર જઇ જરૂર કંઇક દેશ સેવા કરશે. જ્યાં સુધી તેઓ છે, ત્યાં સુધી આપણે એક ઓથ છે, તે અપીલ દાખલ કરવા ગયા, ત્યારે ધારાશાસ્ત્રીઓ તથા પ્રેક્ષકોની ભારે ભીડ હતી, ઇંગ્લાંડમાં તે સફળતા પામો.

તા. ૧૭-૯-૧૬

પ્રીય મુળજીભાઇ !

આપણા ધંધા માટેના તમોએ સૂચવેલા નિયમો અમને સર્વથા માન્ય છે. અંગ્રેજી પાંચમા ધોરણનો અભ્યાસ

કરનારનેજ દાખલ કરવો, એ નિયમમાં મને વાંધા ભરેલું લાગેછે. કેમકે જયન્તિલાલ (નાનાભાઇ) જેવા ઉત્સાહી બાળકોને દાખલ કરતાં અડચણ પડે. બીજું પરદેશી માલનો બૉયકોટ (બહિષ્કાર) તો બધાનેજ અનુકુળ પડશે.

મંડળનો મેમ્બર મંડળે સોંપેલુ પુસ્તક એક વર્ષમાં વાંચે, એથી શું વળે? વર્ષમાં ૫-૬ પુસ્તકો વંચાય, અને તેતે વિષયોમાં તેમને સર્વ પ્રકારે ટ્રેઇન્ડ કરાય (કેળવાય) તોજ જલદી આગળ વધાય. આપણે જાતેજ તે મેમ્બરોને કેળવવા ઓછામાં ઓછા ત્રણ ચાર મહિના ગાળવા જોઈએ, તેમનાં શરીરો નિયમિત કસરતથી કેળવવાં પડશે, અને આત્મબળના અભ્યાસમાં તેમને યોજવા પડશે.

મેમ્બરોને રોજ ૧૫ માઇલ ચાલવાનું રાખ્યું, તે હું ઘણુંજ પસંદ કરૂંછું. કેમકે આપણા મંડળના મેમ્બરો તેવા સક્ષ્મ થાય ત્યારેજ રાત દિવસ નિઃસીમ મહેનત કરી શકીશું.

આપે લખેલા ચોથા નિયમના સંબંધમાં લખવાનું કે બ્રહ્મચર્ય (વૃત્ત)નું પાલન અને પ્રેતભોજનની ક્રિયામાં ભાગ ન લેવો, એતો હું આજકાલ છ માસથી પાળું છું. તેથી ઘણાને આશ્ચર્ય થાય છે, તેમની સાથે હું ચર્ચામાં ઊતરૂં છું, અને તેમના મતનું ખંડન પણ કરૂં છું. તેથી બીજાઓ પર પણ સારી અસર થાય છે એ હું સ્પષ્ટ જોઇ શકયો

છું. એ નિયમ તો આપણા મંડળના દરેક મેમ્બરે પાળવોજ જોઈએ. એવો મારો નમ્ર અભિપ્રાય છે.

મંડળમાં કેવાં પુસ્તકોનું વાચન રાખવું, તે વિષે જરા વિચાર કરીએ. તે પુસ્તકોમાં પહેલાંતો દેશાભિમાન જાગૃત થાય એવાં પસંદ કરવાં. જે દેશની શોચનીય સ્થિતિનું ભાન કરાવી દેશસેવામાં પ્રેરે, જેમાં રાજદ્વારી સામાજિક, ઔદ્યોગિક અને ધાર્મિક બાબત મુખ્ય હોય, જેથી પ્રજાના હક્કો સમજાય, અને જેથી લોકોની ભાષણોદ્વારા જાગૃતિ થાય, વિગેરેનો પ્રવેશ થાય છે. આતો રાજદ્વારી વાત વિષે કહ્યું. હવે સામાજીક સેવામાં જ્ઞાનનો પ્રચાર એટલે કેળવણી તરફ અભિરૂચી, જે વડે શારીરિક અને માનસિક વિકાસ થાય, તથા ક્લેશ, કંકાશ, અસંતોષ વગેરે સાંસારિક વ્યાધિઓ દૂર થાય, અને પ્રેમની દિવ્ય શક્તિઓનું સામ્રાજ્ય સ્થપાય, વગેરેનો સમાવેશ થાય છે. ઔદ્યોગિક પુસ્તકોમાં ખેતીવાડી, મીલ ઉદ્યોગ, ઇજનેરખાતાં, પદાર્થ વિજ્ઞાન, અને જુદી જુદી જાતના બીજા હુન્નરો વગેરેનો સમાવેશ થાય છે. છેવટ ધાર્મિક સેવામાં વેદ વિદ્યાના ખરા ધર્મનો ઘેર ઘેર અને ગામે ગામ પ્રચાર કરી બીજાં ધતીંગમાં લોકો ફસાય છે, તેમાંથી બચાવાય, અને એટલા માટે સંસ્કૃત ભાષાનું પૂર્ણ જ્ઞાન જોઇએ. કેમકે આતો દેવવાણી છે અને તેની તરફ દૃષ્ટિ કરતાં દરેક જન આશ્ચર્ય મુગ્ધ થઈ જાય છે. વેદ વિભૂષિત મનુષ્ય શું ન કરી શકે!

વેદ પારંગત પુરુષ અનિવાર્ય સંકટથી પણ પાછો નજ પડે. "યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે" એ ધ્યેય સંસ્કૃત મનુષ્યને માટેજ હોઇ શકે. આમાં કંઇ બાણનાં ભાષ્ય કે કાળિદાસના શૃંગાર માટે હું કહેતો નથી. પણ જે સતશાસ્ત્ર દિવ્યશકિત અર્પી શકે, તેનુંજ અધ્યયન કરવું જોઇએ. આંથી મહાન કેદારી બનશે. નિરાશા એ શું ચીજ છે તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહિ રહે. એ વિષય હું પ્રસંગોપાત મંડળમાં ચર્ચીશ.

આથી મારા ઉદ્દેશ આપને સમજાશેજ કે અત્યારની વિદ્યાર્થી અવસ્થામાં હું સમાજ સેવા પસંદ કરૂં છું, પણ તેમાં આપણો ઉદ્દેશ ગત નેશનલ કાંગ્રેસની પેઠે રાજદ્વારી હકો માટે ભીખ માગવાનો નથી, પણ જનસમાજને જાગૃત કરવાનો છે. દેશને ઉપયોગી વસ્તુઓ દેશમાં પેદા થાય એવો ઉદ્યોગ પ્રચાર કરવાની અને ધાર્મિક ઉન્નતિની ધારણા છે. તો પછી કોની મગદુર છે કે આપણને કોઇ ચ્યુત કરી શકે? આવી સામાજીક સેવા આપણે માટે યોગ્ય છે. વેદાન્તના પ્રેકટીકલ અભ્યાસથી નીતિ વગેરે તેની પાછળજ આવી જાય છે.

મંડળમાં મુખ્ય બે ભાષા શીખવાની રાખેલી છે, તે ફરજીયાત કે મરજીયાત તે વિષે મને લખી જણાવશો.

તમારા સાત નિયમોમાં મને ઘોડે બેસવાની આવડતની બાબત સર્વ પ્રકારે માન્ય છે.

મંડળના સભ્યે જીવનની સમયાનુસાર નોંધ ( ડાયરી ) રાખવાનું પણ મને અનુકુળ છેજ.

બૉયસ્કાઉટની પણ ખાસ જરૂર છે. તે વડે પણ સ્કાઉટ થઇને પોલિટીકલ બાબતોમાં સેવા કરી શકીશું.

મેમ્બરોની ફીની બાબત પણ મને અનુકુળ છે. તે ફીનો માસિક મંગાવવામાં ઉપયોગ કરીશું. જુનાં માસિકોની ફાઇલો ખરીદી શકાશે. અત્યારે જેટલા મેમ્બર થાય તેટલે ચલાવો. માર્ચ, એપ્રીલ, મે અને જુન માસમાં રજાઓના સમયમાં પુસ્તકો પસંદ કરવાનું, તથા મેમ્બરો વધારવાનું કામ તડામાર ચલાવીશું. અત્યારે ત્રણચાર મેમ્બરોએ સાથે મળી એક પુસ્તક વાંચવું. અથવા આગળ વધેલાને બે પુસ્તક સાથે આપવાને પણ અડચણ નથી. ઊનાળામાં ૧૫ દિવસ કે એક માસ રા. રા. લલિતની માફક ગામડાંમાં ફરીશું. દાદાભાઇની જયંતિ અત્રે ગાંધીજીના પ્રમુખપણા નીચે ઉજવાઈ હતી. ભાઇ કકુ તથા જયન્તિને સાથે લઈ હું ગયો હતો. આ વિષયમાં વધુ વિચારો દર્શાવશો.

આજ્ઞાંકિત,

**લક્ષ્મીપ્રસાદ.**

## તા. ૮-૧-૧૭ પુના સીટી.

ભમ્મુરડા-વાડેકરનો બંગલો.

પરમપ્રીય ભાઇશ્રી જેઠાભાઇ તથા દામોદરભાઇ.

આપશ્રીઓ વેદાન્તનું કંઇ વાચન, શ્રવણ, મનન, નિદિધ્યાસન, તપ, ધ્યાન, ધારણામાંથી કંઇ કરો છો કે કેમ તે જણાવશો.

દામોદરભાઇ વેદાન્તમાં વિશેષ રસ લેછે. તેથી તેમણે શું વધારો કર્યો તે પણ જણાવશો. હવે શાન્તિ, સુખ, બળ, આનંદ ઇત્યાદિનો તેમના મનમાં કંઇક ભાસ પડે છે કે નહિ તે પણ જરૂર જણાવશો.

નામદાર શહેનશાહ ( જેઠાભાઇ )ના મનની સ્થીતિ કેવી રહે છે, તે જાણવાને હું આતુર છું. તે વેદાન્તનો લાભ લેતા નથી તે મને ઠીક લાગતું નથી. રતિલાલ જેવા મહા-પુરુષો તેમની સોબતમાં છે, છતાં કેમ મંદ પ્રવૃત્તિ ચાલે છે ? તેઓ કદાચ કહેશે કે મોટી મોટી યોજનાઓ હાથમાં લઇ હાલ તો પૈસા મેળવવાનો વખત છે. તે હું કબુલ કરૂં, તોપણ વેદાન્તને શા માટે છોડવું ? વેદાન્તના બળ સિવાય તમારો એકપણ સંકલ્પ સિદ્ધ થવો મુશ્કેલ છે. જે સમયે

તમને એના બળનું ભાન થશે, તેજ સમયે તમારા મનમાં સર્વ બળ આવેલું માલમ પડશે, અને હાલ કરતાં સહસ્ત્રગણી પ્રવૃત્તિ પણ રમત જેવી લાગશે. અત્યારે તમે સાધારણ માણસ, કિંવા કંગાળ ભિખારીની માફક લક્ષ્મીદેવીની ઉપાસના કરો છો, પરંતુ પરમાત્માનું સ્વરૂપ જણાએથી એથીએ ઉત્તમ દેવ દેવીઓ તમારી ઇચ્છા તૃપ્ત કરવા હાથ જોડી ઊભાં રહેશે. વેદાન્તમાં તમને સૂઝ ન પડે તો આપણા પરમમિત્ર રતિલાલ મહાત્માને પૂછશો. તેઓ તે ઘણીજ ખુશીથી બતાવશે. અગર આપણા સદ્‌ગુરૂદેવ તથા અન્ય મહાપુરુષો પણ તમને સહાય કરવા આતુર છે. તેઓ ઇચ્છે છે કે કયારે પૂછે અને અમો કહીએ. તે જ્ઞાન ભંડાર જોવાની અને વાપરવાની ઇચ્છા થતાં બધાં સાધનો તમારી સામે હાથ જોડી ઊભાં રહેશે. તેમ ન થાય તો આ લખનારને ખાસડે ખાસડે મારજો.

હું તો ઘણાં વર્ષોથી આતુરતાથી રાહ જોઇ રહ્યો છું, કે કયારે તમે આ ભિખારી-કંગાળ પુરુષનો વેષ છોડી દો, અને શહેનશાહ-પરમાત્મા બની જાઓ ! મેં વારંવાર તે સંબંધી વિનંતિ કરેલી છે. તમે તો પેલી દેવીઓ છો. ખરી વાત છે કે અમુક સમય અમુક (ખરાબ) સ્થિતિમાં રહ્યા પછી તેને તેજ વાત ગમે છે. ભંગીને અત્તરોના સુવાસની કિંમત હોતીજ નથી. તેને તો નરકનો વાસજ ગમે છે. હવે

તો તમારા દિવ્ય ખજાનાનો ઉપયોગ કરો તો સારૂં. પછી તમારી મરજી. મારા બન્ધુઓ ! રાજ્યમાર્ગ છોડી શા માટે ગલી કુંચીઓમાં ભટકો છો ? વેદાન્તનો અભ્યાસ માત્ર ઘરના ખૂણામાં નાક પકડી બેસવાથીજ થાય છે એમ નથી. અને તેથીજ માણેકલાલભાઇ જે પહેલાં આપનાથી પછાત હતા, તે વેદાન્તની ગર્જનાથી જાગૃત થઇ હવે તો દેશ સેવા અને પરમાર્થમાં તમારાથી આગળ વધી ગયા છે. પરંતુ હજી તે સંબંધી તેમનો પુરુષાર્થ દૃઢ નથી. પાંચ–છ વર્ષમાં તો તે જરૂર દૃઢ થશે, અને પૂર્ણતા પામશે, એમ હું જોઇ શકું છું. સ્વરૂપ સ્થિતિપ્રાપ્ત ન થાય ત્યાં સુધી પુરુષાર્થમાં મચ્યા રહો–થોભો નહિ.

**ૐ અહં બ્રહ્માસ્મિ** ની ગર્જના જ્યાં સુધી થઇ નથી, ત્યાં સુધી કંગાળપણું દૂર થવાનું નથી. તે ગર્જના મુખ વડે કરવાની નથી, પણ હૃદયમાં અનુભવવાની છે. શરીરના રોમે રોમમાં તેનો ધ્વની ગાજી રહેવો જોઇએ.

આ સંબંધમાં તમારા વિચાર–તમારો દૃઢ નિશ્ચય જણાવનારો મારા પત્રનો જવાબ નહિ આવે ત્યાં સુધી હું તમારી સાથે વેદાન્તની ચર્ચા બંધ કરવા યોગ્ય ધારૂં છું.

દેશસેવા, સમાજસેવા, તથા તે સંબંધને ઉદ્દેશી

મુંબઇની કડવા પાટીદાર પરિષદ્ સંબંધી હવે પછીના પત્રમાં લખીશ.

આજ્ઞાંકિત,

**લક્ષ્મીપ્રસાદ.**

તારામેન્શન કૉલેજ રોડ.

પુનાસીટી તા. ૨૧-૬-૧૭.

પ્રીય રાય અને બ્હેન !

આપનો પત્ર ગઇ કાલે મળ્યો. વાંચી ઘણોજ આનંદ થયો છે. જેટલો વખત પત્ર વાંચવામાં જાય છે, તેટલો વખત કયાં બેઠા હઇએ છીએ, તેનું પણ ભાન રહેતું નથી, આવી સાધારણ બાબતમાંથી પણ અમુક વખત એવો આનંદ પ્રાપ્ત થાય છે, કે તેનું વર્ણન કરવુંજ અશકય છે, તો આપને જરા વિચાર કરતાં તરતજ માલમ પડશે કે તે આનંદનું મૂળધામ (આત્મા, બ્રહ્મ, ૐ) આંનંદનો કેટલો મોટો મહાસાગર હશે ? તે મહાસાગરની લહેરોની જરાક અસરમાં આપણા મનની બુદ્ધિ ઠેકાણે રહેતી નથી, તો જ્યારે તે સાક્ષાત મૂર્તિ (ૐ) નો ધ્યાનમાં એકાકાર થઇ

જાય, તો આપણી કેવી સ્થિતિ થાય, તે હું કહી શકતોજ નથી,

ભાઈ! તમનેજ હું એક બીજી વાતનું સ્મરણ કરાવું, તો તે અયોગ્ય ગણાશે નહિ. તે એ છે કે તમે જે કોઇ પણ જાતનું પોતાનું જ્ઞાન બતાવવા માટે-નહિ કે વાતો કરવાને માટે, અથવા બીજાને પોતાનું જ્ઞાન બતાવવા માટે–દાખલા તરીકે કે મેં આપને અંગ્રેજીમાં એક પેરો મારા આગલા કાગળમાં લખ્યો, તમે તેની મુક્ત કંઠે પ્રસંશા કરી, પણ હવે મેં અને તમે બન્નેએ તે વાત જાણી, પણ તેજ પ્રમાણે હવે આપણે વર્તવા માંડીએ, તોજ આપણું જાણ્યું સાર્થક. નહિતો જાણ્યું–ન જાણ્યું બધું સરખુંજ. તે પ્રમાણે થાય તો જ્ઞાની અને અજ્ઞાની બંન્ને સરખા. તો પછી તત્વજ્ઞાની મહાત્મા અને સંસારમાં રચ્યો પચ્યો રહેતો કીડો પણ સરખાજ. તો પછી બ્રહ્માંડમાં મહાનમાં મહાન અને અમૂલ્ય વેદાન્ત (આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાન)ની કિંમતજ શી ? માટે પ્રીય ભાઇ ! આ સર્વનું મહત્વ સાચવવું એ આપણા હાથમાં છે. માટે આપણે જે કાંઈ જાણીએ, તે તો તેજ વખતથી કાર્યમાં મૂકી દેવા શરૂ કરવું. તેમાંજ આપણને મહાન લાભ છે. દરેક મહાન પુરુષોના અનુભવોદ્ગારથી આપણને મહાન લાભ છે, તે તો મેં કાગળની શરૂઆતમાં બતાવી દીધું છે. માટે હવે આપણે તે પ્રમાણે વર્તીએ અને આપણી શકિત–

ઓ ખીલવીએ, તોજ આપણું જાણ્યું સાર્થક; અને તોજ આપણે વેદાન્તનું (આત્મજ્ઞાનનું) મહત્વ સાચવી શકીશું.

હવે ગઈ વખતનો (ગયા કાગળમાં લખેલો) અંગ્રેજી પેરેગ્રાફનો બાકીનો ભાગ આ કાગળમાં લખી મોકલું છું. તે પણ આગલા કાગળની માફક બ્હેન કમળાને સમજાવશો. કોઇ પણ યોગ્ય વ્યકિતને તેને લાયક વસ્તુ આપવી તે સર્વોત્કૃષ્ટ કાર્ય છે, માટે તે પણ ચૂકશો નહિ.

The mental energy of such people is scatterd and naturally their efforts bring poor results in action on the physical plane. On the contrary, those who are successful in business and other underlakings possess self-control and their minds are all well-trained for concentrated attention, thoughts and ideas are so regulated as to under stand the subgects they try to master. They possess keen power of discrimination and choose the right method at psychological moment and converging the scattered energy of their whole being they strike on the point with tremendous force which removes all obstacles and bring victory over competitors and their efforts are crowned with the laurels of success.

મને લાગે છે કે તમે આખો પેરેગ્રાફ તમારે હાથે ફેર લખી તમારા કબાટમાં રાખી મૂકશો અને હંમેશાં તે વાંચીને વિચાર કરશો, કે મારા કાર્યમાં અથવા નક્કી કરેલા પંથમાં કેટલો આગળ વધ્યો છું. આપ કદી મનમાં એમ ન લાવશો કે હું આપને સલાહ આપું છું. આપ એમજ માનશો કે હું ફક્ત મારા પોતાના વિચારજ જણાવું છું. તેમાંથી તમને જે ગ્રહણ કરવા જેવું લાગે, તે લેશો, બાકી બધું કાગળની સાથે નાશ પામી જવા દેશો, અને ભૂલ ચૂક માટે ક્ષમા આપશો.

હું આપને એક વિનતિ કરૂં છું તે ધ્યાનમાં લેશો. આપનો વિચાર સાત આઠ દિવસ માટે બહાર ગામ જવાનો થાય, તો આપ જરૂરા જરૂર સીધા પુને ચાલ્યા આવશો. અહીં હું અને તમે બન્ને મળીશું, તો અવર્ણનીય આનંદ તથા લાભ પ્રાપ્ત થશે. અહીંની જગાનું સહેજસાજ વર્ણન મેં પહેલાં આપને લખ્યું છે. અહીં ઘણી શીતળ ટેકરીઓ તથા કુંજવન છે. તમને ઘણોજ આનંદ પડશે. તમને તો આનંદ પડશે એટલુંજ નહિ, પણ મારા આનંદનું તો પુછવુજ શું ? માટે કૃપા કરીને આ બાજુ આવવાનું નક્કી રાખશો. હાલની ઋતુ તથા હવા ઘણાં સારાં છે. તત્ત્વજ્ઞાનના વિચારો માટે બહુ ઉત્તમ સ્થળ છે, માટે આપ જરૂર મને તમારો વિચાર લખી જણાવશો.

' બી. બ્હેન ........ ને શરીરે દસ વીસ દિવસ થયાં શું બેચેની છે? તે મને લખશો. મને તો તેમાં કાંઇ સમજણ પડતી નથી. તે બાબતમાં હું અજાણ છું, માટે જરૂર ખુલાસો કરશો. હવેથી તમારો પત્ર કદી એકલો ન આવવો જોઇએ. જો તેમ થશે, તો તે પત્રનો જવાબ મળશે નહી. આ તમને ચોકખું જણાવી દેવું યોગ્ય ધારૂ છું. ભાઇ અમીધર પ્રસાદ તથા ત્રિકમલાલને મારા સ્નેહ વંદન કહેશો. આપને તો સદાને માટેજ છે.

આપનો બન્નેનો.

**લક્ષ્મી પ્રસાદ.**

તા. ૧૨-૭-૧૭

**પ્રીય બન્ધુ શ્રી માણેકલાલ ભાઈ !**

ડૉ. મેનને બંગલે સવારમાં ગયો હતો. મને તેમણે અંગ્રેજીમાં પૂછ્યુ. મી. પટેલ? તમે શી ઇચ્છાથી અત્રે આવ્યા છો તે કહો. મેં કહ્યું મારૂં આખું કુટુંબ ઘણાજ બહોળા પ્રદેશમાં ખેતીના ઉપયોગની જમીન ધરાવે છે. તે જમીન તથા ત્યાંના પાણીનું પૃથક્કરણ કરાવવા તેમનો

ઇરાદો છે, તથા તેમાની ખેતી સંબંધી કેટલીક માહિતી આપના તરફથી વારંવાર મળે એવી તેમની ઇચ્છા છે.

મારી વાત ધ્યાનમાં લઇ તે સર્વે બાબતોમાં મને જ્યારે જરૂર પડે ત્યારે પૂરતી મદદ કરવા ઘણીજ ખુશી બતાવી.

હવે આપ પીપલજ, સ્વેજ, સાબરમતીમાંથી ગોરાડુ, તથા કયારડા વગેરેની માટી તથા જ્યાંથી પાણી મોકલવાં હોય તે મોકલજો. આશરે ત્રણશેર માટી ત્રણેક ઇંચ ઊંચેની એટલે ઉપલા પડની તથા તેટલીજ છથી સાત ફુટ ઉંડાઇની પણ મોકલજો. અને તેજ પ્રમાણેના નમુના ઘેર નંબર વાર સંઘરી રાખજો. એથી જમીનોના પ્રકાર તથા તેમાં કસ છે કે નહિ તે સમજાશે.

ભાઇશ્રી જેઠાભાઇને ડીસે લખશો, કે તે પણ ઉપર પ્રમાણેની માટી તથા પાણી મોકલી આપે. કૉલેજમાં જો કોઇ વિષય સારો શીખવવામાં આવતો હોય તો તે સાયન્સ છે. તેમાં બોટાની કેમીસ્ટ્રી તથા જીઓલોજી મુખ્ય છે. તેમાં પણ ત્રીજા વર્ષમાં ઉપરના ત્રણમાંથી જેમાં વધારે જોર આપી મુખ્ય વિષય કરી લઇએ તેમાં સારો લાભ મેળવાય. જેને ખેતીવાડીનું ઘર આગળથીજ ઘણું જ્ઞાન ન હોય, તેને તો અહીંનું સાયન્સ બરોબર ઉપયોગી થઇ પડતું નથી. બલ્કે

નકામું જેવુંજ થઇ પડે છે, અને ખેતીનું જ્ઞાન પણ સાધારણ રીતેજ મેળવે છે, તેથી માત્ર અહીંના જ્ઞાન પર આધાર રાખી બેસી રહેવું મને ઠીક લાગતું નથી. તે વિષે હું પછી આપને લખીશ. મેં તો અહીં આવ્યા પછી અહીંની ખેતીવાડીની વિસ્તૃત લાયબ્રેરીનો લાભ પણ લેવા માંડયો છે, તેમાં હાલ સાઈકલોપીડીઆ ઑફ્ અમેરિકન એગ્રીકલ્ચરનાં ચાર વૉલ્યુમ છે.તે વાંચવા માંડયાં છે. પહેલા વૉલ્યુમનો મુખ્ય ભાગ ખેડુત થવા ઇચ્છનારને સૂચનાઓનો છે. તે ગ્રંથના સચોટ અને વિદ્વત્તા ભર્યા લખાણથી આશ્ચર્ય પમાયા વિના રહેવાતું નથી. તેમાં લખે છે કે ખેતીનું કામ જાતે કર્યા વિના માણસ કૉલેજોથી સાચો ખેડુત બની શકેજ નહિ.

આ ગ્રંથો પ્રમાણે ખેતી કરનાર જરૂર ફત્તેહ પામે એમ મને લાગે છે. તેમાંનાં ચાર પાંચ પ્રકરણ મેં વાંચ્યાં, તેમાં ફાર્મ કેવું લેવું, ખેડુતે શા શા વિચાર કરવા, ફાર્મ મેનેજ કેવી રીતે કરવું, ખેડુતમાં શકિતઓ કેવી જોઈએ, વગેરેની સૂચનાઓથી મારૂં મન મુગ્ધજ બની ગયું.

વળી એમાં જુદા જુદા દેશની ખેતીનું વર્ણન પણ આપેલું છે. પછી તેમાં irrigation, buildings, તથા ખેતીના પાકોનું સાયન્ટીફિક રીતે અપ-ટુ-ડેટ explanation વગેરે પણ આવી જાય છે. મશીનરી (યાંત્રિક બળ)નાં વિસ્તાર

પણ તેમાં આવે છે. હજી ફક્ત વીસેક પાનાં વાંચ્યાં છે. તેમાં તો મારા વિચારમાં વિશાળ ફેર પડી ગયો છે, તો પછી વૉલ્યુમ વાંચી રહીશ, ત્યારે તો મને આશા છે કે હું સંપૂર્ણ જ્ઞાન મેળવી આપણા ફાર્મમાં તેના અખતરા કરીશ. અને સાથે સાથે કૉલેજમાંથી પણ સાયન્સનું જ્ઞાન મેળવાય તેટલું સંપૂર્ણ મેળવીશ. અહીંની લાયબ્રેરીનો પૂરેપૂરો લાભ લેવા ધાર્યો છે. જમીનમાં જેટલા પાકો થાય છે, તે સંબંધી દરેકની દશ બાર ચોપડીઓ તો જરૂર મનન કરી લઇશ. સાથે સાથે ઉતારો કરી લેવા પણ વિચાર છે. આ પ્રમાણે ત્રણ વર્ષમાં જુદા જુદા પાકને લગતાં, તથા ઇરીગેશન અને જાનવરોને લગતાં પુસ્તકો વાંચી બને ત્યાં સુધી ખેતીવાડીને લગતું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લેવા પ્રયત્ન કરીશ. પછી જે થાય તે ખરૂં.

**कर्मण्ये वा धिकारस्ते, माफलेषु कदाचन ॥**

કર્મ કરવું એજ આપણું કામ છે. ફળ મળવું કે ન મળવું તે આપણા હાથમાં નથી. ત્રણ વર્ષ અહીં ગાળી પછી ત્રણેક માસ દક્ષિણમાં મ્હૈસુર તથા મદ્રાસની ખેતી જોવા જવું છે. મનન કર્યા પછી જોવાનું મળશે તેથી વિચાર બુદ્ધિ ઘણી ખીલશે, અને લાભ થશે.

આપણે જેવાં કાર્ય કરી ખેતીવાડીમાં ફત્તેહમંદ થવા

માગીએ છીએ, તેવા ફત્તેહમંદ થયેલા કોઇનો પણ અહીં મને હજુસુધી સમાગમ થયો નથી. મધ્ય પ્રાંતના એક રજવાડામાંથી એક જમીનદારનો છોકરો અહીં ભણવા આવ્યો છે, તેની સાથે મારે મિત્રાચારી થઈ છે. તેના બાપે હાલ બીજી ૧૫,૦૦૦ વીઘાં જમીન લીધી છે, પણ તે હજી પડતર છે. ત્યાં તે સાયન્ટીફિક પદ્ધતિથી ખેતી કરવા માગે છે.

બીજો નિઝામ હૈદ્રાબાદથી એક જમીનદારનો છોકરો શીખવા આવ્યો છે. જુદા જુદા પ્રદેશના વિદ્યાર્થીઓ પણ અહીં આવેલા છે. ચાર પાંચ બરમીઝ છે, એક બે સીલોનથી આવ્યા છે. કેટલાક સિંધના છે. એક બંગાળી છે. દક્ષિણ તથા ગુજરાતના પણ છે. પણ સુધરેલી ઢબની ખેતીના જાણકાર કોઈ નથી. બાગાયતી ફાર્મ સ્થાપવામાં આપણને મદદ કરી શકે એવું હજી કોઇ મળ્યું નથી.

એક જાપાનીસ છે, તે જાપાનની યુનિવર્સિટીની ડીગ્રીઓ ધરાવે છે. ધર્મનો ઉંડા અભ્યાસી છે, અને હિંદમાં ફરેલો છે. મેં વેદાન્ત સંબંધી પ્રશ્નો કર્યા, પણ તેના જવાબ તે દઇ શકતો નથી. પરંતુ તે બહુજ માયાળુ છે. તે આખો દિવસ કામ કર્યા કરે છે, બેસતોજ નથી.

## તા. ૧૮-૭-૧૭ તારા મેન્શન-પુના.

પ્રીય રામરાય !

હાલમાં તત્ત્વજ્ઞાન તરફ લક્ષ અપાતું નથી. પંદર દિવસ પછી શરૂ કરીશ.

પંડિતશ્રી મદનમોહન માલવીયાનું ભાષણ હતું તે સાંભળવા ગયો હતો. લગભગ બે હજાર વિદ્યાર્થીઓ તે સાંભળવા આવ્યા હતા. તેના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે હતા.

૧. બ્રહ્મચર્ય પાળો અને શારીરિક વિકાસ કરો.

૨. સ્વદેશાભિમાન એ પરોપકારનું વિસ્તૃત સ્વરૂપ છે.

૩. સત્ય માટે ભોગ આપવા પડે તે આપો, પણ સત્યથી વિખુટા ન પડો.

૪. તમારૂં ચારિત્ર્ય એટલું તો વિકસાવો કે કોઇપણ અજાણ્યા મનુષ્ય પર પણ પહેલેજ સમાગમે તમારા ચારિત્ર્યની સજ્જડ છાપ બેસે.

૫. યોગ બળને પૂરેપૂરૂં બળવાન બનાવો.

૬. કોઇપણ વસ્તુની પ્રાપ્તિને માટે યોગ્યતા મેળવ્યા વિના ઇચ્છા કરો નહિ. યોગ્યતા મળે અને ઇચ્છા દૃઢ થાય, તો તે મળ્યા વિના રહેતીજ નથી.

તા. ૧૮ મી ઑગસ્ટ-૧૯૧૭

તારામેન્સન,

ભમ્બુરડા પુનાસીટી.

પ્રીય ભાઇશ્રી રામરાય !

વિશેષ હાલમાં આપનાં તેમજ ભગિની.......નાં દર્શન થતાં નથી. લગભગ આજે પંદરેક દિવસ થઈ ગયા, પણ હુજી બેમાંથી એકનાં પણ દર્શન થયાં નથી. તો કૃપા કરીને સમજાવશો, કે દેવ લોકો કઇ દિશા તરફ લીલા કરવા નીકળી પડયા હતા.

હું આપના પત્રરૂપી દર્શનની વાટ જોતો નીરાંતે બેઠો હતો, પણ છેવટે ધીરજ ખૂટી જવાથી આપને દર્શન દેવા માટે પ્રાર્થના કરવી પડી છે. તો પ્રાર્થના હવે ધ્યાનમાં લેવાશે એવી આશા છે.

તમારા કાગળમાં હું બીજી કોઈ બાબત લખતો નથી, તેમ લખવાનો પણ નથી. ફક્ત એકજ બાબત, તે આત્મ-ધ્યાન–આત્મજ્ઞાન વિશેજ છે. હમણાં મને તે તરફથી કેટલીક વખત આશા નિરાશા મળ્યા કરે છે.

•

પહેલાં વિવેકાનંદ સ્વામીના જીવનવૃત્તાંતથી ઘણો ઉત્સાહ તથા આનંદ થતો હતો, પછી વળી કૉલેજનું થોડુંક વાંચવું પડયું. પછી હૃદયમાં એકદમ નિરાશા અને અંધકાર વ્યાપી ગયાં, તેથી કેટલાક દિવસતો કશામાં ચિત્ત ચોટતુંજ નહી. આખોદિવસ મન નિરાશા અને દિલગીરીમાં રહેતું. તેનું મુખ્ય કારણ ફકત એટલુંજ કે હજી આત્મવિકાસ–આત્મ-ધ્યાન તરફ મેં કંઈ પણ કર્યું નથી, અને મારો અમૂલ્ય –સર્વોત્તમ વખત ચાલ્યો જાય છે. મને તેને માટે હૃદયમાં બહુજ લાગણી થતી હતી, અને મન ઉછાળા મારી રહ્યું હતું. મનમાં એમજ વિચાર આવતા હતા કે અત્યારે વળી આ કૉલેજનું લફરૂં આવીને વળગ્યું ! હજી જે દિશામાં જવાનું છે, તે દિશા ભણી મેં પણ ફેરવ્યું નથી; અને વચ્ચે કાંઇ કાંઈ અડચણો ઉપાસ્થિત થાય છે. યુવાન અવસ્થા, કે જે વખતે મન, શરીર, હૃદય, વિચાર અને વાણીમાં એક અવનવા પ્રકારનું બળ હોય છે, તે વખતે આવી અડચણો તથા સાંસારિક ઇચ્છાઓ આવી મનુ-ષ્યની સર્વ શક્તિઓને છુટી પાડી નાખે છે. તેથી એકે

દિશામાં કંઇ પણ લીલું વળતું નથી, તેથી મને ઘણો શોચ થાય છે. મેં હિમાલય-પ્રબુદ્ધભારત પ્રેસમાંથી Words of the master ની ચોપડી મંગાવી છે. તેમાં સ્વામી રામકૃષ્ણ પરમહંસનો ટુંકાણમાં ઉપદેશ આપ્યો છે, તે વાંચીને આજે હૃદય ઊછાળા મારી રહ્યું હતું. અહો! મને અત્યારે પૂરેપૂરી સ્વતંત્રતા હોત, તથા કોઈનાં પ્રેમનાં બંધારણ કે માયાની લોલુપતા ન હોત, તો આજે મહાન-સર્વોત્તમ ધ્યાનમાં-આનંદમાં-ઝૂલતો હોત. પણ શું કરૂં! જ્યારે મન થાય છે, ત્યારે બધું ફેંકી દઇને તે બાજુજ મન ચાલ્યું જાય છે; અને તેથી કૉલેજના લેશનને બહુ નુકશાન થાય છે. અત્યાર સુધીમાં બે ત્રણ વખત એ પ્રમાણે થઇ ગયું છે, અને તેથી દિવસોના દિવસો સુધી કશું ગમતુંજ નથી.

આંતો અમારાં રોદણાં રોયાં, પણ તમારી તરફ કેમ ચાલે છે? તમેતો સારી પેઠે આગળ વધ્યા જતા હશો. તમને જે જે અનુભવો થતા હોય, તે મને કૃપા કરીને જણાવશો. મારે તો અહીં એક જાતની જંજાળ છે, પણ તમારે તો એક બીજાને મદદગાર છે, અને વિચાર પણ શફભાગ્યે સારા, સુશિક્ષિત છે. તો તમને તેથી ઘણો લાભ થતો હશે. મારી માફક તમે, કૃપા કરીને બીજી આડી અવળી બાબતોમાં લપટાશો નહિ હવેતો સર્વે પ્રયત્ન અને

સર્વ બળ તેજ દિશામાં આગળ વધવા માટેજ વાપરે. તે છતાં—એટલે તમે આવા સુશિક્ષિત, ગુરૂદેવ જેવા રસ્તો બતાવનાર તમને મળ્યા છે, સ્વામી રામ જેવા સદાના સોબતી મળ્યા છે, સદ્‌ભાગ્યે દરેક સારા વિચારમાં સહાનુભૂતિ દર્શાવનાર તથા સુખ, દુઃખ, આનંદ, નિરાશા વગેરેમાં ભાગ લેનાર સોબતી મળ્યા છે; આવી આવી સગવડો મળ્યા છતાં પણ તમે પ્રમાદ કરશો, તો ખરેખર મૂર્ખ માણસો સિવાય બીજામાં તમારી ગણત્રી થઇ શકશે નહિ. મારે વિષે પણ તેમજ છે. અરે બ્હેન........માટે પણ તેમજ છે. માટે આપણે બહુજ ચેતીને ચાલવાનું છે. આપણી સામેથી દરેક પળ જાય છે, તેને ઊભી રાખીને તેની પાસેથી ટોલ લેવો જોઇએ. એટલે કે તેટલા વખતમાં આપણું તેમજ પારકાનું શ્રેય થાય તેવું કરવું જોઇએ. આત્મપ્રાપ્તિ કરતા બીજું કંઇ શ્રેષ્ઠ નથી, માટે તે તરફજ સદા ધ્યાન રાખવું જરૂરનું છે.

હવે તો તે મહાન દિવ્ય આત્મજ્યોતિના ઝળહળતા તેજમાં આપણા સર્વેના ભેદ ભૂલી જઇએ. તેજ તરફ દૃષ્ટિ સ્થિર થઇ રહી છે. અહા ! તે મંગળમય સમય કયારે આવશે ? આપણે હજારો જન્મ અત્યાર સુધીમાં ધારણ કર્યા હશે. અનેક પ્રકારનાં સુખ દુઃખ, આશા નિરાશા, આનંદ વગેરેનો અનુભવ કર્યો હશે, તે સર્વેનું ફળ માંગલિક પ્રસંગે મળી રહેશે. આપણે ઘણાં વર્ષો નકામાં ગાળ્યાં છે હજી પણ તેમજ

ચાલુ રાખીશું, તો આપણા જેવા મૂર્ખ કોઇ હશે નહિ. માટે જાગો, ઉઠો, અને જ્યાં સુધી આપણી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તી ન થાય, ત્યાં સુધી એક પળ પણ વિરામ ન લો. બસ આપણું રાત્રિ દિવસ ધ્યાન હોવું જોઈએ. આપણને સદા તેજ ચિંતા મનમાં તથા હૃદયમાં આગની માફક સળગતી હોય, ત્યારે આપણે આપણું ધારેલું કાર્ય પાર પાડી શકીશું. મારો પણ હવે તો એજ નિશ્ચય છે. આ વખત અહીં એક બીજો વિદ્યાર્થી મારી સાથે રહે છે, તેથી મારા વાચનમાં તથા વિચારોમાં બહુ ખલેલ થાય છે પણ હવે બીજા ટર્મમાં હું એકલો રહેવાનો છું. અને બસ, કશાની દરકાર ન રાખતાં ફક્ત આત્મપ્રાપ્તિ માટે ઉગ્ર પ્રયત્ન આરંભવો છે. તે વિષે દૃઢ નિશ્ચય કર્યો છે.

તમો હાલમાં વસિષ્ટ—અરૂંધતી ની જોડ માફક છો. શા માટે તેમના જેવું જીવન તમારાથી ગાળી શકાતું નથી? તમે મનમાં નિશ્ચય કરશો તો સૌ આવી મળશે. હમણાં બ્હેન.... નો પત્ર આવ્યો નથી. છેલ્લાં અઢી માસમાં ફક્ત એક વખત પત્ર આવ્યો છે. તેમાં પણ "તબીયત જાળવજો, હું ખુશીમાં છું, તમે ખુશીમાં હશો, પત્ર લખજો" વગેરે-થીજ ભરેલો હોય છે. તમારા કોઇ વિચાર હોય, કંઈ મુઝવણ હોય, અથવા તમને જેજે અનુભવો થતા હોય, તે તમે મને ખાસ કૃપા કરીને જણાવશો. પત્ર આવવાથી

સાક્ષાત મળ્યા જેટલો આનંદ થાય છે. તથા જેટલો વખત પત્ર વાંચીએ છીએ, તેટલો વખત જાણે તે પ્રીય મનુષ્યના મુખથી મધુર વાતચીત થતી હોય, એમજ લાગે છે. તો આવું મઝાનું સાંભળવું કોનેં ન ગમે ? મને ખાસ કરીને તે બહુ ગમે છે, તેમાં પત્રમાં કંઇ નવું જુનું જાણવાનું હોય, અનુભવો, વિચારો, નિશ્ચયો, વગેરે જાણવાનાં હોય, ત્યારે તો ઘણોજ આનંદ થાય છે. અત્યારે પણ જ્યારે તમને આ પત્ર લખું છું ત્યારે મને એમ થાયછે કે મારી સામે તમે બન્ને ટેબલની પાસે બેઠાં છો. અને હું તમારી સાથે જાણે સાક્ષાત વાત કરી રહ્યો છું. આ પત્ર લખું છું ત્યારે તા. ૭ મીની રાત્રિના સાડાઅગીઆર વાગી ગયા છે. અને તમને પત્રમાં જે જે વિચારો લખ્યા છે તેવા સેંકડો વિચારો મારા મનમાંથી પસાર થાય છે. આગળ પાછળ બધું શાન્ત છે. અને મનમાંથી ગંભીર વિચાર પસાર થાય છે, તે વખતે જાણે આ દુનીયામાંથી આપણને કોઈ ઉપાડીને બીજા મહાન-દિવ્ય લોકમાં લઇ ગયા હોય એવું લાગે છે. શાન્ત મનમાંથી રાત્રિના એકાંન્તમાં ગંભીર વિચાર પસાર થાય છે, તે વખતે મને એમ લાગે છે કે જાણે સુંદર લીલા હરીયાળા ઘાસથી ઢંકાયેલું એક મેદાન હોય, અને તેના ઉપર બહુજ સુંદર લીલી અને ઘાડી વૃક્ષઘટા બાઝી રહી હોય, તથા સૂર્ય વાદળથી ઢંકાયેલો હોય, અને ચારે બાજુ પક્ષીઓ મધુર સ્વરથી ગાન કરતાં હોય, તથા

એક બાજુ સુંદર માન સરોવર જેવું સરોવર હોય, એવી ભૂમીમાંથી સુંદર દેખાવના દિવ્ય ઘોડા તથા ઘોડેસ્વારો એક દિશામાંથી બીજી દિશામાં ઝપાટાબંધ જતા હોય,

એવો દેખાવ લાગે છે. જાણે જે ઘોડો તેના ઘોડેસ્વાર સાથે ગયો, તેના કરતાં બીજો ઘોડો અધિક સુંદર અને ભવ્ય લાગે છે. તેવીજ રીતે મનમાંથી એક વિચાર પસાર થયો, કે તરતજ બીજો તેનાથી પણ અધિક ભવ્ય આવીને ઊભો રહે છે.

એક બીજું ચિત્ર પણ મારા મન સામું પહેલાં કેટલાક દિવસ અગાઉ ખડું થયું હતું. અને તેજ ચિત્ર જ્યારે જ્યારે હું ઊંડા ગંભીર વિચારમાં બેઠો હોઉં, ત્યારે દૃષ્ટિ સમક્ષ આવીને ખડું થાય છે. તે ચિત્રના બે ભાગ છે. એક બાજુ મહાન ગંભીર દેખાવનો, ઊંડા ધ્યાનમાં ગરકાવ થઇ ગયેલો, લંગોટી સિવાય શરીરે નગ્ન દેખાવનો હિમાલય જેવા ગગન ચુંબી પર્વતોની વચમાં સુંદર વૃક્ષઘટા નીચે ધ્યાનમાં મગ્ન થઈ ગયો છે. તેની સામે અગ્નિ ધીમે ધીમે સળગે છે. તેની સઘળી બાહ્ય દોલતમાં લંગોટી, કમંડલુ તથા રાખનો ઢગલો નજરે પડે છે. બસ તેને જોતાંજ હૃદયમાં માન, પ્રેમ, ભય, આનંદ, ત્યાગ વગેરે ઉભરાઇ જાય છે. તે મહાન પુરુષને જગતને માટે કાંઇપણ પરવા નથી. તે જાણીને તેને માટે આપણને અત્યંત માનની લાગણી ઉત્પન્ન થાય છે. તે મહા-

પુરુષ અત્યંત દયાળુ છે. તથા દરેક દુઃખી અને સંસારથી બળેલા પ્રાણીને શાન્તિ અને સુખ આપે છે. તે જાણીને તેને માટે આપણાં હૃદયમાં પ્રેમ ઊભરાઇ જાય છે. ત્યાંનું ગંભીર એકાંત, સળગતી ધૂણી, તથા દુનીયાથી બેદરકાર નગ્ન પુરૂષ વગેરે બારીકીથી જોઇએ છીએ ત્યારે ભયની લાગણી આપણામાં ઉત્પન્ન થાગ છે. તે મહાપુરૂષ ત્યાં બેસીને શું ધ્યાન કરે છે તેનો વિચાર કરીએ. મહાન અનંત જળથી ભરપૂર એક મહાસાગર કલ્પો. તે જળ ઘણુંજ દિવ્ય તથા નિર્મળ છે. ત્યાં મહાન ઝળહળતા પ્રકાશ ચંદ્રથી પણ અતિ શીતળ વ્યાપી રહેલો છે. અને મહાન દિવ્ય સુખ આનંદ કે જેનું આપણને સ્વપ્નામાં પણ હજારમા ભાગ જેટલું પણ જ્ઞાન નથી, તે કલ્પો. તેવા દિવ્ય સ્થાનમાં તે ધ્યાનમાં મગ્ન થઇ ગયેલો, નગ્ન દેખાતો, ગીરિશૃંગોમાં બેઠેલો મહાપુરૂષ જઈ પહોંચે છે. ત્યાં તે કેવો મસ્તાન થાય છે, તેના હજારમા અંશની પણ આપણે કલ્પના કરી શકતા નથી. ત્યાં મહાન આનંદમય બની જાય છે. તે વિષે જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણા મનમાં કેવો અનહદ આનંદ વ્યાપે છે ? તેનું ઊંડું અવલોકન કરો.

જ્યારે ઉપર વર્ણવેલી લાગણીઓ તથા ભવ્ય ખ્યાલો આપણા મનમાં ઊભરાય છે, અને જ્યારે આપણે જાણીએ છીએ કે આ સર્વ સંસારનાં કહેવાતાં બહારથી દેખાતાં

સુખોનો ત્યાગ કરવાથી થાય છે, ત્યારે આપણા મનનું વલણ તપાસો. જગતમાં મોહ પામવા જેવું શું છે? શું ધન કે શું સ્ત્રી, શું માતાપિતા, બન્ધુ, ભગિની, કે અન્ય કોઇ? ઓહ! જ્યારે આપણને તે મહાપુરૂષના જેવો લાભ થતો હોય, તો આ ક્ષણિક સુખોનો ત્યાગ કરવો, તે આપણને ભારે લાગે છે? બિલકુલ નહિ. અને તેથીજ હું કહું છું કે છેવટે આપણને ત્યાગની લાગણી થાય છે. આ સર્વ વર્ણન મેં ત્યાગના ચિત્રપટનું કર્યું છે. આવું ચિત્રપટ મારા મન પર કેટલાક વખતથી ચીતરાયું છે, અને તેજ મને અનહદ પ્રીય લાગે છે.

હવે બીજું ચિત્રપટ સુખી એશ આરામી જીવન, ઇંદ્રિયોના દરેક જાતના ભોગ, ધન, સત્તા, પ્રતિવ્રતો સુંદર સ્ત્રીનો પ્રેમ, સુશિક્ષિત અને સ્નેહથી ઊભરાતું કુટુંબ તથા મિત્રો, ટુંકામાં સાંસારિક જીવનનું છે. આ ચિત્રપટ જુદા જુદા રંગોથી ચિત્રાયેલું છે. ભવીષ્યમાં મહાન થવા માટેની આશાઓ અને આકાંક્ષાઓ ચિત્રાયેલું ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે. ઉપર કહ્યાં તેમ માતા, પિતા, સ્નેહીઓ, કુટુંબ, ધન, અનેક પ્રકારના એશઆરામ વગેરે ઇંદ્રિયોના ભોગોનો ચિતાર પહેલ વહેલાં મન ઉપર ગંભીર અને રમણીય અસર કરે છે. પણ પછી આગળ ચાલો. ધીમે ધીમે યુવાવસ્થા અને આખરે પૂર્ણ વૃદ્ધાવસ્થા આવે છે. હજી આગળ આવો.

હવે સાંસારિક જીવનના ગુલાબી ખ્યાલો દૂર થાય છે. અને મહાન ગાઢ અંધકાર, તથા ભયંકર મોત નજરે પડે છે. હવે તે વૃદ્ધાવસ્થામાંથી ગાઢ અંધકારમાં પ્રવેશ કરે છે, અને છેવટે ભયંકર વિકૃત મોતના મોંઢામાં ભયંકર ચીસો પાડતો મોતને શરણુ થાય છે. આ જોઈને મનમાં કંપારી આવે છે, અને ત્યાંથી પાછી નજર ખેંચી લઇએ છીએ. અહા! તે સુંદર મિત્ર મંડળ, સ્નેહી તથા પ્રેમીઓનું કુટુંબ! જોત જોતમાં સદંતર નાશ પામી ગયું. કેવો ભયંકર દેખાવ!

ઉપર પ્રમાણે બન્ને ચિત્રપટો મારા મન સામે વારા ફરતી આવીને ખડાં થાય છે. આમાંથી મારૂં ઘણું વલણુતો પહેલા ચિત્રપટ તરફજ જાય છે. પણ બીજા ચિત્રપટ તરફ પણ કોઈક વખત વલણુ થાય છે. મને મોટો શોક એટલોજ થાય છે કે મારાં કહેવાતાં બધાં સ્નેહીઓ આ બીજા ચિત્રપ- ટમાં ફસાયાં છે. તેઓ ખોટે માર્ગે ચઢી ગયાં છે. તેજ માર્ગે તેઓ આગળ ચાલ્યાં જશે, તો છેવટે તેઓ પેલા ગાઢ અંધકારમાં ભયંકર મૃત્યુના મુખમાં મરણુ પામશે. તે માટેજ મને ઘણો શોક થાય છે, તો હું તમને સન્માર્ગે વાળું, એ સ્વાભાવિકજ છે. અને તેથી મને કોઈ કોઇ વખત બીજા ચિત્રપટથી ખેંચાણુ થાય છે. તો પણ એટલું તો નક્કી માનજો કે થોડા વખતને માટેજ બીજા ચિત્રપટ

સામું જોઉંછુ, પણ જ્યારે મને લાગશે કે મેં મારાથી બને તેટલા સ્નેહીઓને સન્માર્ગે વાળ્યા છે, ત્યારે હું પેલા મહા પુરુષની સ્થિતિ પ્રાપ્ત કરવાનો છું, એ નક્કીજ છે.

બન્ધુ ! તમો ઉપરનાં બે ચિત્રપટોમાંથી કઈ બાજુ પ્રયાણ કરો છો, તેનું ઊંડું અવલોકન કરી તથા બારીક વિચાર કરી મને જણાવવા કૃપા કરશો. આ પત્ર તમો જરૂર બ્હેન........ને વંચાવશો. એક વખત નહિ પણ ઘણીજ વખત. તેમાં પણ રાત્રિએ જ્યારે સર્વ શાન્ત હોય ત્યારે બન્ને ગંભીર વિચાર કરી કોઇ નિર્ણય ઉપર આવશો. અને તે બધું મને વિસ્તારથી લખી જણાવશો. આ પત્ર ખાસ કરીને તેમને વંચાવશો, અને વારેઘડીએ બન્ને ચિત્રપટ તેની ભવ્યતા સાથે નજર સમક્ષ લાવી તેનું બારીકીથી અવલોકન કરશો, અને તેથી તમારા ઉપર જે અસર થાય તે લખશો. આટલા દિવસ આપના ઉપર પત્ર લખ્યો નહિ, પણ આજ આપ સંતુષ્ટ થાઓ એવી રીતે લખુંછું. તેથી આપને સંતોષ થયો છે કે નહિ તે લખશો. કૃપા કરીને આ પત્ર સાચવી રાખશો, અને હું અમદાવાદ એક મહિના પછી આવું ત્યારે મને પાછો આપશો, તો અનહદ ઉપકાર થશે.

બીજું શું લખું ?

આપનું પોતાનું સ્વરૂપ,

પણ નામથી ભિન્ન ઓળખાતું.

**લક્ષ્મીપ્રસાદ.**

પત્રનો જવાબ સત્વર લખશો. બન્નેના વિચારો સ્પષ્ટ રીતે પોતાને હાથેજ લખવા કૃપા કરશો. પત્ર વિસ્તારથી લખશો બે દિવસ મોડું થાય તેની ફિકર નહિ.

પત્ર પૂરો લખી રહેતાં રાત્રિનો એક વાગ્યો છે.

**ડીસા કેમ્પ.**

**તા. ૨૯-૯-૧૭.**

**પ્રીય આત્મવત્ રામરાય,**

આ પત્ર આપને લખુંછું તે વેળા મન તથા હૃદય અવનવી લાગણીઓથી ઉભરાઈ જાય છે. આપનાં માતુશ્રીના અવસાનથી મને ઘણો ખેદ થાય છે. આપને ખરેખર તેમની ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. આપણામાં કહેવત છે કે " ગોળવિના જેવો કંસાર, તેવો માતૃ વિના સંસાર " આ ઉપરથી જનનીની અગત્યતા સમજાય છે. આ જગત-

માંથી માતાનો સ્નેહ કમી કરો, તો તમને સંસાર કેટલો ઉજ્જડ ભાસશે? નાનાં કિલકિલાટ કરતાં બાળકોની કેવી શોચનીય દશા થાય! ઘર પણ કેવું સ્મશાનવત્ ભાસે? એક કોઈ મહાન દેવીની માફક પોતાના દિવ્ય અને નિઃસ્વાર્થ પ્રેમથી ગૃહ, દેશ તેમજ સમસ્ત જગત્ કેવું અલૌકિક રીતે સુંદર બનાવે છે? અહા! જ્યારે માતાનો પ્રેમમય હસ્ત પુત્ર–પુત્રીના માથા તથા પીઠ પર હેતથી ફરે, અને પ્રેમ, દિલસોજી, સહાનુભૂતિ વિગેરે ભવ્ય અને ઉમદા લાગણીઓથી ભરપૂર પ્રશ્નો તથા અન્ય ખબર અંતર જ્યારે તે પૂછે, ત્યારે આપણા હૃદયની, મનની કેવી અલૌકિક સ્થિતિ થઈ પડે છે? અહા! આપણે આત્માનો દિવ્ય આનંદ, કે જેને વિષે ઉપનિષદ્ ભેરી નાદથી વર્ણન કરે છે, તે આનંદનો આપણને ભાસ થાય છે. આ રીતે માતા આપણા આત્મામાં આપણો નિવાસ કરાવે છે. આવી દિવ્ય શક્તિસંપન્ન માતાથી વિખુટા પડવું, એ ખરેખર મહાન હતભાગ્ય છે. શુદ્ધ માતૃપ્રેમથી રગદોળાયેલા હૃદય! તારે માટે તો તે વિયોગ ખરેખર અસહ્ય છે.

મારા પ્રીય! પણ તેથી નિરાશ થવાનું કંઇ કારણ નથી. તેના જેવી બીજી એક દિવ્ય પ્રેમ વાળી જનની છે. તે જનની અનંત બળ વાળી તેમ નિઃસીમ પ્રેમમય છે. તે આપણી પ્રીય માતૃભૂમિ, જન્મભૂમિ, **ભારતમાતા** છે.

અહા ! પ્રીય બન્ધુ ! તમારા જેવા દુઃખી અને પીડિત થયેલા તરફ તે કેવી અમૃતમયી, દિવ્ય પ્રેમથી ભરપૂર, આશામય દૃષ્ટિ નાંખે છે ! બન્ધુ ! તે તરફ લક્ષ આપો.

આપણે તેજ મહા દેવીના પુત્રો છીએ, કે પ્રાચીન સમયમાં જેનાં પુત્ર-પુત્રીઓએ તેની કીર્તિ ત્રણે લોકમાં પ્રસરાવી છે. બન્ધુ ! હાલમાં તે માતા સામું જુઓ. તેની એક આંખમાંથી પ્રેમની-દિવ્ય અલૌકિક પ્રેમની સતત ધારા તેનાં પ્રીય સંતાનો ઉપર વહી રહી છે. અરે ! તે અલૌકિક ઝરણામાં સ્નાન કરતાં આપણે બ્રહ્મ-આત્માના તેજસ્વી-દિવ્ય મહાનંદમાં સ્નાન કરીએ છીએ. પણ સબુર, તેની બીજી આંખ સામું જુઓ. અરે ! આશું ! તે મહાદેવીની આંખમાં અશ્રુ ! ! જુઓ, જુઓ. ! ભારે નિઃશ્વાસ, ભયંકર નિરાશા અને દારૂણ દુઃખથી તેણીના નેત્રમાંથી અશ્રુ નીકળે છે !

અહા ! પ્રીયભાઈ ! તેની આવી સોચમય સ્થિતિ થવાનું કારણ શું ? હા ! સાંભળો. તેણી કંઇક કહેવા ઇચ્છે છે. તેણી મહા શોકથી કહે છે, કે મારાં પ્રીય સંન્તાનો ! હાલમાં તમારી ઘોર અધોગતિ, તમારાં દારૂણ દુઃખ, તમારા અત્યંત કરૂણાજનક આર્તનાદ સાંભળીને મારા હ્રદયમાં ઉભા ચીરા પડે છે, મારા હ્રદયમાં શોકના ભડકા સળગે છે. અહા ! જ્યારે હું આત્મજ્ઞાન, વેદાન્ત, આર્યધર્મ વગેરે

વિષે વિચાર કરૂં છું, ત્યારે તો મને તમારી હાલની અધો-
ગતિ જોઇ અસહ્ય દુઃખ થાય છે ! ક્યાં ગયા મારા તેજસ્વી
શૂરવીર પુત્રો કૃષ્ણ, વેદવ્યાસ, શંકરાચાર્ય અને અન્ય
ઋષિમુનિઓ ! અહા તેમનું અલૈકિક બળ, મહાન ઓજસ્વિ
જ્ઞાન, અને સર્વ વ્યાપી પ્રેમ ! શું મારા આ પુત્રો તે
તે તેજસ્વી પુરુષોના વંશજો છે ? તો કેમ તેઓ હાલમાં
પશુઓ જેવું વર્તન કરે છે ! કેમ ફાટી તૂટી ગોદડીઓમાં
પડી રહી, ભૂંડની માફક, કંગાળ, પીડિત છોકરાંનો પ્રતિવર્ષે
વધારો કરે છે. શા માટે પોતાનું ઓજસ્વિ અને અનંતબળ
થી ભરેલું વીર્ય આ પ્રમાણે ગુમાવે છે ! અહા ! તે મહા
પુરૂષોનાં સંતાનોને આજે રોટલીના ટુકડા માટે હાય હાય
કરવી .પડે છે, ગુલામગીરી કરવી પડે છે, અને પરદે-
શીઓની પરાધીનતામાં પડી રહેવું પડે છે ! અહા !
તેમણે પોતાનો દિવ્ય વેદાન્ત ધર્મ વિસરીને શું ફળ કાઢયું ?
પોતાનું અલૈકિક સામર્થ્ય ગુમાવી, નીચ પરાધીનતામાં
પડી રહી, પરદેશીઓની ગુલામગિરી કરતાં તેમના બુટની
ઠોકરો ખાઇ, પોતાનું સ્વમાન ગુમાવી, દુષ્ટ રીત રીવાજોમાં
ફસાઈ, અજ્ઞાનના ઘોર અંધકારમાં ભટકીને, પેટે ચાલતા
કીડાઓની પેઠે પોતાનાં પાપી પેટ ભરે છે.

"ક્યાં તે ભીમ, અર્જુન, ભીષ્મ, રામ, લક્ષ્મણ,
હનુમાન, પ્રતાપ, શિવાજી, વગેરે, અને ક્યાં હાલનાં નપુંસક

આર્ય સન્તાનોની નસોમાં વહે છે, પણ તે થંડું પડી ગયું છે. અરેરે ! આવાં આવાં મારાં અનેક દુઃખો હું કોને કહું ? મારાં સંતાનો ઘોર નિદ્રામાં સુતાં છે, જ્યારે પરદેશીઓ મારી લજ્જા લૂટે છે. આવા વીરપુત્રોની માતા છતાં હું જગતમાં સર્વથી નીચે, સર્વના તિરસ્કાર અને ફિટકાર સાંભળું છું. એજ મારી શોચમય સ્થિતિનું મુખ્ય કારણ છે"

"મારાં પ્રીય સંન્તાનો ! તમારી આ માતાની તમને જો કંઇ દયા આવતી હોય, તેના ઉપર થતા જુલમથી તમારૂં રક્ત જરા પણ ઉછળતું હોય, તેના દિવ્ય પ્રેમથી તમારાં હ્રદય રગદોળાતાં હોય, તો મારાં વીર સન્તાનો ! ઉઠો, અને આ તમારી પ્રીયમાતાને પહેલાં તો પરાધીનતાની બેડીમાંથી, પરદેશીઓના તિરસ્કારથી, જુલમથી છોડાવો. તમે જો તે મહાન આર્યોના વંશજો હશો, તો હવે એક પળ પણ થોભશો નહિ.

મારા શૂરવીર પુત્રો પ્રતાપ, શિવાજી, તિલક, ગાંધી વગેરેના માર્ગે ચાલો. તેમનાં દરેક કાર્યો અને ઉપદેશોનું બારીકીથી અવલોકન કરો, અને મારાં વીર સંતાનો ! સ્વતંત્રતા માટે ભોગ આપો. પછી મારા બીજા તેજસ્વી પુત્રો સ્વામી રામતીર્થ, વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી વગેરે મહાત્માઓના પથે ચાલો. તે

મહાન અને દિવ્ય વેદાન્ત ધર્મ ગંભીર નાદે સાંભળો, અને તેનો ભગવો ઝુંડો સમસ્ત જગતમાં ફરકાવો. આજ મારે તમને કહેવાનું છે, આજ મારી તમને છેલ્લી વિનંતી છે"

હવે બહુ લંબાણથી ન લખતાં મારે તમને એક વીર પુરૂષ તરફ આંગળી કરવાની છે. વીર દુર્ગાદાસનું નામ સાંભળ્યું છે કે ? તે વીરે રાજપૂતસ્થાનને ઔરંગઝેબના જુલ્મ તથા પરાધીનતાની ધુંસરીમાંથી છોડાવીને સ્વતંત્રતા દેવીના સામ્રાજ્યમાં મૂકયું હતું. તે વીર પુરૂષની માતા–જનની જ્યારે મૃત્યુ પામી ત્યારે તે મહાપુરૂષે શું કહ્યું ? મારી માતા મારાથી વેગળી નથી. હિંદ માતા તેજ મારી માતા છે. અને હવે આજથી તેને સુખ થાય તેમજ હું કરીશ. અને છેવટે ઉપર કહ્યું તેમ રજપુતોને સ્વતંત્રતા અપાવી.

પ્રાય બન્ધુ ! હાલમાં તમે પણ એવી સ્થિતિમાં છો. આજથી ભારતમાતા–હિંદદેવીનેજ તમો માતા ગણો. અને તે માતાનું ઋણ વાળવા માટે સ્વતંત્રતોનાં યુદ્ધમાં જોડાઓ, એટલે હોમરૂલલીગમાં દાખલ થઇ જાઓ. આંપણા કુટુંબ–માંથી ભાઇ જેડાભાઈ, માણેકલાલ, દામોદરભાઇ (લઠ્ઠાબાજી-ઉડાવનારા ) તે ઉપરાંત બીજાં અનેક સ્નેહીઓ હોમરૂલ–લીગમાં દાખલ થયા છે–થાય છે, માટે તમે પણ ભારતમાતાને જનની ગણી તેની સેવામાં જોડાઓ, અને તેણીના સંદેશનું

બારીકીથી અવલોકન કરો. વિશેષ શું લખું ! હું નડિયાદ આવીશ ત્યારે રૂબરૂમાં જે કાંઈ કહેવાનું હશે તે કહીશ. હવે તો—

સર્વભાઇઓના

જે શ્રી તિલક

ભાઇ જયન્તિ !

## ભણીને શું કરવું ?

ઉપરના પ્રશ્નનો મોટો આધાર જે જાતની કેળવણી લેવામાં આવે તેના ઉપર વિશેષ રહેલો છે. તે વિષે આપણે ટુંકાણમાં વિવેચન કરીશું.

હાલની સાધારણ કેળવણીમાં સાહિત્ય, સાયન્સ, કાયદા, વૈદિક જ્ઞાન, ખેતીવાડી, ઇજનેરી, વેપારી વગેરેના અભ્યાસનો સમાવેશ થાય છે. ખરી કેળવણી એટલે શું ? તેનો પણ જરા વિચાર કરીએ. મનુષ્યમાં સર્વ પ્રકારની અને સર્વ બાબતોની જે આદર્શતા રહેલી છે, તેનું બહાર (કાર્યમાં) દિગદર્શન થવું, તેનું નામ કેળવણી. આવા હેતુથીજ જેમણે કેળવણી લીધી છે, તેઓજ ખરા કેળવાયલા છે. આપણે હવે તે બાબતમાં આગળ જવું જોઇએ નહિ—અસ્તુ—

કોઇ પણ જાતની કેળવણી લીધી હોય, તેનો સર્વોત્તમ ઉપયોગ જનહીતાર્થે પરહિતાર્થેજ કરવામાં રહેલો છે. પરહીતાર્થ પણ બે રીતે થઈ શકે. સ્વતંત્રતાથી અને પરતંત્રતાથી.

સ્વતંત્રતાથી પરહીતાર્થ કેવી રીતે થઇ શકે? પોતે જે વિષયનું અથવા જે જાતનું જ્ઞાન લીધું હોય તેનો ઉપયોગ, જે માર્ગોથી જનસમાજની તેમજ પોતાની આધ્યાત્મિક, માનસિક, નૈતિક, શારીરિક, આર્થિક વગેરે ઉન્નતિઓ થાય તેમાં કરવો. તેના કેટલાક માર્ગો નીચે પ્રમાણે છે.

પુસ્તકો, ન્યુસપેપરો, માસિકો, લેખો લખવા કે વંચાવવા. વ્યાખ્યાનથી અગર ઉપદેશથી લોકોને ઉપર કહેલી ઉન્નતિઓ કેવી રીતે થાય તેનું દિગદર્શન કરાવવું, અને તેવા માર્ગોની અડચણો દૂર કરી તેમને માટે સરળ બનાવવા.

જુદા જુદા પ્રકારના સાયન્સો, ઉદ્યોગો, ખેતીવાડી વગેરે મનુષ્યનાં સુખ સાધનો પૂરાં પાડે છે, તો તે પૈકી કોઇ એકાદા વિષયમાં ઊંડા ઉતરી પોતાના જ્ઞાન, અનુભવ અને શકિતથી તેનો વિકાસ કરી લોકોનાં સુખસાધનોમાં વધારો કરવો. વગેરે.

પરતંત્રતાથી પરહીતાર્થ કેવી રીતે થાય? કોઇ જાતની તાબેદારી, નોકરી અગર પગાર લઇને તેની સેવા બજાવવી

તે પરતંત્રતા કહેવાય છે. સ્વતંત્રતાથી જેટલા વિશાળ પ્રમાણમાં અને જેટલો ઉત્તમ પરહીતાર્થ થાય છે, તેટલો પરતંત્રતાથી થતો નથી. વળી તેથી બીજા અનેક દુર્ગુણો મનુષ્યમાં પ્રવેશ કરે છે, અને સદ્ગુણોને દબાવી નાંખે છે, માટે જ્યાં સુધી પોતાના સંજોગો અનુકુળ હોય, ત્યાં સુધી આપણે પરતંત્રતા ન સ્વીકારવી, એજ સર્વોત્તમ છે. ઘણી વખત પ્રતિકુળ સંજોગોને અનુકુળ બનાવી શકાય છે, માટે પ્રતિકુળ સંજોગોથી હિંમત હારવી નહિ.

ભણીને શું કરવું ? આ પ્રશ્નનો જવાબ ફકત એકજ શબ્દમાં દઈ શકાય તેમ છે. “ **પરહીતાર્થ** ” પરહીતાર્થમાં સઘળું આવી જાય છે. પ્રદેશાભિમાન પણ પરહીતાર્થનું વિસ્તૃત સ્વરૂપજ છે. પરહીતાર્થમાંજ આપણું શ્રેય રહેલું છે. માટે ભણી રહ્યા પછી અન્યની ઉન્નતિ થાય તેવા માર્ગમાં જોડાવું વધારે સારૂં છે.

તારામેન્શન-ભમ્બુરડા.

**પુના સીટી—તા. ૨૮-૧૨-૧૭.**

**પ્રીય ભાઇશ્રી રામરાય !**

તમારો તા. ૨૫ મીનો પત્ર મને મળ્યો છે. ગઇ કાલે હું શિવાજી મહારાજનો સિંહગઢ જોવા ગયો હતો.

જગ્યા બહુજ રમણીય છે, અને ઐતિહાસિક છે. ત્યાં જઇએ છીએ ત્યારે તે તેજસ્વી પુરુષનો સમય સાંભરી આવે છે. બહુ આનંદ થાય છે. ને હાલના ભારતવર્ષનો વિચાર કરીએ છીએ, ત્યારે મનમાં ઘણી દિલગીરી થાય છે. હવે કેમ શિવાજી, પ્રતાપ કે રણજીતસિંહ ઉત્પન્ન થતા નથી? એ વિચારતાં અતિશય દિલગીરી થાય છે. ઉપરની Trip ને લીધે પત્ર લખી શકયો નહોતો.

મ્હેન.......ને પુત્ર પ્રસવ થયો તે ખબર મને ભાઇ જેઠાભાઇએ પત્રદ્વારા આપના કરતાં પહેલી આપી હતી. ત્યાર પછી તમારા અને આજે ભાઇ અમીધરપ્રસાદના પત્રથી માલમ પડે છે. સમાચાર સાંભળી ઘણો આનંદ થયો છે. જ્યારે તે જાણ્યું કે તે વખતેજ હૃદયમાંથી એમજ ઉદ્‌ગાર બહાર આવ્યો કે આ નવો પ્રવેશ કરનાર આત્મા મહાન કીર્તિવંત, પ્રતાપી અને દીર્ઘાયુષી થાઓ. તમે બન્ને સંસ્કારી જનો છો, તેથી તમારો આ પુત્ર તમારાથી પણ ઉચ્ચ સંસ્કારથી વિભુષિત થાઓ, એવી ઇચ્છા રાખુંછું. દુષ્યન્તના સર્વદમન જેવો તે પ્રતાપી તથા પરાક્રમી થાય, અને નાનપણથીજ સિંહનાં બચ્ચાં સાથે ખેલતો ફરે, એવો બળવાન થાય, એવી ઇચ્છા રાખુંછું. આપણે તે મહાન પરાક્રમી ભીષ્મ, અર્જુન, ભીમ, કૃષ્ણ, રામ, લક્ષ્મણ, ઇત્યાદિ ક્ષત્રિયોનાજ વંશજ છીએ. અરે! તેમની વિભુ-

તીજ છીએ. તો પછી શા માટે તેવા તેજસ્વી બાળકો સર્વ દમન, લવ, કુશાદિ ન પેદા થવા જોઇએ? મેં તમને સર્વ દમનનું પિકચર, સિંહના બાળકને પોતાની ગોદમાં લઇ, સિંહણની સાથે લડે છે એ દેખાવનું ચિત્ર મોકલ્યું છે, તેમજ સિતાજી લવ અને કુશને મહાન ઉપદેશ આપતાં હોય તેનું ચિત્ર પણ તમને વાર્ષાભિનંદન વખતે મોકલ્યું છે. પાછળનું ચિત્ર બહેન........ને પણ મેં મોકલ્યું છે. હવે હું જોઉં છુ કે આ બાળકને તમે કેવી કેળવણી આપો છો? કેળવણી અત્યારથીજ શરૂ થઇ જવી જોઇએ. હાલજ સો....એ રાત્ર દિવસ એજ વિચાર કરવા જોઇએ, કે મારો આ બાળક લવ, કુશ, સર્વ દમન, અભિમન્યુ વગેરે જેવો તેજસ્વી-પરાક્રમી નીકળે. પૂરેપૂરા ક્ષાતિય ગુણો તેનામાં ખીલી નીકળે. ધ્રૂવ જેવો દૃઢ નિશ્ચયી થાય, ઇત્યાદિ ઊંચા વિચારો રાત્ર દિવસ કર્યા કરે, તો તેમના ધાવણમાં પણ તેજ જાતનું વાતાવરણ બંધાશે અને તે ધાવતો બાળક પણ તેવાજ વાતાવરણનો સંસ્કારી બનશે. હવે તકો ગુમાવવા જેવી નથી. પહેલાં વિચાર ન કર્યા હોય, તો હવેથી કરવા માંડે. હાલ જે સંસ્કાર પડવા માંડે છે, તે આગળ ચિરસ્થાયી બની રહે છે. તમે રજપૂતોના તો ઘણા દાખલા સાંભળ્યા તથા વાંચ્યા હશે. તેઓએ રજપૂતાણીનું ધાવણ પીધેલું તે માટે કેટલું અભિમાન-ગૌરવ રહેતુ, તે જુસ્સો મરણ પર્યંત ટકી રહેતો. માટે હવે હાલના ભારત

વર્ષ માટે દરેક માતાએ તેવીજ જાતના વિચાર કરવા-રાત્રિ દિવસ તેજ ઝંખના કરવી. માતાઓજ વીર-તેજસ્વી પુરૂષોને જન્મ આપે છે, અને મહાન ગુપ્ત કેળવણી પણ જાણે-અજાણે તેજ આપે છે. માટે આ સમયે તમારે તેવી તક આવી છે, અને તમે સંસ્કારી તથા મહત્વાકાંક્ષી છો, તેથી તમને જણાવું છું. માટે આપને યોગ્ય લાગે તો તેમને લખી મોકલશો. બીજું હવે પછી.

આપનો,

**લક્ષ્મીપ્રસાદ.**

**તારામેન્શન-ભમ્બુરડા,**

**પુનાસીટી-તા. ૨૯-૧૨-૧૭.**

**પરમપ્રીય ભગિની......બ્હેન તથા પ્રીયભાઇ જીવણલાલ !**

હાલમાં સમસ્ત જગતમાં વખત બારીક આવતો જાય છે. આ વખત એવો છે કે આજ મોટો રાજા હોય, તો કાલ રંક બની જાય, અને રંકના મહાપુરૂષ પણ થઇ જાય છે. દરેક ઠેકાણે આવીજ જાતનો વખત આવેલો છે.

તમે જાણો છો કે આપણા આખા કુટુંબમાં વિદ્યા, જ્ઞાન અને ડહાપણમાં તમે કંઇક આગળ પડતાં ( બીજા

કરતાં ) વધેલાં છો. તેમાં પણ વેદાન્તના સંસ્કાર તો તમને ઘણી ઊંચી સ્થિતિએ મૂકે છે. બીજા ભલે તમારામાં સ્વાર્થ વગેરે દોષારોપણ કરે, તે હું બિલકુલ ધ્યાનમાં લેતો નથી; કારણ કે મને પોતાને જ્યાંસુધી કોઇપણ વાતની ખાત્રી થઇ હોતી નથી, ત્યાંસુધી હું તે વાત માનતો પણ નથી.

હવે આપણી મુદ્દાની વાત ઉપર આવું છું. તમારામાં કંઇક ગુણો હું જોઉં છું. તેથી મારૂં અંતઃકરણ ખુલ્લું મૂકીને હું વાત કરૂં છું. હજી આપણે (પાંચ તથા બે બ્હેનોને) ઘણું કામ કરવાનું બાકી રહે છે. પહેલાં તો આપણાં માતપિતાને વેદાન્ત જ્ઞાનથી સંસ્કારી કરવાં. તેમાં હાલમાં માતુશ્રીને તે જ્ઞાનની બહુજ જરૂર છે. હાલમાં તેમના મનની સ્થિતિ બહુજ ડામાડોળ છે, તેથી આ વખતે તેમને કોઇ ડહાપણ યુક્ત જ્ઞાની માણસની જરૂર છે.

હવે સુખ કયાં છે? તેતો વેદાન્ત બતાવે છે, તો પછી પ્રવૃત્તિ કરવાની જરૂર શી? કુટુંબનું ભરણપોષણ કરવા માટે. ભરણપોષણ શી રીતે થાય? પૈસા ઉપાર્જન કરવાથી. પૈસા સૌથી વધારે સારા કેવી રીતે ઉપાર્જન કરવા? જ્યાં પોતાની સ્વતંત્રતા પૂર્ણ રીતે જળવાતી હોય, જ્યાં પોતાનું કંઇક માન રહેતું હોય, અને જ્યાં પોતાને માટે પ્રેમ મમતા અને સ્નેહ હોય ત્યાં પૈસા ઉપાર્જન કરવા, એ સૌથી સારૂં છે. ખેતી તે માટે બહુજ ઉત્તમ સ્થળ છે.

કેળવણી કેવી હોવી જોઇએ તેને માટે નીચેનું વાકયજ બસ છે. " Education is the menifestation of the perfection already in man." આ અંગ્રેજી વાકય સ્વામી વિવેકાનંદ જેવા મહા પુરૂષનું છે. તેનો અર્થ એવો થાય છે, કે "કેળવણી તેનુંજ નામ, કે જેથી મનુષ્યમાં રહેલી આદર્શતા પૂર્ણ રીતે બહાર ખીલી નીકળે" આદર્શતા એટલે કે સમ્પૂર્ણપણું. જેમાં કોઇ પણ જાતની ખોડ ખાંપણ અગર ન્યૂનતા બિલકુલ હોય નહિ. આદર્શતાના ટુંકાણમાં ચાર ભાગ પાડી શકાય.

૧. શારીરિક.

૨. માનસિક.

૩. નૈતિક.

૪. અધ્યાત્મિક.

ઉપરની ચારે જાતની કેળવણી આદર્શ થાય, સમ્પૂર્ણ રીતે ખીલવાય, તેનું નામજ વિદ્વાન કહેવાય.

હાલની કેળવણીથી આવી જાતની વિદ્યા મળવી બહુ મુશ્કેલ છે. તે માટે 'હરિદ્વાર ગુરૂકુળ' સારૂં સ્થાન છે.

તેમાં પણ આર્યસમાજનું સારૂં સ્થાન છે; કારણ કે ત્યાં બહુ ઉચ્ચ પ્રકારની કેળવણી આપવામાં આવે છે.

૧. શરીર પૂર્ણ રીતે ખીલવવામાં આવે છે. કસરત, અનેક પ્રકારની મહેનત, લોકોની સેવા વગેરે કરાવવાથી તેનામાં સારા ગુણો ખીલી નીકળે છે.

૨. સંસ્કૃત, અંગ્રેજી, હિંદી, સાયન્સ, ડ્રોઈંગ વગેરેનું બહુજ ઊંચા પ્રકારનું શિક્ષણ અપાય છે, તેથી માનસિક વિકાસ પણ સારો થાય છે.

૩. અખંડ બ્રહ્મચર્ય પાળી, ગુરૂ, વડીલ, શાસ્ત્ર, ઈશ્વર વગેરેની પ્રત્યે પ્રેમ, ભકિત, મમતા રાખતાં શીખવવામાં આવે છે.

૪. શાસ્ત્રોનું પણ સારૂં જ્ઞાન આપવામાં આવે છે.

પહેલાં ત્રણ અંગ બહુ સારી રીતે વિકાસ પામે છે. ફક્ત આધ્યાત્મિક બાબતમાં તેને બીજે જવું પડે. તો મારો એવો વિચાર છે, કે ૧૭-૧૮ વર્ષનો થાય ત્યારે ત્યાંથી ઉપાડી લઇ અદ્વૈત આશ્રમ જેવા આશ્રમમાં મૂકી દેવો. ત્યાં અનેક મહાત્મા વિદ્વાનોની સોબતમાં તે પણ વિદ્વાન થઈ જશે. અદ્વૈત આશ્રમ વિવેકાનંદજીએ સ્થાપેલો છે. તે હિમા-

લયમાં છે. ત્યાં તેમના (વિવેકાનંદના) ગુરૂભાઇઓ, શિષ્યો, તેમજ બીજા મનુષ્યો બહુજ ઊંચા પ્રકારનું જીવન ગાળે છે.

અને ભલીને વનિતા વિશ્રામ જેવામાં કેળવણી આપી મોટી ઊંમરે ૧૬–૧૭ વર્ષની થાય ત્યારે તેની સંમત્તિ લઇ પરણાવવી.

આ પ્રમાણે બાળકોને ઉત્તમ વિદ્યા આપવી એ સૌથી સારામાં સારો વારસો છે. પચાસ હજાર કે લાખ રૂપીઆ મૂકી જવા તેના કરતાં આદર્શ કેળવણી પોતાનાં સંતાનોને આપવી, એ લાખ દરજ્જે ઉત્તમ છે. હાલમાં તમે મ્હોટા ભલાને કેળવણી આપવા શકિતમાન છો. એક વખત શરૂઆત કરી દો. પછી સૌ થઇ રહેશે. ચિન્તા શા માટે કરો છો? ગુરૂદેવ જેવા સમર્થ બેઠા છે, ત્યાં સુધી આપણને ચિન્તા નથી. બસ ગુરૂદેવનું નામ લઇ મૂકી દો. આ વખતે એપ્રીલ માસમાં મુળજીભાઇ અમદાવાદ આવે, ત્યારે ભલાને તેમની સાથે એક બે માસ ધર્મજ મોકલી દેશો. ત્યાં એક હિંદી માસ્તર છે, તે બિચારો વગર પગારે ઓળખાણને લીધે સાધારણ હિંદી શીખવશે. પછી જઈને ગુરૂકુળમાં મૂકી આવવો. તમે બે ત્રણ વર્ષ પછી જોશો, તો તમને એજ હરિલાલ સિંહના બચ્ચા જેવો દેખાશે, અને અહીં તમારી પાસે આખી જીંદગી રહેશે; તોપણ રબારી જેવો લાકડી

લઇને ખેતરમાં દોડાદોડ કર્યા કરશે. બિચારાનું હિત ચાહતા હોવ તો જરૂર મોકલી દો. આગળ જતાં એ કેળવણી બહુજ ખપમાં આવશે.

સ્નેહાધીન લક્ષ્મીપ્રસાદના

પ્રેમપૂર્વક પ્રણામ.

તારામેન્શન-ભમ્બુરડા,

પુનાસીટી તા. ૧૨-૧-૧૮.

પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઈ!

અહીં અઠવાડીઆના ૧૫૦-૨૦૦ કેસો પ્લેગના થાય છે. ચાંચડ પણ પુષ્કળ છે. ગમે તેટલાં કપડાં પહેર્યાં હોય, તોપણ અંદર પેસી જઇને ચટકા ભરે છે.

તારા મેન્શનના જોડેના બંગલામાં પ્લેગનો એક attack થયો છે, અને આગળ પાછળની લોકેલીટીમાં ૩-૪ કેસ થયા છે. કોલેજ અથવા બંગલો છોડીને કયાંય બહાર જતો નથી.

મને પોતાને પ્લેગની બિલકુલ બીક નથી. મારા

અભ્યાસમાંથી મને તેવા વિચાર કરવાની ફુરસદજ મળતી નથી, પણ તમને સહેજ જણાવવા માટે હકીકત લખુંછું રસીતો મેં મૂકાવી નથી, અને મૂકાવવાનો વિચાર પણ નથી.

આપનો

લક્ષ્મીપ્રસાદ.

તારામેન્શન-ભમ્બુરડા,

પુનાસીટી ૧૬-૧-૧૮.

**પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઈ!**

આપનો પહેલાંનો તથા કાલનો એમ બે પત્રો મળ્યા છે, વાંચી આનંદ થયો છે, એ પ્રમાણે લખતા રહેશો.

મેં તમને જણાવ્યું તેમ આ વર્ષે અહીં લગભગ મેની ૫ મી તારીખ સુધી રહેવા વિચાર છે. ત્યાં સુધી વાંચવું, અનુભવવું તથા જોવું છે. ખેતીવાડીનો બની શકે તેટલો અભ્યાસ કરવો છે. તે ઉપરાંત શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ પણ ઘણોજ કરવો છે. અમદાવાદથી હું અહીં આવ્યો ત્યારેજ મેં દૃઢ નિશ્ચય કર્યો હતો

કે પુના જઇને ત્રણ મુખ્ય કામ કરવાનાં છે. (૧). ખેતીવાડી અને સાયન્સનો ઊંડો, વિશાળ અને ખરેખરો અભ્યાસ કરવો. તે એવો કે ત્રણ વર્ષના કોલેજ તથા બહારના અભ્યાસ પછી ઘેર જઈએ કે તરતજ પ્રેકટીસમાં મૂકી દેવાના કામમાં આવે. કોઇપણ જાતની ભારે મુશ્કેલીઓ નડે નહિ.

૨. શરીર મ્હોટું જબરદસ્ત પહેલવાન જેવું બનાવવું, તેમજ સુંદર, તેજસ્વી તથા સામા ઉપર છાપ પડે એવું બનાવવું, અને રાત્રિ દિવસ કામ કરે તો પણ થાક અગર કંટાળો લાગે નહિ તેવું વજ્ર જેવું બનાવવું.

૩. અધ્યાત્મિક દિશામાં વેદાન્તમાં ઘણાજ ઊંડા જવું. વીલ પાવર will power ઇચ્છા શક્તિ ઘણીજ કેળવવી. અને જે અનંત બળ રહેલું છે, તેને જાગૃત કરીને કાર્યમાં વાપરવું. તથા વિવેકાનંદ, રામકૃષ્ણ, તિલક, રામતીર્થ, અરવિંદઘોષ વગેરે મહાન પુરૂષોના જીવનોનું મનન કરવું, અને તેમનામાં જે મહાનતાના અંશો રહેલા છે, તે બધા મારામાં ઉતારવા.

આ ત્રણ મારાં મુખ્ય કામો કરવાનાં છે, તે ત્રણ વર્ષમાં ગમે તેમ કરીને પણ પૂર્ણ કરવાનો. બધાં કામોની શરૂઆતતો અહીં આવીને કારનીયે કરી દીધી છે. આવી રજાઓ જેવો વખત આવે ત્યારે બહુજ ઝડપથી કામ

આગળ વધે છે. નાતાલની રજાઓમાં મેં બહુ સારૂં કામ કર્યું હતું. તેજ પ્રમાણે પરીક્ષા પછી પણ અહીં દોઢેક માસ રહેવા વિચાર છે. તો તેમાં હું ઘણું કામ કરી શકીશ.

મને ખાત્રી છે કે જ્યારે હું ત્રણ વર્ષમાં ઉપરનાં મુખ્ય ત્રણ કામ પૂર્ણ કરીને અમદાવાદમાં આવીશ, ત્યારે ગમે તેવું મહાભારત કામ હશે, તે હું સહેલાઈથી પાર પાડી શકીશ. આ ઉપરાંત નાના ભાઇઓને બાળકૃષ્ણ-જયન્તિ-કાન્તિ ઈત્યાદિને ઉત્તમ સંસ્કારો પાડવાનું કામ પણ મેં માથે લીધું છે. વિજયાને પણ સારા સંસ્કાર પાડીશ. ગિરધારીને ઘેરથી દૂર ખસેડવામાં આવે તો તે સુધરી શકે તેમ છે. મા આગળ કદી છોકરૂં સુધરી શકેજ નહિ-અસ્તુ.

તેનું કહેવું એમ છે કે પટાટાનો ઢગલો કદી કરવો નહિ. મેં તેને કહ્યું કે અમે તો ત્યારે પટાટાના ઢગલાજ કરીએ છીએ. એ કહે છે કે ગુણોમાં રાખવાથી તથા ઠંડકમાં રાખવાથી બિલકુલ નહિ જેવાંજ પટાટા સડે છે. તેણે મને કહ્યું છે, કે તમે ખાસ કરીને આ જોવા આવજો; કારણકે તમારા જેવા મનુષ્યમાંથી મારે ઘણીજ જરૂર છે. માટે હું પણ એક બે દિવસમાં તેના Experiment ને લગતી બધી તપાસ કરીશ, અને તમને જરૂર લખી જણાવીશ-અસ્તુ.

અમારે અહીં ઈંગ્લિશ મશીનરી થોડી થોડી શીખવામાં આવે છે. અને આપણી ગુજરાતની જમીન માટે કયું કયું માફક આવશે, તે હજી અમારે શીખવાનું છે. આ રજાઓમાં આવું ત્યારે મારે ગુજરાતની જમીનોનો અભ્યાસ કરવો છે. અને ત્યાર પછી અહીં આવીને ઈંગ્લિશ તેમજ અમેરિકન મશીનરીમાંથી આપણી જમીનને લાયક શોધી કાઢીશ—અસ્તુ.

ગુરૂદેવ સંબંધી જે સમાચાર લખ્યા, તે સાંભળી ઘણોજ આનંદ થયો છે. મારાથી પત્ર લખાયો નથી તેથી દિલગીર છું. હવે તેઓ પ્રયાગથી બીજે ગામ ઉપડી ગયા હશે. તેમને જેટલી જોઈએ તેટલી મદદ આપવામાં પાછી પાની કરશો નહિ. ધર્મને ખાતર તેમજ તેમના આપણા ઉપર અનંત ઉપકારોને ખાતર પણ આપણે તેમની બની શકે તેટલી સેવા બજાવવાની છે. અને હંમેશાં પરદુઃખ ભંજન થવાથી ઈશ્વર તરફથી આપણને અનેક પ્રકારની સહાય મળે છે. પૈસા સંબંધી આપણને ગમે ત્યાંથી મદદ મળે છેજ. પછી આપણે પૈસાને એકદમ પોતાની પાસે રાખવા જઈશું, તો તે કદી આપણી પાસે રહેશે નહિ. કાંતો લાખ બે લાખની ખાદ આવવાની, અગર એવુંજ કંઈ થવાનું. માટે હંમેશાં આપણા ગજા પ્રમાણે ધર્મ, દાન, પુણ્ય તથા પીડાતાને સહાય કરવી એ આપણી મહાન ફરજ છે. તેમાં

વળી ગુરૂદેવ જેવું સત્પાત્ર ક્યાં મળે તેમ છે? માટે તેમને સહાય કરવામાં આપણી સર્વ ઈચ્છાઓ ફળીભૂત થશે. પૂર્ણાનંદજીને કાશીમાં ભણાવવા વિચાર છે, તો તેમાં પણ બની શકે તો મહિને વીસ-પચીસેક રૂપીઆની મદદ આપવી સારી છે; કારણ કે વિદ્યાદાન જેવું કોઇ ઉત્તમ દાન નથી. વર્ષે દિવસે ૨૫૦-૩૦૦ રૂા. તો ક્યાંય ચાલ્યા જાય છે. જોરદાસ વગેરે જેવા હજારો રૂપીયા હજમ કરી ગયા તે આપણાથી ખમાય, પણ આવા ૨૫૦-૩૦૦ રૂપીઆ સન્માર્ગે આપણાથી ન ખર્ચાય તે આપણી બહુજ મ્હોટી ભૂલ છે. માટે મારા વિચાર પ્રમાણે ગુરૂદેવશ્રીને તેમનું ખર્ચ પૂરેપૂરૂં આપવું અને પૂર્ણાનંદજી માટે પણ મેં જણાવ્યું તેમ ૩૦૦ રૂા. મોકલી આપવા જણાવવું. આથી તેમને ઘણી અડચણ દૂર થઈ જશે. પૂર્ણાનંદજીને ફકત વર્ષ કે દોઢ વર્ષ કાશીમાં રહેવું છે, તો લગભગ પાંચસોએક રૂપીયા આપણને ખર્ચ થશે પણ તેથી ગુરૂદેવશ્રીને તેમની વૃદ્ધાવસ્થામાં આપણે ઘણી જરૂરની સેવા બજાવી શકીશું, અને પૂર્ણાનંદજી પણ પછીથી શકિતવાન બની જશે, તથા બીજાઓની સેવા કરવા માંડશે. આપણે જાણીએ છીએ કે ધર્મ, અગ્નિ, રાજા અને ચોર એ ચાર ભાઇઓ છે. દરેકની પાસેથી તેઓ પોતાનો હિસ્સો લીધા વગર રહેતા નથી. ધર્મને તેનો હિસ્સો ન આપવાથી બાકીના ત્રણ કોઇપણ પ્રકારે પોતાનો હિસ્સો લેવાનાજ.

તારામેન્શન-ભમ્બુરડા,

પુનાસીટી-તા. ૧૯-૧-૧૮.

પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઇ!

આપનો હમણાં બિલકુલ પત્ર નથી.

ગુરૂદેવ પરમાત્મા સર્વની ઉન્નિત સર્વ પ્રકારે કરે એવી પ્રાર્થના કરતો આપનો-સ્નેહાધીન-લક્ષ્મીપ્રસાદ.

તમારા પહેલાંના પત્રમાં એક જ્ઞાની મહાત્મા વિષે હકીકત લખી હતી, તે વાંચીને આનંદ થયો છે. ભવીષ્યવેત્તા છે એમ તમે લખતા હતા. મને મારા ભવીષ્યની તો કાંઇ ચિન્તા નથી; કારણ કે તે તો હંમેશ હું મારા સન્મુખ જોઉં છું જ. પણ માતુશ્રી, પિતાશ્રી ઇત્યાદિનું ભવીષ્ય મહાત્માશ્રી શું કહે છે, તે જાણવાની મને ભારે ઉત્કંડા છે. તે બન્નેને જ્ઞાન (બ્રહ્મજ્ઞાન) થશે કે નહિ, તે પૂછશો. બીજા કોઇનું ભવીષ્ય તેઓ કહે તો મને જણાવશો એજ. એવા કાંઈક સમાચાર લખતા રહેશો.

લી. સ્નેહાંકિત,

લક્ષ્મીપ્રસાદ.

તારામેન્શન-ભમ્ભુરડા,

પુનાસીટી-તા. ૨૩-૧-૧૮.

પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઇ !

આજથી મારો વિચાર ખાવાનો નથી; કારણ કે રાત્રે તેમજ દિવસે આળસ બહુ આવે છે. બીજા કેટલાક દૂધ, કાંજી, ફ્રુટ ઇત્યાદિ ઉપર રહે છે, તેમ મેં પણ આ મહિનો દોઢ મહિનો દૂધ તથા કાંજી ઉપર રહેવા વિચાર કર્યો છે. અને તે માટે સ્ટવ ત્યાં કૅાલેજમાં લઇ જવાનો છું. અને અમારી કૅાલેજની ડેરીમાં બંદોબસ્ત કરીશ, કે ત્યાંથી રોજ સવારે છ વાગે, અને બપોરે ત્રણ વાગે એમ ડેરીનો એક નોકર ત્યાં કૅાલેજમાંજ મને દૂધ આપી જાય.

કદી ધારો કે કાલ ઊઠીને અંગ્રેજ સરકાર એમ ઠરાવે કે કાગળીઆં માત્ર નકામાં છે, તો લોનો, નોટો ઇત્યાદિથી હજારો રૂપીયાનું નુકસાન થાય. આ પ્રમાણે થાય તો આપણાથી ચુમાઇને પણ બેસી રહેવાય, અને આપ ધર્માદા ખાતે આવા ઉત્તમ પાત્રને દાન દેવામાં આપણો જીવ ચાલે નહિ, એ ખરેખર આપણી પામરતાજ બતાવે છે. તમો કંહોછો કે આપણને સારા ચાન્સ મળ્યાજ કરે છે. હું કહું છું કે

મળે છે તેમ તે મળ્યાજ કરશે; કારણ કે આપણી રહેણી-કરણી, આચાર-વિચાર સારા હશે તો લક્ષ્મી ગમે ત્યાંથી આવી આપણે ત્યાં વાસો કરશે. આપણે જાણીએ છીએ કે લક્ષ્મી કદી અચળ રહી નથી અને રહેવાની નથી ત્યારે કોઇ સમયે લક્ષ્મી આપણે ત્યાં પધારે તો શા માટે તેનો ઉપયોગ ન કરી લેવો જોઇએ ? તમોએ ગુરૂદેવને જે ભેટ કરી છે, તે ઘણું સારૂં કર્યું છે. તે પ્રમાણે તમને યોગ્ય લાગે તેમ કરશો. કોઇને જણાવવા કરતાં મારા વિચાર મેં તમારી આગળ મૂકયા છે. તમને યોગ્ય લાગે તો તેનો અમલ કરશો. અસ્તુ.

## તા. ૨૩ મી ઓગસ્ટ ૧૯૧૮ રાત્રિના આઠ વાગે.

પ્રીય રામરાય તથા પ્રીય બ્હેન......!

જત તમારા બન્નેના પત્રો આજરોજ સંધ્યાકાળે મળ્યા છે. વાંચીને મનની જે અસર થાય છે, તે હું તથા તમો બન્ને ઘણા વખતથી અનુભવીએ છીએ. એટલે તેનું વર્ણન કરવાની જરૂર નથી તેમાં પણ આપણા પત્રોમાં "હું ખુશીમાં છું, તમે ખુશીમાં હશો." વગેરે હસવા જેવી બાબતો લખાતી નથી, પણ જીવનના મહાનમાં મહાન અને સર્વોત્તમ પ્રશ્ન ઉપર વિચારોની આપ-લે થાય છે, અને તેથી ઘણો સુધારો વધારો થઇ ધારેલા માર્ગમાં પ્રવૃત્તિ થાય છે.

તેથી પત્રો ઘણા લાભદાયક અને આનંદદાયક થઇ પડે છે. હું અહીં બધા પત્રો સંગ્રહી રાખું છું અને કોઇક વખતે જ્યારે વાંચું છું, ત્યારે મનમાં અવનવી લાગણીઓ અનુભવું છું.

તમે લખો છો કે હું તમને સત્યસ્ફુરણ કરૂં છું. પણ ખરી વાત એમ છે કે જ્યારે મને ગુંચવણ પડે છે, ત્યારે આપ સરખા સ્નેહીઓને મારા વિચારો જણાવું છું, તેમાંથી આપને સત્યસ્ફુરણ મળે, એ ઘણું પ્રસંશનીય છે.

તમે ઇષ્ટની સાકારભકિત કરવા શરૂ કરી છે, તે સારૂં છે. નિરાકાર ધ્યાન અથવા ભકિત કરવા પહેલાં સાકાર કરવીજ પડે છે. નિરાકાર પરમેશ્વરની ભકિત કેવી રીતે કરવી, તેનું ધ્યાન કેવી રીતે કરવું, તેનો મને હજી કાંઇ અનુભવ થયો નથી. ઘણા જ્ઞાની પુરૂષો તથા વિદ્વાનોનું કહેવું એમ છે કે પરમેશ્વર અગર બ્રહ્મનો કોઇપણ આકાર અથવા ચિત્ર કલ્પનામાં ધારણ કર્યા સિવાય તેનું ધ્યાન થઇ શકતું નથી. જેમકે બ્રહ્મનું ધ્યાન કરતાં ક્ષિરસાગર જેવો કોઇ ઉન્નત દિવ્ય જળથી ભરેલો મહાસાગર ધારીએ, અને તેમાં બ્રહ્મનાં દરેક સ્વરૂપો—સત—ચિત્—આનંદ વગેરે મેળવીએ અથવા જ્ઞાનનો કોઇ મહાન દિવ્ય તેજથી ઝળકતો સૂર્ય ધારીએ, અને તેને કલ્પનાના વિવિધ રંગથી રંગીએ, અથવા

કોઇ દિવ્ય બાળકનું, કે જે મહાન તેજના ગોળામાંથી દેખાતું હોય તેનું ધ્યાન કરતાં કરતાં તેમાંજ આપણે સમાઈ જઇએ. એવાં અનેક પ્રકારનાં ચિત્રો તથા આકારો મારા વાંચવામાં આવ્યાં છે. તે સિવાય તે મહાન શકિતને કોઇ માતા-દેવ વગેરે જુદા જુદા આકારમાં પૂજે છે. આ ઉપરથી માલમ પડે છે કે કોઈને કોઇ જાતનો આકાર અગર ચિત્ર નજર સમક્ષ લાવી તેમાં ભવ્ય વિચારો કરતાં કરતાં પછી તે સ્વરૂપમયજ થઇ જઇએ છીએ. અને પછી જેને નિર્વિકલ્પ સમાધિ કહે છે, તેવી સ્થિતિ થઇ જાય છે. તે વખતે કંઈ ભાન રહેતું નથી. તેથી મહાન આનંદના સાગરમાં કયાં લુપ્ત થઈ જઇએ છીએ તેનું નામ નિશાન પણ રહેતું નથી. આનો મને અનુભવ છે. માટે સાકાર ભકિત કરવી તેમાં કાંઈ ખોટું નથી. તેમાં પણ મારા વિચાર પ્રમાણે બાહ્યોપચારની જરૂર નથી. માનસિક પૂર્ણ હૃદયપૂર્વક તે આકારની ઉપાસના કરવી વધારે સારી છે. તેથી આપણે આપણા ધ્યેય તરફ ઘણા જલદીથી જઈ શકીએ છીએ. મારા વિચારો મેં ટુંકામાં આપને અત્રે જણાવ્યા છે. અત્યાર સુધીમાં જે ઘણી બાબતો મને નહોતી સમજાતી, તે હવે હું સ્પષ્ટ રીતે ઘણે અંશે જોઈ શકું છું. મારી બુદ્ધિમાં અહીં આવ્યા પછી ઘણો વધારો થયો છે, એવું હવે મારા અનુભવમાં આવે છે.

આપના વિચારોમાં વધારો સ્પષ્ટ રીતે દેખાય છે. પહેલાં મારા ધારવા પ્રમાણે, તમે ફકત વાતો કરવામાંજ, મને જ્ઞાનમાં પ્રવેશ કરતા દેખાતા હતા; પણ હવે હું જોઇ શકું છું કે તમે ખરેખર કાર્યથી એટલે મન, હૃદય અને વિચારોથી જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરો છો, અને તેજ ખરૂં છે. તેથી મને ઘણો આનંદ થાય છે. જ્ઞાનની વાતો કરવી અને તેમાં રસ લેવો, તે પામર મનુષ્યનું કામ નથી, પણ કોઈ ત્યાગી વીરલાજ એમાં રસ લઇ શકે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટજ છે કે વૈરાગ્યના-ત્યાગના કેટલાક અંશો તમારામાં છે. અને તે તમારી સાથેના પ્રથમ પરિચયમાંજ મને સમજવામાં આવ્યું હતું. તેથીજ હું આપની સાથે સ્નેહ વધારતો ગયો; કારણ કે મને લાગ્યું કે તેથી ભવીષ્યમાં ઘણુંજ લાભદાયક તથા આનંદદાયક ફળ મળી આવશે. અને તે માટે હવે મને સોએ સો ટકા ખાત્રી છે.

પણ હજી આપણા માર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્નો છે. હજી આપણા સમયનો જે મોટો ભાગ અનિત્ય વસ્તુઓના ચિન્ત્વનમાં જાય છે, તે ન જવો જોઇએ. સંસારી જંજાળમાંથી હવે આપણે મન ઉઠાવી લેવું જોઇએ, અને સ્વામી અભેદાનંદજી કહેતા હતા તેમ આપણું સર્વ સામર્થ્ય એકઠું કરી આ માર્ગ તરફ લગાવો. મેં આપને અંગ્રેજીમાં જે પેરેગ્રાફ લખ્યો હતો, તે કૃપા કરી ફરીથી વાંચજો, અને

તેમાં કહ્યા મુજબ વર્તન કરશો, તો અતિલાભ થશે. મારી જંજાળ પણ ઓછી નથી. અત્યારે જો કૉલેજમાં ભણવાનું ન હોત, તો હું કહું છું કે દિવસના ચોવીસ કલાકમાંથી ઘણોખરો વખત ધારેલા માર્ગમાં પ્રવૃત્તિ કરવામાંજ ગાળત. પણ આ સંસારી બાબતનો અભ્યાસ મારા મનની શકિતઓને જુદી કરી નાંખે છે; કારણ કે જ્યારે આ બાજુ વાંચું છું ત્યારે તે વિષે બહુજ ઉંડા વિચાર કરવા પડે છે; કારણ કે હું અહીં અમેરિકાની ખેતીવાડીની, અને સાઇકલોપીડીઆ તથા બીજાં અતિ ગહન પુસ્તકો વાંચું છું, તેમજ વાંચવાનો છું. તેથી મેં વર્ણવેલાં પેલાં બન્ને ચિત્રપટો જાણે મને પોતપોતા તરફ ખેંચતાં હોય એમ જણાય છે, અને તેથી મનની તટસ્થતા સચવાતી નથી. કોઈ વખત આ બાજુ તરફ મન વળી જાય છે, તો કોઈ વખત ત્યાગ–જ્ઞાન તરફ આતુરતાથી જુએ છે. આ રીતે બન્ને વચ્ચે ઝઘડો ચાલે છે. પણ મારા ધારવા પ્રમાણે, જો કોઈ ખાસ આકર્ષણ આ બાજુનું ( સંસારનું ) ઉપસ્થિત નહિ થાય, અને મનની સ્થિતિ અત્યારે ચાલે છે, તેવીજ ચાલુ રહેશે, તો ગુરૂકૃપાથી ઘણુ ખરૂં મારા મનની પ્રીય ઈચ્છા ( યોગી થવાની ) પાર પડશે. પણ તે પહેલાં મહાન અંધકાર, આશા, નિરાશા, સુખ, દુઃખ વગેરેના ઉછાળામાંથી પસાર થવું પડશે. અને હાલમાં તેવી સ્થિતિમાંથી પસાર થાઉં છું. આ સ્થિતિ કાંઈ નહિ તોપણ ઓછામાં ઓછી પાંચ–છ વર્ષ ચાલશે,

એવી મારી ધારણા છે. પણ ગુરૂદેવની સહાય છે, તેથી કંઈ ચિન્તા થતી નથી.

આપે કોઇ પણ રીતે એમ ધારી લેવાનું કારણ નથી, કે હાલમાં એકદમ હું ત્યાગી થઇ જાઉં, અને પેલા સુંદર ચિત્રપટની સ્થિતિને ભેટું, પણ તે પહેલાં મારે મારાં માતાપિતા તથા અન્ય સ્નેહીજનોની સેવા કરવાની છે. તે બીજી કાંઇ નહિ પણ તેમનામાં સદ્દજ્ઞાનનો સૂર્ય પ્રકાશમાન કરવાનો છે. તે કર્યા વગર જાઉં એમ છેજ નહિ. ઓછામાં ઓછાં મારા ધારવા પ્રમાણે દસ વર્ષ સુધી તો હું અહી-સંસારમાંજ રહીશ, પણ તમારા બન્નેમાંથી કોઇ એમ ન ધારતાં કે હું પરણીશ, અને ચાર પગ વાળી યોનીમાં જઇશ. તે તો આપ બધાનાં ચિત્રો અને અનુભવો જોઈને ધરાઇ ગયો છું, માટે તેવી ઇચ્છાતો કદીજ નહિ થાય.

મને હવે કીર્તિ મેળવવા માટે પ્રયત્ન કરવાની ઇચ્છા નથી. બસ હવે જ્યાં સુધી મારી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય નહિ, ત્યાં સુધી મારે સદા તેનુંજ ચિન્ત્વન કરવાનું છે. તમો બન્ને સંસારી બનવાનું કહો છો, પણ તેથી મારે શું સમજવું ? સંસારમાં કદી પરણવાનું અને એવાજ બીજા ગોટાળા આવતા હોય, તો તે સંસાર મારે જોઈતો નથી. પણ હા ! મેં કહ્યું તે પ્રમાણે કેટલાકોનું ઋણ મારે

પતાવવાનું છે. તે પૂરૂં થઈ રહ્યા પછી બસ પેલું સુંદર ચિત્ર ! અહા ! શું તેની ગંભીરતા ! તેના ધ્યાનની શ્રેષ્ઠતા !

બ્હેન........ કહે છે કે સંસારી બની જાહોજલાલી મેળવો, કીર્તિ મેળવો, વગેરે. પણ તેથી શું ? આવી અનિત્ય વસ્તુઓ પાછળ સમય ગુમાવવા કરતાં, નિત્ય, સુખમય તથા આનંદમય વસ્તુની પાછળ શા માટે તેટલો પ્રયત્ન ન કરવો ? દેવી ! તમે સુશિક્ષિત થઇ મને સંસારી દિક્ષા આપો તે કેવું કહેવાય ?

તમો એક બાબત યથાર્થ રીતે પ્રકાશમાં આણો છો. તે એ કે પ્રથમ સંસાર ભોગવી લો, પછી તેમાં તૃષ્ણા રહેશે નહિ. પણ હાલમાં મારા મનની સ્થિતિનું અવલોકન કરીને તથા તેનો દિન પરદિન વિકાશ જોઇને હું નિશ્ચય પૂર્વક કહી શકું છું કે મને સંસાર ભોગવવાની તૃષ્ણા રહેશે નહી. હજી મેં આપને જણાવ્યું તેમ આઠ–દસ વર્ષ અહીંજ છું, ત્યાં સુધી ગુરૂદેવનાં ચરણ સમક્ષ બેસી ખૂબ જ્ઞાનામૃત પીવું છે. અને તે વખતમાં બીજાઓનું મારા ઉપર જે ઋણ (દેવું) છે, તેના બદલામાં તેમને જ્ઞાન આપી મારી ધારેલી ઇચ્છા પાર પાડવી છે. અહો ! તમારી પણ તેવી ઇચ્છા થાય, તો કેવું સારૂં ?

ત્યાંથી ( હિમાલયનાં સુંદર વનોમાંથી ) જ્ઞાનની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચ્યા પછી સ્વામી વિવેકાનંદ તથા રામતીર્થ માફક જગતને દિવ્ય સંદેશો કહીશ, અને બનશે ત્યાં સુધી અજ્ઞાન રૂપી અંધકાર દૂર કરી આ ભારતવર્ષમાં પ્રાચીન ઋષિમુનિઓનો યુગ પાછો લાવવો એવી મનની અંતીમ ઈચ્છા છે.

પછી પાછા તે બ્રહ્મની અખંડ શાન્તિમાં તલ્લીન થઇ જવું.

બીજે ઘણે ઠેકાણે પત્રો લખવા માટે જુદાં જુદાં કવરો તથા નોટ પેપરો જુદાં રાખી મૂક્યાં છે, પણ તે બાજુ લખવાનું મનજ થતું નથી, અને તમારા પત્રનો સત્વર જવાબ અપાય છે. આ વિષય તરફ મારી અભિરૂચીથીજ આ બાજુ ઘસડાઇ જવાય છે.

ૐ ! ૐ !! ૐ !!!

**એજ પ્રેમાંકિત લક્ષ્મીપ્રસાદ..**

અમદાવાદ.

તા. ૨૦-૯-૧૮

પ્રીયભાઇ મૂળજીભાઈ !

તમારા સઘળા પત્રો મળ્યા છે. વાંચી સઘળી બીના જાણી છે. હવા બગડયા વિષે લખ્યું તે જાણ્યું છે. લોકો મોટી સંખ્યામાં મરણુ શરણુ થાય છે, તે જાણી દિલગીરી થાય છે, પરમાત્માએ જે ધાર્યું હશે તે થશે.

બી. તમોએ એપીડેમીક સામે થવાની જે હિંમત બતાવી, તે જાણી ખુશી થયોછું, પણ મારે તે બાબત કાંઇ કહેવાનું છે. આજ કાલ રોગની સામે નિર્ભય થઇ **બેસી રહેવામાં** શૌર્ય-વીર્ય સમાયલું નથી, પણ જે ખરેખરા રોગ (રાજદ્વારી) ફેલાયો છે, તેની સામે નિર્ભય થઇ બેસી રહેવાનું નથી, પણ તેને નાબુદ કરવાનો છે.

બી. હમણાં એમ સાંભળવામાં આવ્યું છે કે ગણેશ મેળા વખતે લોકોએ પુનામાં તિલક મહારાજની જય બોલાવી હતી, અને પોલિસે તે માટે દબાણ કર્યું હતું, તેથી લોકો ઝનુનમાં આવી ગયા, અને બખેડા થયો હતો. તો તે વિષે તમે જે કંઇ જાણુતા હો તે લખી મોકલશો.

બી. લાયબ્રેરી સંબંધી લખવાનું કે હાલમાં આપણા તરફથી શરૂઆતમાં રૂા. ૭૦૦), વાર્ષિક લવાજમ માટે રૂા. ૨૦૦) આપવાનું ઠરાવ્યું છે. હજી બહાર જાહેર પડયું નથી. પુસ્તકો માટે હાલમાં બધી જાતની ખબરો મેળવવા માંડી છે, હાલમાં તો ફકત ગુજરાતી પુસ્તકો મંગાવવાનો વિચાર છે. અને તે પણ સસ્તાસાહિત્ય, ગુજરાત વર્નાકયુલર સોસાઈટી, સસ્તી વાર્તામાળા ઇત્યાદિ સંસ્થાઓનાં તથા પઢીઆર ઇત્યાદિ લોકપ્રીય લેખકોનાં પુસ્તકો રાખવા વિચાર કર્યો છે. તમારા જાણવામાં સારાં પ્રેકટીકલ અને ઉપયોગી તથા સ્વદેશાભિમાન, ઉત્સાહ અને નવજીવન પ્રેરે તેવાં પુસ્તકો હોય તે વિસ્તારથી વગર સંકોચે જણાવશો.

બી. અમારો વિચાર લાયબ્રેરીનાં પુસ્તકોમાંથી અમુક સરકયુલેટીંગ રાખવાનાં છે; કારણ કે આપણી લાયબ્રેરી એટલી બધી આગળ વધેલી નથી, કે લોકો લાયબ્રેરીના મકાનમાં જાય અને પુસ્તકો વાંચી જ્ઞાન મેળવે. માટે સરકયુલેટીંગ લાયબ્રેરી જેવી સ્કીમ સિવાય લાયબ્રેરી લોકપ્રીય અને ઉપયોગી થઇ પડે એમ મારૂં માનવું નથી. સરકયુલેટીંગ લાયબ્રેરીની ફત્તેહનો મુખ્ય આધાર આપણા મંડળના યુવકો ઉપર છે.

વિશેષ લખવાનો અત્યારે સમય નથી. પણ તમો ત્યાં રહીને જે જોખમ ખેડો છો, તે બિલકુલ ડહાપણ ભરેલું નથી.

તમે તમારી હિંમત અને નિડરતાનો ખોટે રસ્તે વ્યય કરો છો, તે ધ્યાનમાં રાખવાનું છે. સમાજની ઉન્નતિના માર્ગમાં તમો તમારી હીમત અને નિડરતાનો ઉપયોગ કરશો, તો લાખો માણસો તમારે પગલે પગલે ચાલશે, અને લાખો મસ્તકો તમારી આજ્ઞાને અનુસરશે માટે સમય વિચારી તમે આવું જોખમ ન ખેડો તો સારૂં વિશેષ શું લખું ? તમારી મરજી હોય તો બન્ને ભાઇઓની સાથે સ્ટાર્ટ થશો. એજ.

લી૦ લક્ષ્મીપ્રસાદના

वन्दे मातरम्.

## વાડકેરનો બંગલો-પુનાસીટી.

પરમપ્રીય ભાઇશ્રી માણેકલાલભાઇ !

આપનો પત્ર મળ્યો, વાંચી ઘણો આનંદ થયો.

બ્હેન........ને પત્ર લખ્યો, તે જાણ્યું છે. આપણી કોમની જે કન્યા વનિતા વિશ્રામ (મુંબઇના કે સુરતના ?) માં ભણે છે, અને જેને તમો ફી આપવા વિષે ઇચ્છા રાખો છો, તેના સંબંધમાં નીચેની ખબરો મંગાવવી જરૂરની છે:—

૧. તેનાં માબાપ કોણ છે, અને કયા ગામનાં છે ?

૨. અત્યાર સુધી તેને ફી કોણ આપતું હતું ? હવે તે ફી આપી શકે તેમ છે કે નહિ ?

૩. તે કેટલાં વર્ષથી વનિતાવિશ્રામમાં છે ? બીજાં કેટલાં વર્ષ રહેવા ઇચ્છે છે.

૪. નામ, પરણેલી કે કુંવારી ઈત્યાદિ.

આપણા ફંડનો લાભ બનતા લગી કુંવારી કન્યાઓને પહેલો આપવો જોઇએ, અને તે પણ ગરીબ લાયક તથા મોટી ઉંમર સુધી વનિતાવિશ્રામમાં રહી ભણે તેનેજ આપવો જોઇએ. ગમે તે કન્યાને, થોડો વખત રહેવાની હોય તો પણ, આ ફંડમાંથી મદદ આપવી જોઇએ નહી; કારણ કે તેથી ફળ બિલકુલ આવવાનું નહિ. તેનાં માબાપની આર્થિક સ્થિતિ ખાસ દયામણી હોય, તો ભલે Special case તરીકે મદદ આપશો. પણ તેનાં માંબાપ સાથે સરત કરજો કે તે ઓછામાં ઓછાં બીજાં ત્રણેક વર્ષ તો વનિતા વિશ્રામમાં રહેજ, ઇત્યાદિ. વધુ વાતો આપણે રૂબરૂમાં કરીશું.

મેં મહિદાસજીને ડ્રાફ્ટાકુઝ કાગળ લખ્યો હતો, અને તેમના વિચાર પ્રમાણે કઇ યોજનાથી કામ લેવું, તે પૂછાવ્યું હતું. તેનો જવાબ આવી ગયો છે, તે આપ

અહીં આવશો ત્યારે બતાવીશ.

તમોએ રૂા. ૩૫૫૦) ના બીલ માટે જવાનું લખ્યું, તે હું જઇ આવીશ.

તમારા અધ્યાત્મિક વિચારો જાણીને મને વિશેષ ને વિશેષ આનંદ થતો જાય છે. દિવસે દિવસે તમે આધ્યાત્મિક માર્ગમાં આગળ વધો છો, એમ મને સ્પષ્ટ જણાય છે. હવે તમારી આ પ્રગતિ (Progress) ની ઝડપ વધારો. જ્યાં સુધી તમો ઓછામાં ઓછું વેદાન્તની ચોથી ભૂમિકા સુધી પહોંચ્યા નથી, ત્યાં સુધી તમારી દરેક ઇચ્છાઓ પાર પડશે નહિ, એટલુંજ નહિ, પણ તમને વખતો વખત કલેશ, ચિંતા, ઉદ્વેગ ઇત્યાદિ થયાંજ કરવાનાં, અને ત્યાં સુધી સુખ પ્રાપ્તિ પણ થવાની નહિ. માટે જેટલો વખત મળે-કામ કરતાં પણ જે જે ક્ષણો મળે તેમાં વેદાન્તનાજ- આત્માના મહા દિવ્ય સ્વરૂપનાજ વિચાર કરજો. ગયેલો વખત કદી પાછો આવવાનો નથી. તમે ધંધા સંબધી અથવા અન્ય સ્વાર્થના વિચારો કરવામાં જેટલો વખત ગુમાવશો, તેટલો નકામો જવાનો. બાકી વેદાન્ત ચિન્તવન અને પરમાર્થના વિચારોમાં ગાળેલો સમય, એજ ખરેખરી કમાણી છે. ધીમે ધીમે તમે આ વિષે સમજશો. મને તો તે સંબંધી સારો અનુભવ મળેલો છે. મેં આ છેલ્લાં ચાર વર્ષમાં જે સમય દેશ સંબંધી સેવા કરવાના વિચારોમાં ગાળ્યો, તે જોકે નિરર્થક

તો નથી ગયો, પણ તેટલો સમય જો મેં આત્મચિન્તવનમાં ગાળ્યો હોત તો આજે હું હજારો માણસોનાં હૃદયો ડોલાવતો હોત, અને ભારતીય સંતાનોને ઉચ્ચ માર્ગે ક્યારનાએ લઇ જવાની શરૂઆત કરી દીધી હોત.

હવે જે થયું તે થયું. હવેથી સમય ગુમાવવામાં બહુજ વિચાર કરવાનો છે. હજી જ્યાં સુધી મારે કોલેજ છે ત્યાં સુધી ઘણો વખત મારા ધાર્યા પ્રમાણે સારી રીતે ગાળી નહી શકાય-અસ્તુ-પ્રીય ગુરૂદેવને આપનો પત્ર તેજ દિવસે મોકલી દીધો હતો, અને તેઓ શ્રી આપને પત્ર લખે એવી તેમને વિનંતી કરી છે.

## પુના-ભમ્બુરડા.

## વાડકેરનો બંગલો તા. ૧૯-૧૧-૧૮.

પ્રીયભાઈ રામરાય !

આપણા છૂટા પડયા પછી કેટલાક અગત્યના અને શોકકારક બનાવો આપણા સ્નેહીમંડળમાં બન્યા છે. ઇન્ફ્લુઅન્ઝાને લીધે ભાઇ જેઠાભાઇની પુત્રી........નો દેહાન્ત થઇ ગયો છે. અને બીજો દુઃખદાયક બનાવ અમારા કાકાશ્રી ઇશ્વરલાલ (ભાઇશ્રી મૂળચંદ [આબુવાળા] ના પિતાશ્રી ) નો

દેહાન્ત થયો છે. પરમાત્મા તે બન્નેને અનન્ત શાન્તિ અને પરમસુખ બને તેટલું જલ્દી આપે, એવી મારી અંતઃ-કરણ પૂર્વક પ્રાર્થના છે–અસ્તુ.

બન્ધુ ! આવા સમયે વેદાન્ત બહુ સાંભળી આવે છે. છેલ્લા દશેક દિવસ થયાં મારો આખો વખત—રાત્રિદિવસ વેદાન્તમાં વ્યતીત થાય છે. બહુ આનંદ તેમજ ગંભીરતા રહે છે. ભાઇ ! આપણાં આ સર્વ શરીરો ફક્ત થોડા કાળનાં છે, અને તેથી તેમાં ઉત્પન્ન થયેલી પ્રીતિ, મોહ વગેરેનો એક સમયે બીલકુલ નાશ થઇ જવાનો. તે વિચાર મનમાં ઘણી લાગણી ઉત્પન્ન કરે છે. અરે ! વૈરાગ્ય અને જ્ઞાન તો એવાં મધુર લાગે છે કે ન પૂછો વાત. અરે અંતર્યામી ? તું અમારા સઘળામાં કયારે પ્રગટ થઇશ, અને આ મોહ રૂપી અંધારાનો તારા જ્ઞાનસૂર્યના કિરણોથી નાશ કરીશ !

हर ! हर !! ॐ ! ॐ !!

ચી. પ્રીય ચંદુને પણ ભયંકર બિમારી આવી ગઈ હતી, પણ તેના પ્રારબ્ધના યોગે પાછો સારો થઈ ગયો. પણ બન્ધુ ! આ સઘળા બનાવો આપણને એજ શીખવે છે કે શરીર ઉપર મોહ રાખો નહિ, નહિ તો સખત ધક્કો લાગશે. અરે ! ॐ तत् सत् !

પ્રીય બિચારા જેઠાભાઇ બાદશાહ ! અરે તેમના ઉપર કેવાં સંકટો પસાર થાય છે ! જ્ઞાનનાં ઝાંખાં કિરણો કોઈ વખત હ્રદય પ્રદેશમાં પેસે, બાકીતો મોહાદિક તિમીર, અને તેવામાં વળી પોતાનું એકનું એક પ્રીય બાળક દેહાન્ત થાય ત્યાં સુધી માંદું, એક બાળકી ગતઃ પ્રાણ, પોતાને સર્વસ્વ અર્પણ કરનાર એક દેવી દુઃખ, રોગ અને અજ્ઞાનથી ત્રાહિ ત્રાહિ પુકારતી–મૃત્યુના આગમનની પ્રાર્થના કરતી !!! હર ! હર !! હર !!! ૐ પ્રભુ તેમને અનન્ત શાન્તિ, અને નિઃસીમ આનંદ બક્ષો, એવી મારી જીગરથી પ્રાર્થના છે–અસ્તુ–

બન્ધુ ! આ સંસારજ એવો છે, તેમાં સુખ છેજ કયાં ! જડ અને દુઃખરૂપ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલું જગત, તેના જેવુંજ હોય, અને તેમાંથી આપણે સુખની ઇચ્છા રાખીએ, તે કદી પણ સફળ થાય ! પરન્તુ હ્રદય, જે તેજ પ્રકૃતિ ( માયા ) માંથી બનેલું છે, તે તે દુઃખ તરફજ વળીને પછી સુખ શોધવા જાય છે. અરે પ્રભુ ! અમારી આ મૂર્ખતાનો કયારે પાર આવશે ?

સુખ અને આનંદનો શાશ્વત ઝરો, જે આત્મા, તેનાથી દૂર નાસીને, બીજામાં પ્રીતિ કરીને આપણે શું સુખ મેળવીશું ? આ આપણી હાસ્યજનક ભૂલ થાય છે, પણ તે આપણા ધ્યાનમાં આવતું નથી. આ છેલ્લા થોડા દિવસમાં

તે સઘળું બરાબર મારા ધ્યાનમાં આવ્યું છે. પરમાત્મા આપ બન્નેને તે બરાબર અનુભવમાં લાવે એવું હું બહુ આતુરતાથી ઈચ્છું છું. પરમાત્મા તે પૂર્ણ કરશે. પરંતુ બન્ધુ! આપ બન્નેએ તે બાજુ ભગીરથ પ્રયત્ન આદરવો જોઈશે. તે માટે તમારે બહુજ આકુળ વ્યાકુળ થવું પડશે, અને બીજા પ્રયત્નો જેવા કે પ્રાર્થના, નિશ્ચય, ખંત, વાચન, મનન, વૈરાગ્ય ઇત્યાદિ બહુ મોટા પ્રમાણમાં કરવું પડશે, બન્ધુ! આ મારા અનુભવની વાત છે. અહો! કેટલીયે વખતે મેં આત્મપ્રાપ્તિ માટે આશા-નિરાશા, શોક-આનંદ, દુઃખ-સુખના દરીયાવમાં ઝોલાં ખાધાં છે, કે જ્યારે તે સમય મને યાદ આવે છે, ત્યારે હજુ મને બહુ લાગી આવે છે. ભાઇ! તે વખતે મને મારી જીંદગી ઉપર કંટાળો આવી ગયેલો. જે શરીરથી આત્મપ્રાપ્તિ થાય નહિ, તે શરીરથી શું પ્રયોજન છે? એજ નિશ્ચય મારા મનમાં ઘોળાયા કરતો. અને તે વખતનો મારા મનનો ચિતાર હું તમને શું વર્ણવું! સમસ્ત દુનીયા ઉપર મને કંટાળો. નિરાશા તો એવી કે કલાકોના કલાકો સુધી રડયા કરૂં. શરીર બધું શોષાઇ જાય, અને કંઇ પણ ગમે નહિ; પણ વિજય હો તે મહાન અંતર્યામીનો, કે જેણે તે વખતે મારા મનમાં ધૈર્ય અને આશા તથા બળ મોકલીને પછીથી આનંદ આપેલો. બન્ધુ! તે વખતે તે કટોકટીના સમયે સ્વામીરામ, સ્વામીવિવેકાનંદ, સ્વામીરામકૃષ્ણ પરમહંસ વગેરે મને પરમ શાન્તિ આપતા

જણાયા. અને ઘણી વખત એજ મહાપુરૂષોનાં ઉચ્ચ જીવનોના દૃષ્ટાન્તો એજ મેં મારા મનની ઉપર વર્ણવી તેવી કફોડી સ્થિતિ આણી દીધેલી ! પરંતુ તે મહાન પરમાત્માને અનેક ધન્યવાદ હો, કે તેણે મારી વ્યાકુળતા જોઇને મારા હૃદય પ્રદેશમાં ધીમે ધીમે જ્ઞાનસૂર્યનો ઉદય કરાવ્યો, અને હવે આનંદના મહાસાગરના કિનારા આગળજ મને લાવીને ઉભો રાખ્યો. હવે તે સૂર્યનો મધ્યાહ્નકાળનો પ્રકાશ, તથા આનંદના મહાસાગરના સ્નાનનો અધિકાર, તે દયાળુ પ્રભુ મને જલદી આપશે, એમ ખાત્રી થતી જાય છે. હાલની સ્થિતિમાં પણ મને કરોડપતિ, અબજપતિ, કે તેથીએ મોટી સાહિબીવાળા શહેનશાહો કરતાં સુખ, આનંદ અને સંતોષ વિશેષ રહે છે. વિજય હો તે મહાન પ્રભુનો !

આપ બન્નેને પરમાત્મા તે દિશામાં પ્રયાણ કરાવે, તે સુંદર, સર્વોત્તમ, શાશ્વત સુખના ઝરા તરફ મોકલે, એટલુંજ હું મારા ખરા અંતઃકરણથી ઇચ્છું છું. પરમાત્મા મારી એ આશા સફળ કરો ! અસ્તુ.

ભાઇ પત્ર લખતાં લખતાં ક્યાંનું ક્યાંય ઉતરી પડાયું. આજ કાલ મનની સ્થિતિજ એવી રહે છે. હવે તો બહાર ફરવા જવાનો વખત થયો છે, અરે ! મારૂં પોતાનું આત્મ

દર્શન કરવાનો વખત થયો છે, તેથી હવે આ પત્ર લખનારને ક્ષમા કરશો.

હું છું આપનું પોતાનુંજ આત્મ સ્વરૂપ.

મારાં પ્રીય સ્વરૂપો ! આવો આપણે તે મહાસાગરમાં એકાકાર થઇએ અને અદ્વૈત રસનો લાભ લઇએ !

ૐ ! શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

બ્હેન........પત્ર લખીને કોઈ વખતે પણ પોતાના ઉચ્ચ વિચારો જેવા કે આત્મ સ્વરૂપ, વેદાન્ત, સ્વદેશ વગેરે સંબંધી જણાવશો ? કે પછી અમારી તેમ તમારી તરફ આવી મુંગા ઢોરના જેવી મિત્રાચારી રાખશો ?

## પુના–વાડકેરનો બંગલો.

ભમ્બુરડા તા. ૨૧–૧૧–૧૮

પરમપ્રીય ભાઇશ્રી માણેકલાલભાઇ તથા દામોદરભાઇ !

ભાઇ ! તમોને ફુરસદ મળે ત્યારે સ્વામીરામના સદુપદેશ ભાગ ૬ઠ્ઠામાંથી “ઉપાસના” નું વ્યાખ્યાન જરૂર વાંચશો. તેમાં સ્થળે સ્થળે સ્વામીજી લખે છે કે “તમારા સ્વરૂપમાં

સ્થિર થાઓ, અને પછી જો શ્રી ( લક્ષ્મી ) અને શક્તિ ( દેવીઓ ) તમારી સેવા કરવા માટે હાથ જોડીને ઉભી ન રહેતો મારાં નાક, કાન વગેરે સર્વ કાપી લેજો. અરે ! મને ઉંચકી સમુદ્રમાં નાખી દેજો. ”

જે પુરૂષ આટલી બધી ખાત્રીપૂર્વક જે કથન કરે છે, તે કદાપિ ખોટું હોઇ શકે નહિ. માટે બન્ધુ ! પરમાત્માને સર્વ સોંપી દો. પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને પરમાત્માને એવી પ્રાર્થના કરો કે “ હે રામ આ તમારૂં કામ છે, તેથીજ તે હું મારૂં સમજું છું. જે તમારી મરજી, તે મારી મરજી. કાર્ય બને કે ન બને, તોપણ મને કંઇ હાનિ લાભ નથી. મારો આનંદ તો કેવળ તમારી સાથે અભેદ રહેવામાં છે. કાર્યને સુધારો ને પારપાડો તો વાહ, વાહ, ને બગાડો તોપણ વાહ, વાહ ! ”

આ પ્રમાણે તમે શુદ્ધ અંતઃકરણથી એક વખત ભાવના તો કરી જુઓ ! પછી શું થાય છે તે અનુભવો.

બાપુ ! શ્રીકૃષ્ણ પરમાત્મા–હિન્દુસ્તાનના ક્રાઇસ્ટ પણ દુંદુભી નાદથી કહે છે કેઃ—

“ अनन्यां श्चिन्तयन्तामां ये जनाः पर्युपासत ।
तेषां नित्या भियुक्तानां योगक्षेम वहाम्यहम् ॥

જે જનો અનન્ય ભાવે મારૂંજ ચિન્ત્વન કરતા **થકી** સર્વ પ્રકારે મનેજ ભજે છે, તે નિત્ય યુકત–નિરંતર **મારેજ** વિષે ચિત્તને ચોંટાડનારનાં **યોગ (જોઈતા પદાર્થો પ્રાપ્ત કરાવવાને) અને ક્ષેમ (પ્રાપ્તપદાર્થોની રક્ષા કરવી તે)**ને હુંજ વહુન કરૂં છું."

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૯ મા અધ્યાયનો શ્લોક ૨૨ મો.

કદી તારામંડળ તૂટી પડે, હિમાલય ઉડતો ફરે, સૂર્ય બરફનો ગોળો બની જાય, અને તેથી પણ અદ્દભૂત ફેરફારો થાય; તો પણ શ્રીકૃષ્ણ ભગવાનનું વચન કદી અસત્ય થાય એમ નથી—

બન્ધુ ! શ્રદ્ધા–અડગ શ્રદ્ધાની જરૂર છે. એક નાના બાળકનોજ દાખલો લઇએ. જ્યારે તે માની ગોદમાં બેઠું હોય છે, તે વખતે તેને કયી ચિન્તા હોય છે ? વંટોળ ચઢે, વર્ષાદ વરસે. ભૂકમ્પ થાય, તો પણ તેનો વાળ વાંકો થવાનો નહિ. તો ભાઇ ! તમે પરમાત્માના શરણમાં જશો, અને પછી તમને ભય, ઉદ્વેગ, શોક, ચિન્તા કદી પણ રહે ખરી ?

'ઉપાસના' વાંચ્યા પછી" સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરવાનો માર્ગ" એ વ્યાખ્યાન પણ તમે જરૂર તેજ છઠ્ઠા ભાગમાંથી

વાંચશો. વાંચ્યા પછી તેનો પ્રયોગ પણ તમે જરૂર કરશો. એક વખત કોઇ પણ ચીજની તીવ્ર આતુરતાથી ઇચ્છા કરો, અને પછી તેને માટે નિષ્કામ બનો, અને તે બાબત પરમાત્માને સોંપો. પછી જુઓ કે તમારી ધારેલી ઇચ્છા પાર પડે છે કે નહિ ? જરૂર જરૂર તમે આ પ્રમાણે કરશો. મનેતો ઘણી વખત એવો અનુભવ થયેલો છે, માટેજ હું આપને તે અજમાવી જોવા વિનંતી કરૂં છું, મારા આજના લખાણમાં આપ જરા પણ સંશય આણશો નહિ. મારૂં ફકત આપને એટલુંજ કહેવું છે કે મેં લખ્યું તે પ્રમાણે બરાબર પ્રયત્ન કરી આપ જરૂર અજમાવી જુવો, અને પછી તે સફળ ન થાય તો ઇચ્છામાં આવે તેટલાં ખાસડાં મારા માથામાં મારજો; કારણ કે તે પ્રમાણે થવુંજ જોઇએ, એવો મારો દઢ નિશ્ચય છે. તમારા દરેક વેપારના અગર બીજા હર કોઇ શુભ કામના પ્રસંગમાં આ જરૂર અજમાવો, અને પછી પરિણામનો અનુભવ કરો.

આત્મ સ્વરૂપમાં સ્થિર થવા માટે ટુંકામાં ટુંકો અને સહેલામાં સહેલો ઉપાય એજ છે, કે રોજ અર્ધા કલાકથી કલાક સુધી ૐ નો પ્રણવોચ્ચાર કરો, અને મનમાં તેનું ધ્યાન ધરો, કે હું આ ત્રણ શરીર અને પંચકોશથી તદ્દન નિરાળો છું, હું સત્-ચિત્ત-આનંદ રૂપ છું, મારામાં અનન્ત શકિત છે, ઇત્યાદી.

સ્વામીરામના ઉપદેશોમાંથી એવાં ઘણાં વાકયો તમને મળી આવશે, તેમાંથી થોડાં પસંદ કરી રાખો, અને વધારે ન બને તો ફકત અર્ધો કલાક મુખથી ॐ બોલ્યા કરો, અને તે વખતમાં મેં ઉપર જણાવ્યું તેમ મનમાં આત્મ-સ્વરૂપનું ચિન્ત્વન કરો. થોડા વખતમાં તમારામાં નવીન બળ અને તેજ આવશે. અને બન્ધુક! પછી ધીમે ધીમે તમારાં સર્વે કાર્યો સિદ્ધ થતાં જશે. પછી શ્રીકૃષ્ણ ભગવાનની અભય વાણીજ તમારી સર્વ ઈચ્છાઓ પૂર્ણ કરશે.

ॐ तत् सत्

દુનીયાની સર્વ પ્રકારની ઉન્નતિ અને વિજયની ચાવીજ આ છે. આના સિવાય ભલે દરેક મનુષ્ય ફાંફાં મારે, પણ તે ભાગ્યેજ ફાવવાનો, અને તે પણ મહા દુઃખ, ચિન્તા, કલેશ વગેરે ભોગવીનેજ. માટે બાપુ! બેઠા બેઠા આનંદમાં ગરકાવ રહીને સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરનારી આવી કુંચીનો કબજો શા માટે લેતા નથી? થોડોક પ્રયત્ન કરો, અને પછી ફળ ન માલમ પડે, તો પછી ભલે તેને ઉંડા દરીયામાં ફેંકી દેજો. ॐ तत्त्वमसि!

હું છું આપના આનંન્દનું સ્વરૂપ.

લક્ષ્મિપ્રસાદ.

વાડકેરનો બંગલો-ભમ્બુરડા.

પુનાસીટી-તા. ૨૫-૧૧-૧૮.

પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઇ !

હાલમાં સ્વામી વિવેકાનન્દની લાઈફ વાંચું છું. અહા ! શું દિવ્ય જીવન છે ! ભાઈ ! ઘણા લોકો કહે છે તેમ સ્વામીજી સાધારણ પુરુષ ન હોતા. અરે ! સ્વામી રામતિર્થથી તેઓ કોઇ પણ રીતે આત્મસાક્ષાત્કારમાં ઉતરતા ન હોતા. તેઓ સાક્ષાત શંકર (મહાદેવ) ના તેજના અંશ હતા. પણ સ્વામીશ્રી રામકૃષ્ણ પરમહંસની દૃઢ ઇચ્છાને લીધેજ આટલું તેઓ દેશ સેવા અને ઉપદેશનું કાર્ય કરી શકયા, નહિતો તેમનું શરીર તેમના આત્મતેજને લીધે કયારનુંએ છૂટી ગયું હોત. કોઈ વખત રૂબરૂમાં મળીશ, ત્યારે ત સંબંધી સર્વ બીના કહીશ.

ભાઇ ! તમે ઘણા વખતથી એજ ઇચ્છા કરો છો, કે આપણી વ્યાવહારિક સ્થિતિ આબાદ અને શાન્તમય થાય. તમે તે માટે બહુ ઝંખ્યા છો-તલસ્યા છો, અને તે પ્રાપ્ત કરવા માટે બહુ પીડાઓ છો. હવે કર્મના ગૂઢ નિયમ પ્રમાણે તો જે વસ્તુનું તમે આટલી તીવ્રતાથી ચિન્તવન કરો છો, તે તો કયારનીએ તમારી પાસે આવેલી છે. પરંતુ

ત્યારે તમને તે જણાતી કેમ નથી ? તેનું કારણ માત્ર એટલુંજ છે કે હજી તમે તેની ઇચ્છા કર્યા કરો છો. એજ વાસ્તવિક કારણ છે. જે ક્ષણે તમે ઇચ્છા કરતા અટકશો; તેજ ક્ષણે તમને તમારી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયેલી જણાશે. એક દૃષ્ટાન્તથી આ બાબત સારી રીતે સમજાશે.

એક ગાડીને એક બારણું છે. તે બારણામાં એક માણસ ઊભો છે. ત્યાંથી તે 'અહીં આવો અહીં આવો' એમ કહીને પોતાના મિત્રને બોલાવે છે. પરન્તુ તે માણસ બારણામાંથી ખસતો નથી. કહો હવે પેલો બિચારો મિત્ર ક્યાં થઇને અંદર જાય ? તેને તે જવા દેતો નથી. આવી રીતે તેનો મિત્ર તે ગાડીમાં જઇ શકતો નથી. ગાડી ત્યાંથી ચાલી જાય છે.

આવીજ રીતે તમને કોઇ પદાર્થ મેળવવાની તીવ્ર ઇચ્છા છે. તે વસ્તુ મેળવવા માટે તમે રાતદિવસ વલખાં મારો છો. ઇચ્છા કરીને તે ઇચ્છિત વસ્તુનું આહ્વાન કર્યા કરો છો. ઇચ્છિત વસ્તુ તમારી પાસે આવે છે, પરન્તુ તમે તમારી આતુરતામાં તે બારણા આગળથી ખસતા નથી, અને તે બારણા વચ્ચેજ ઊભા રહો છો. તેને અંદર આવવાનો માર્ગજ આપતા નથી. અને પછી દુઃખી થાઓ-છો, તેમજ વિપરિત ફળ ભોગવો છો. તમે પ્રથમ માગ માગજ કર્યા કરો છો, પણ તે વસ્તુ તમને પ્રાપ્ત થતી

નથી. ઇચ્છા કર્યા પછી–તે વસ્તુ પ્રાપ્ત કરવા અતિ તલસ્યા પછી તમારે તે બારણામાંથી ખસી જઈને તેને પ્રવેશવાનો માર્ગ આપવો જોઇએ. તે બારણામાંથી તમારે અંદર હઠી જવું જોઇએ. તોજ તે વસ્તુ અંદર આવી શકશે, અને તે વસ્તુરૂપી મિત્રને તમે તમારી પાસે બેઠેલો જોશો.

માટે હવે શું કરવું ? હવે તમે તમારી પહેલાંની જે ઇચ્છાઓ હતી, તેને તજી દો. હવે તે ઇચ્છાઓથી બેપરવા બની જાઓ. આપણી સ્થિતિ સારી રહે તો પણ વાહ વાહ ! અને બગડે તો પણ વાહ વાહ એ પ્રમાણે જ્યારે તમે મનમાં વિચાર કરશો, અને દૃઢ નિશ્ચય કરશો, તો તમે નક્કી માનજો, કે તમારી ઇચ્છા તમારી પાસે ફળ લઇને હાથ જોડી ખડી રહી છે. માટે હે ઇચ્છાઓ કાઢી નાંખો, અને બેપરવા બની, નિષ્કામ થઈ, તમે તમારાં અન્ય કર્મો કરો. અને મેં જેમ મારા પ્રથમના પત્રમાં જણાવ્યું છે તેમ, પ્રણવોચ્ચાર અને તેનું મનન દરરોજ અર્ધો અર્ધો કલાક જરૂર કરતા રહેશો. આજ વિજયની કુંચી છે. આ સિવાય બીજો કોઇ રસ્તોજ નથી. બાકી એકલી ઝંખનાથી કાંઈ પણ નહિ મળે એ નક્કી માનજો.

મને પણ તમારાથી બહુ મોટી ઇચ્છાઓ હતી, પરંતુ હવે કુદરતી રીતેજ તેનો ત્યાગ થઇ ગયો છે. હવેતો આત્મ પ્રકરણ ઊઘડયું છે, અને તેમાંજ મસ્ત રહુંછું.

પરમાત્મા જે કરે છે તે સારૂંજ કરે છે. બસ હવે તો આજ મનન કરો:—

" બઢ ગયે બાલ, તો ક્યા પરવાહ;
ઉતર ગઇ ખાલ, તો ક્યા પરવાહ;
મીલ ગયે માલ, તો ક્યા પરવાહ;
બન ગયે કંગાલ, તો ક્યા પરવાહ."

આ પ્રમાણે મનમાં મસ્ત ફકીરી હશે, તો લક્ષ્મિ-દેવી તમને શોધતી શોધતી આવશે, તે વખતે તમે તેની પરવા પણ નહિ કરો; અને જો તમે તેને માટે શોધતા જશો, તો તેની પાસે જવા માટેનાં દ્વાર તમારા માટે ભડો-ભડ બંધ થઇ જવાનાં.

**માટે બાદશાહ, બનીને જાઓ. ગરીબ ભિખારી થશો તો ધક્કો ખાશો. એજ—**

તમારો સ્નેહાંકિત

**લક્ષ્મિપ્રસાદ**

પત્ર બ્હેન......ને
જરૂર વંચાવશો

**વાડકેરનો બંગલો-ભમ્બુરડા.**
**પુનાસીટી**-તા. ૨૬-૧૧-૧૮

**પ્રીય ભાઈશ્રી રામરાય!**

તમો સ્વામી અભેદાનંદનું " How to be a yogi"

નામનું પુસ્તક વાંચી રહ્યા હો, તો મને મોકલાવી દેશો. હું ધારૂંછું કે હવે મારાં કોઇ પુસ્તક તમારી પાસે હશે નહિ, અને હોય, તો મને જણાવશો.

હાલમાં વેદાન્ત સંબંધી તમે કંઇ વાંચો છો, વિચારો છો, મનન કરોછો, કે શું કરોછો? તે જણાવશો. વારે વારે મારે તમને તે યાદ દેવડાવવું પડે છે, તેથી આ ખોટું તો લગાડતા નથી? તે સિવાય કયાંઇ શાન્તિ નથી. ભાઇ! આપણે સવારથી મોડી રાત સુધી બધી જાતનાં કામકાજ કરીએ છીએ, પણ તેથી આપણને શાન્તિ થતી હોય, એવું તમે અનુભવ્યું છે? જ્યારે ત્યારે મનમાં અશાન્તિ, કંટાળો, ચિન્તા, ઉદ્વેગ ઈત્યાદિ રહે છે, ત્યારે હવે આપણે કયાં સુધી આવી પીડા ભોગવ્યા કરીશું? આ સઘળાની રામબાણ દવાજ વેદાન્ત—આત્મસાક્ષાત્કાર છે. તે સિવાય અન્ય કોઈ માર્ગજ નથી.

ભાઇ! ઉપાધીઓ પણ જબરી વળગેલી છે. પણ તે કયાંથી આવી? એ ઉપાધીઓ આપણે પોતેજ આપણને વળગાડી છે. બીજું કોણ આપણને ઉપાધી નાંખવા આવે છે? ચારે ઉપાધીઓથી ડરવાનું નથી. ડરવાનું ફકત એટલુંજ છે કે આત્મભાન આપણે ભૂલી જઇએ છીએ. આત્મસાક્ષાત્કાર થયા પછી ગમે તેટલી ઉપાધી હોય, તોએ તે ભાર રૂપ થતી નથી. પણ પ્રથમ આત્મસાક્ષાત્કાર

કરવો એજ મુશ્કેલ છે. છતાં દૃઢ નિશ્ચય આગળ મુશ્કેલી ટકતી નથી.

તમને એમ લાગતું હોય, કે તમારા એકલાથી તમે આત્મસાક્ષાત્કાર કરી શકો એમ નથી, તો ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા તમને શરણ દેવા તૈયાર છે. તેમની અભયવાણી ગીતાજી દ્વારા સંભળાય છે કેઃ—

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

અર્થઃ—" સર્વ ધર્મોનો ત્યાગ કરીને મારે શરણે આવ. હું તારાં સર્વ પાપોનો નાશ કરી તને મોક્ષ આપીશ. તું શોક ન કર"

બાપુ! જ્યારે આપણે તે માર્ગમાં જવાને અશક્ત હોઇએ, ત્યારે ચાલો આપણે તે કૃપાળુ નું શરણ લઇએ. તેજ આપણને ખરો માર્ગ દેખાડી તે માર્ગે જવામાં આપણને સહાય પણ કરશે.

ભાઈ! તમારાથી બીજું કાંઇ ન થાય તો ગીતા રોજ અર્ધો કલાક વાંચો, અને 'સ્વામીરામના ઉપદેશો (ગુજરાતીમાં) તમે બન્ને રોજ રાત્રે કલાકેક વાંચો. આટલું વાંચશો, અને વિચારશો, તો મને ઘણો આનંદ થશે. મારા

આનંદ માટે પણ તમે આટલું નહિ કરો ? મારી શાન્તિ માટે પણ તમે જરૂર એટલું કરશોજ. હું અને તમે જુદા નથી. ૐ तत् सत् । અસ્તુ—

હવે તમે તે વાંચવાનું શરૂ કરો. અને મેં જણાવ્યાં તે પુસ્તકોમાં મુકિતનો જે કોઇ માર્ગ હોય, તે તરફ પ્રયાણ કરવા શરૂ કરો. હવે " કાલ, કાલ " કહી કયાં સુધી વખત ગાળશો ? યુવાવસ્થાનો ઉત્સાહ, બળ અને જુસ્સો છે, ત્યાં સુધીજ તમે કંઇ પણ કરવાને શકિતમાન થશો, પછી તમે જાણો કે વૃદ્ધાવસ્થામાં નિરંતર ભજન કરીશું, પણ તે વારે કાંઇ બનવાનું નથી. યુવાવસ્થામાં શરીરની તન્દુ-રસ્તી જેવી રહેશે, તેવી વૃદ્ધાવસ્થામાં નહિ રહે, માટે હવે સમય આવી પહોંચ્યો છે. ઉઠો, જાગૃત થાઓ, અને તમારા દિવ્ય તેજનો પ્રભાવ ઓળખો. તમે શહેનશાહોના શહેનશાહ છો, છતાં શા માટે એક ગરીબ કંગાળની માફક સવારથી સાંજ સુધી તમારી સ્થિતિ ભૂલીને ભીખ માગ્યા કરો છો ?

ૐ तत्वमसि ?

બ્હેન.......કેમ કાંઇ પત્ર લખતાં નથી ? શું તેમણે મૌન ધારણ કર્યું છે ? તેમની જીંદગી શું ગુલામની માફક બીજાઓની સેવા કરવા માટેજ છે ? શું તેમની જીંદગી

અજ્ઞાનના અંધકારમાં ફાંફાં મારવા માટે છે ? તે તો કદાચ અજ્ઞાનમાં રહેવાનું પસંદ કરે, પણ તમે રામરાય, તેમના જીવનના સાથી થઇને તમારી ફરજ તમે કેમ ભૂલી જાઓછો ?

લગ્ન જેવો પવિત્ર સંબંધ શું રાત્રિદિવસ એકઠાં મળી મજુરી કરીને પેટ ભરવા માટે, અને સંતતિ વધારવા માટેજ છે ? ભાઇ ! લગ્નનો હેતુ ફકત આત્મશાક્ષાત્કાર માટેજ છે. તમે બન્ને એક બીજાની મદદથી તમારા પોતાના સ્વરૂપમાં સ્થિત થાઓ. કેમ ભૂલી જાઓછો તમારા તેજસ્વી ઋષિમુનીઓનાં લગ્નને ? અહા ! યાજ્ઞવલ્કય અને મૈત્રેયી, વસિષ્ઠ અને અરૂન્ધતી, ઇત્યાદિ દિવ્ય યુગ્મો કેવું આદર્શ જીવન ગાળતાં હતાં ? અને કયાં હાલમાં તેમનાજ વંશજો ક્ષુદ્ર કીડાની માફક વાસનાઓ તૃપ્ત કરવામાં જીવનની ઇતિ કર્તવ્યતા સમજે છે ! કાંઇક ચેતો, બન્ધુ ! આટલા ઊંડા અખાડામાં પડયા પછી તો ચેતો ! તમારૂં જીવન દિવ્ય કરવાનું તમને શું ગમતું નથી ? તમે બન્ને લાયક છો, પરમાત્માએ તમને દરેક રીતે સુખ આપ્યું છે, શરીર નિરોગી છે, ભરણ પોષણનું સાધન પણ સારૂં છે, સંતતિ વગેરે પણ આપી છે, અને સંસારનું સાધારણ સુખ તમને છે, છતાં હવે તમે ઉન્નતિના માર્ગ તરફ નહિ વળો, તો કયારે વળશો ? આ સુવર્ણમય સમય છે. આ તક ગુમાવવામાં તમે મોટી ભૂલ કરોછો. બીજા કેટલાક લોકો તમારા કરતાં

ઘણી ખરાબ સ્થિતિમાં હોવા છતાં પણ ઉન્નતિના માર્ગમાં પ્રયાણ કરી રહ્યા છે, તો તમે આ ક્ષુદ્ર જંજાળમાં હજી શા માટે પડી રહ્યા છો ? ઉઠો, ઉઠો. ઘણાએ જન્મો તમે આવા ક્ષુદ્ર ભોગવિલાસો કરેલા છે, માટે ચેતો.

મેં મારા આગલા પત્રમાં જણાવ્યું તેમ ખરૂં સુખ તો તમારા પોતાના આત્માના ચિન્તવન, મનન, નિદિધ્યાસનમાં છે, તો શામાટે આડું અવળું જુઓ છો ? આપણા પોતાના બાપદાદાઓ, ઋષિમુનિઓ, મહાન પુરૂષો આપણને તેમનાં જ્વલંત જીવનો બતાવી રહ્યા છે. તેમના જેવાં ઉચ્ચ જીવન ગાળતાં આપણે શીખવાનું છે. અરે આર્ય ઋષિકુમારો ! આવું કીડા જેવું શુદ્ર જીવન તમે કયાં સુધી ગાળશો ?

બાપુ ! વિશેષ શું લખું ? લાગણી પુષ્કળ ઉભરાય છે, પણ એક પત્રમાં શું લખું ? તમે સુજ્ઞ છો, વેદાન્તના સંસ્કારવાળાં છો, છતાં તમારી હાલની સ્થિતિ જોઈ મને બહુ લાગી આવે છે. પરમાત્મા તમારૂં કલ્યાણ કરો, તમને સદ્દબુદ્ધિ આપો, બળ, જ્ઞાન, તેજ, વીર્ય ઈત્યાદિ આપો, અને તમે તમારા કેન્દ્રમાં સ્થિર થાઓ, એવી મારી તીવ્ર અભિલાષા, અને પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

બ્હેન........ને તમે આવા ઉન્નતિના માર્ગમાં સાથે લો. તમે તેમની જીવન મુસાફરીના ભોમીઆ થઈ, તમે

પોતેજ જ્યારે આમ આડા અવળા રસળશો, તો પછી તેઓને તમે શીરીતે દિવ્ય ધામમાં પહોંચાડશો. તેમનામાં આ વિષયમાં રસ લેવાની શકિત નહોય, તો તે ઉત્પન્ન કરો. રાત્રિ દિવસ તે વિષય ( વેદાન્ત ) નીજ ચર્ચા કરો. ક્ષુદ્ર સાંસારિક વાતોમાં શું તત્ત્વ બળ્યું છે ? તેઓ વેદાન્તના વિષયમાં શંકાઓ, અડચણો વગેરે મને પત્રમાં લખી જણાવશે, તો હું ઘણો આનંદિત થઈશ. પરમાત્માએ મનુષ્યાવતાર આપ્યા છતાં, તેમને ઢોરની માફક મુંગા રહેવાનું કેમ ગમે છે ? તે મને સમજાતું નથી. હું તેમનું મુંગાપણું દૂર કરવા ઇચ્છું છું, મથું છું, પણ તે કેમે કર્યું જતું નથી. જેવી પરમાત્માની ઇચ્છા.

હર ! હર ! ॐ तत्सत् !

વિશેષ શું લખું ? તમે બન્ને સુજ્ઞ છો, માટે થોડું લખ્યું ઘણું કરી માનશો.

હું લખું તો નહિ, પણ અંતરમાં સ્નેહની લાગણી આ પ્રમાણે કરાવે છે. તમને ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરશો, અને મને જણાવશો. એજ.

આપનો,

**લક્ષ્મીપ્રસાદ.**

## વાડકેરનો બંગલો-ભમ્બુરડા.

પુનાસીટી-તા. ૭-૧૨-૧૮.

પ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઇ!

ગુલામઅલ્લીની બાબતમાં મારે તમને જણાવવાનું કે તે તમે પરમાત્માના હાથ પર છોડો. હૃદયથી એમજ માનો અને પ્રાર્થના કરો કે "હે પ્રભુ! આ તારૂંજ કામ છે, એમ જાણીનેજ હું મારૂં સમજું છું. તારી મરજી હોય તેમ થાઓ. કામ સુધારે તોયે વાહવાહ, અને બગાડે તોપણ વાહવાહ!

આવી રીતે તેનું કામ સમજીનેજ કરો. આમ પણ પૈસા તો ગયેલા જેવાજ છે. હવે પરમાત્માને સોંપી તમે ચિંતામાંથી મુકત થાઓ. તેની મરજી હશે તેમ થશે. તેનુંજ (પરમાત્માનુંજ) કામ છે. સુધારવાની કે બગાડવાની ચિંતા તેને માથેજ મુકી દો. તેની ઇચ્છા હશે તો સુધારશે, નહિ તો બગાડશે. આપણે તો તેના એજન્ટ તરીકેજ છીએ. અને તેજ પ્રમાણે આપણે વર્તવાનું છે. શેઠના (પરમાત્માના) પૈસા માટે આપણે ચિન્તા અને ઉદ્વેગ કરીને મરી જઇએ! નફો-નુકશાન તેનુંજ છે, તો આપણે ચિંતા કરવાની શી જરૂર?

તમો હાલમાં કોઇ સ્વામી મહાત્માઓના ઉપદેશો વાંચો છો કે નહિ? તમે તેજ વાંચો. તેમાંથી તમને જોઇશે તે મળી રહેશે. પરમાત્માની મરજી એમજ હોય કે પૈસા ભલે ગુલામઅલ્લી પાસે રહે. તો તેની મરજી. આપણે પ્રયત્ન કરવો. ફળની ઇચ્છા શામાટે રાખવી? મારૂં કહેવું તમને એટલુંજ છે કે તેને માટે ભારે ધમાલ કરવાની જરૂર નથી. જ્યાંસુધી સમજાવટથી કામ થતું હોય તે ઘણી ખુશીથી કરવું. બાકી ધમકી–દમ વગેરે બધું નકામું છે. માટે હાલમાં ચાલતા ધંધા તરફ બરાબર ધ્યાન આપશો, અને તે બાજુ પણ પ્રયત્ન કરતા રહેશો. ફળની ઈચ્છા રાખશો મા.

હાલમાં તત્વજ્ઞાન તરફજ મારૂં વિશેષ વાચન છે. બહુ આનંદમાં આખો દિવસ જાય છે. પરમાત્માની આ શરીર ઉપર બહુજ કૃપા છે. જય સચ્ચિદાનંદ.

ગુરૂદેવનું શિરોનામું મને ખબર નથી. તમને ખબર હોય, તો મને જરૂર લખશો.

પરમાત્માને આપવું હશે, તો હજાર રસ્તેથી આપશે. આપણે શા માટે ચિંતા કરવી જોઈએ. માટે બધા નકામા વિચાર બાજુ પર મૂકી તમારા પોતાના સ્વરૂપનું મનન–ચિન્તવન કરો.

તમો સત્‌-ચિત્‌-આનંદ સ્વરૂપ છો. તમારામાં દુઃખ જડતા આદિ છેજ નહિ. શા માટે તે વસ્તુ તમે છો એમ માનો છો ? તમારા પોતાનામાં ગુલ્તાન-મસ્ત બનો. સમસ્ત દુનીયા તમારે પગે પડશે.

પત્ર લાંબો છે માટે નિરાંતે વાંચશો. અને જવાબ જરૂર જલ્દી લખશો.

લી. સ્નેહાંકિત

**લક્ષ્મીપ્રસાદ.**

ના પ્રણામ.

**વાડકેરનો બંગલો-ભમ્બૂરડા.**

**પુનાસીટી**-તા. ૯-૧૨-૧૮

સોમવાર.

પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઇ !

વડીલ પિતાશ્રી ડીસા ગયા, તે જાણ્યું. તેમના અંતઃ-કરણની શુદ્ધતા માટે લખ્યું તે જાણ્યું. તે વિષે તો મને પહેલેથીજ ખાત્રી છે, પણ તેમનામાં જ્ઞાનના સંસ્કાર (બીજ)

હજી કોઈએ નાંખ્યા નથી. બાકી જમીન જેમ ખેડાઈને તૈયાર થઈ હોય, તેમ તેમનું હૃદય શુદ્ધ થયું છે, તે ઘણું આનંદજનક છે. પરમાત્માની પ્રેરણા હશે, તો ગમે ત્યાંથી કોઈ જ્ઞાની આવીને તેમના હૃદયમાં જ્ઞાનના સંસ્કાર લગાવી દેશે. પરમાત્મા તે અવસર જલ્દી લાવે, એવી મારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે, અને તેમ બનશે એમ હું આશા રાખું છું-અસ્તુ.

આપણા પુજ્ય પ્રીય પિતાશ્રીના અંતઃકરણ વિષે તમોએ જે લખ્યું તે જાણ્યું. તેમનું અંતઃકરણ મારા જાણવા પ્રમાણે એકંદરે શુદ્ધ અને ભોળું છે. ધંધા રોજ-ગારમાં કદાચ છળકપટ રમતા હશે, પણ હૃદય લગભગ શુદ્ધ જેવુંજ છે. કદાચ અશુદ્ધતાનો અંશ હશે પણ ખરો; કારણ કે હંમેશાં રાત્રિદિવસ જે વિચારો આવતા હોય, તેની કંઇ પણ છાપ મન-હૃદય ઉપર પડેજ. તો તેથી તેમના અંતઃકરણમાં અશુદ્ધિ હોય એ બનવા જોગ છે, પણ પરમાત્માની કૃપાથી મને તેમાં જ્ઞાનનાં બીજ વાવવાની બહુજ અભિલાષા છે. હું હૃદયમાં પણ એવીજ પ્રાર્થના કરૂંછું કે માતુશ્રી તથા પિતાશ્રીના હૃદયમાં અદ્વૈત જ્ઞાનની સજ્જડ છાપ વાગે. આટલું થાય, તો મારા માથા ઉપરથી તેમનું ઋણ (દેવું) ઉતરી જાય. આ અભિલાષા મારા મનમાં ઘણા લાંબા વખતથી છે. તેમાં માતુશ્રીમાં તો મારા

મન ગમતો અનુકુળ ફેરફાર બહુ ઝડપથી થતો જાય છે. એટલે તેઓ આ દેહથીજ (આ અવતારમાંજ) જ્ઞાન સૂર્યમાં ભળી જશે, એવી મારી દૃઢ માન્યતા છે. પિતાશ્રીના સંબંધમાં હજી તેવી (જ્ઞાનની) કોઇ શરૂઆત થએલી જોવામાં આવતી નથી, પણ સર્વનો અન્તર્યામી એક ચૈતન્યદેવ બ્રહ્મ છે. તો તેની પ્રેરણાથી કોઇક દિવસ પણ જરૂર તેમના (પિતાશ્રીના) હૃદયમાં દિવ્ય અજવાળું પડશે, એમ મારા મનોદેવતા કહે છે.

મને મારે પોતાને માટે આત્મજ્ઞાનની ઇચ્છા કરતાં હાલમાં માતુશ્રી, પિતાશ્રી, વડીલ પિતાશ્રી, સર્વ ભાઇઓ, સર્વ બ્હેનો અને અન્ય સ્નેહીજનોને વેદાન્તના અદ્વૈત જ્ઞાનના સંસ્કાર નાંખવા બહુજ અભિલાષા છે. મારી (આ-શરીરની-લક્ષ્મીપ્રસાદના નામની) ભલે દુર્ગતિ થાય, પણ મેં ઉપર જણાવ્યાં તેમની સદ્‌ગતિ થાય, એટલે મારા ઉપરનું ઋણ ઉતરી જાય.

હું પૈસા ખૂબ કમાઉં, અને બધાંને તે (પૈસા) આપું, તેના કરતાં અદ્વૈત જ્ઞાન આપવાનું મને બહુ ગમે છે. પરમાત્માની પ્રેરણાથી જ્ઞાનપ્રાપ્તિની શરૂઆત મારામાં થઈ ચૂકી છે. અને ગ્રેજ્યુએટ થઇશ, ત્યાં સુધીમાં તેમાં સારો વધારો થશે, એમ મને લાગે છે. પછી તમે બધા અનુકુળ હશો, તો આપણા ગુરૂદેવ પાસે હિમાલયમાં અમુક

કાળ મારે જવું છે; કારણકે ગુરૂદેવે મને આજ્ઞા કરેલી છે, કે તારો અભ્યાસ પૂરો થાય, કે તરત તું મારી પાસે આવજે. ત્યાં જઈને મારે જ્ઞાન પ્રાપ્તિ માટે ભગીરથ પ્રયત્ન આદરવાનો છે, અને તેમની પાસે રહીને, તેમની કૃપાથી–મદદથી હું જ્ઞાનમાર્ગમાં બહુ આગળ વધીશ, એમ મને લાગે છે. ભાઈ ! મનુષ્ય જ્ઞાનની અમુક ભૂમિકામાં પહોંચી જાય છે, તો પછી તેનામાં એક એવા પ્રકારની શકિત આવી જાય છે, કે તેની ઈચ્છા પ્રમાણેજ સઘળું બનતું જાય છે. તે ભૂમિકા પાંચમી, છઠ્ઠી અને સાતમી છે. મારા પ્રીય માસ્તર સાહેબ છોટુભાઇનો સુરતથી ઘણા વખત ઉપર મારા પર એક પત્ર આવ્યો હતો, તે હું તમને વાંચવા માટે આ કાગળમાં બીડું છું. તેઓ ઇચ્છે છે, કે હું પાંચમી ભૂમીકાનો એવો જ્ઞાની બની જાઉં કે જેના ઉપર મારો કૃપા કટાક્ષ પડે, તે પણ જ્ઞાની બની જાય. ભાઈ ! શાસ્ત્રોમાં આ જ્ઞાનની શક્તિ વિશે ઘણા દાખલા છે. તે વિષે મને કાંઇ સંદેહ નથી. ગુરૂદેવની કૃપા હશે તો હું તે શક્તિનો આ શરીરમાં પ્રાદુર્ભાવ કરીશ. अस्तु-

છોટુભાઈ સાહેબને મેં એક પત્ર અહીંથી લખ્યો હતો. તેમાં મેં, તેમના શબ્દોથી મને કેવી અસર થઇ, ગીતા વાંચી તેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા થઇ, મહાત્માના સમાગમથી જ્ઞાનમાર્ગમાં પ્રવેશ થયો, તથા હાલની મનની

આનંદ-સંતોષની સ્થિતિ, વગેરે વિસ્તારથી તેમને લખી જણાવ્યું હતું. તે ઉપરાંત હાલની મારા મનની સ્થિતિ, તેમાં આવતાં વિઘ્નો, વગેરે લખી જણાવ્યાં હતાં, અને તેમનો ઘણો ઉપકાર માન્યો હતો. તે પત્રનો જવાબ તરતજ ત્રીજે દિવસે આવ્યો હતો, તે મેં તમને વાંચવા બીડયો છે. લાહેર અને આલમમીયાં મારાથી આગળ વધી ગયા છે, એવું મેં તે પત્રમાં લખ્યું હતું, મેં તેમાં લખ્યું હતું કે લાહેર દેશ સેવામાં, અને આલમમીયાં અભ્યાસમાં ખૂબ આગળ વધી ગયા છે, જ્યારે મારાથી હજીસુધી નથી એવી સારી દેશસેવા થઇ, કે નથી સારો અભ્યાસ થયો. જે છે તે આટલું કંઈક આત્મદેવની સાથે સહજ ઓળખાણ થયું છે. એવા ભાવાર્થનો પત્ર મેં તેમને લખ્યો હતો. તેના જવાબમાં તેઓ લખે છે, કે હું બન્નેના કરતાં આગળ વધી ગયોછું. તમે પત્રમાં જોશો, તેમ તેઓ લખે છે કે તેઓ આજ કાલ (૨૩) ત્રેવીસ વર્ષ થયાં માસ્તર છે, પણ તેમના હાથ નીચેના આટલા બધા વિદ્યાર્થીઓમાંથી હું એકલોજ જ્ઞાન માર્ગનો અધિકારી તેમની નજરે આવું છું, ઈત્યાદિ.

તેમના (છોટુભાઈ સાહેબના) પત્ર ઉપરથી જણાય છે કે તેમની વૃત્તિ સાંસારિક સંબંધથી વિરક્ત થયેલી છે. અને જ્ઞાનમાર્ગમાં તેઓ ઘણા આગળ વધ્યા હોય એમ

જણાય છે. મને મળવા માટે તેઓ તીવ્ર અભિલાષાવાળા છે. પરમાત્માની ઇચ્છા થશે ત્યારે મળાશે. મને તેમના ઉપર બહુ પ્રેમ છે. અત્યાર સુધીમાં સેંકડો માસ્તરો મને મળ્યા, તેમના જેવા હજીસુધી એક પણ મળ્યા નથી. તેથી તેમના. ઉપર સ્વાભાવિકજ પ્રેમ આવે છે—અસ્તુ-

ભાઈ ! મારામનમાં પણ જ્ઞાનપ્રાપ્તિને માટે દિવસે દિવસે પ્રબળ ઇચ્છા થતી જાયછે. પહેલાં મને મુખ્ય બે ઇચ્છાઓ હતી. એક જ્ઞાન પ્રાપ્ત કરી બીજાને આપવું, અને બીજું દેશ સેવા કરવા માટે ધન, વિદ્યા, બળ ઇત્યાદી ભેગું કરવું, અને તે રીતે બધાંને સુખી બનાવવા, પણ હવે તો હૃદયમાં એકજ ગર્જનાનું ગુંજન થયાં કરે છે. તારો આત્માજ સર્વ સુખ, આનંદ, જ્ઞાન, વિદ્યા, બળ, પ્રેમ શાન્તિ ઇત્યાદિનું કેંદ્રસ્થાન છે. તેમાં સ્થિર થા એટલે આપોઆપ સઘળી વસ્તુઓ તારા પગ આગળ આવી પડશે. બસ બ્રહ્મ, બ્રહ્મ, બ્રહ્મ, તે સિવાય બીજું કંઇજ ન જોઇએ, અને તેથી હવે જેવો કૉલેજમાંથી છુટું કે તરતજ મારૂં તે અમૂલ્ય રત્ન પ્રાપ્ત કરી લઉં. બસ એકજ ઇચ્છા એકજ અભિલાષા- તે પાર પડશેજ. અરે ! કોનામાં સત્તા છે, કે મને મારા આત્મકેન્દ્રમાંથી હઠાવી શકે ? ૐ तत् सत्

બન્ધુ ! નિરાશ થવાનું કાંઇ કારણ નથી. તમે સિંહ

છો. તમે ભૂલથી ભલે એમ માનો કે હું ઘેટું છું, તમે ભલે કરોડો વર્ષથી તેવી રીતે માનતા હો કે હું ઘેટું છું, અને ભલે તમારી ગમે તેવી દૃઢ માન્યતા હો કે હું ઘેટુંજ છું, પણ ભાઈ! સમસ્ત બ્રહ્માંડમાં મને એક તો એવી શકિત બતાવો, કે સત્યનો જે તિરસ્કાર કરી શકે? તમે સિંહ છો, એ સત્યનો કોણ અનાદર કરી શકે એમ છે? તમે મહા સમૃદ્ધ આત્મદેવ છો, તે કોણ ના કહી શકે એમ છે? ભલે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આવે, તોપણ તમે મહાન દિવ્ય આત્મા છો, એમ કોણ તમને ના કહેનાર છે? ત્યારે બન્ધુ! એક નપુંસક સરખું અજ્ઞાન ભ્રમ તે શું તમને અથડાવશે? તેનામાં એવી શી સત્તા છે, કે તમને તમારા કેન્દ્રસ્થાન-માંથી ભૂલાવે? લાવો, લાવો તે અજ્ઞાનને બાળીને ભસ્મ કરી દઉં. એતો જ્યાંસુધી અંદરનો સિંહ શાન્ત છે, ત્યાં સુધીજ; નહિ તો તેની ગર્જના સાંભળીને કોની હિંમત છે કે સામો ઉભો રહે? મોત તો બિચારૂં તેના ભયથી થરથર ધ્રૂજતું દૂર નાસે છે, સૂર્ય, ચન્દ્ર, બ્રહ્મા, વિષ્ણુ ઇત્યાદિ તેને પ્રસન્ન રાખવા માટે હજારો પ્રયત્ન કરે છે, તેના આનંદને માટે માયા પોતાના આવરણનો પડદો નાખી ઘણા પ્રકારની લીલા કરે છે, નદીઓ ખળખળ વહીને સુન્દર ગાન ગાઇ તેને ખુશ કરવા પ્રયત્ન કરે છે, ટુંકામાં સમસ્ત બ્રહ્માંડ તેની પ્રસન્નતા માટે ખડે પગે રાત્રિ દિવસ સેવા કરે છે. તો જ્યારે તે આત્મ સિંહનો કોપ થાય, તો કોઇપણ સામો

આવીને ઊભો રહેનાર મને બતાવો. તમે પિતાશ્રીને સુધારવાની જ્ઞાન આપવાની વાત કરો છો. તેમાં શું મોટી ચીજ છે ? અરે તે તો ફકત એક સંકલ્પનીજ વાર છે. ભાઇ ! હજી તમે તમારી શકિતઓ પિછાની નથી. મને તેનો કિંચિત્ ભાસ થયો છે, અને મેં તમને ઉપર જણાવ્યું તે કરવાની શકિત છે, પણ અવસર સિવાય કાંઈ બનતું નથી. મને કોઇની પરવા નથી. સર્વ હું છું. મારી શકિતઓ અગાધ છે. તેમાં સંપૂર્ણ દ્દઢ આત્મનિશ્ચય છે, તેથીજ હું બધું કરવાની હિંમત ધરાવું છું.

બાપુ ! આવી આત્મશકિતનો પ્રકાશ આ મન (લક્ષ્મીપ્રસાદના મન) ઉપર લાંબા કાળથી પડેલો છે. અવસર આવે છે, ત્યારે અંદરનો સિંહ જાગૃત થાય છે, ત્યાર પહેલાં આ બહારની લીલા જુએ છે, અને મોજ કરે છે. તે બહારથી હમેશાં શાન્ત દેખાય છે, પણ જ્યારે તેનો કોપ થાય, ત્યારે સમસ્ત બ્રહ્માંડ કંપવા માંડે. તેજ વિશ્વામિત્ર, કે જેના કોપથી ત્રણે લોક થરથર ધ્રૂજતા હતા. તે બળ અરે ! તે અગાધ બળ છે. માટે તમારે કોઈ પણ બાબતની ચિન્તા કરવી નહિ. જે થાય છે તે સારૂંજ થાય છે. મારૂં તમને ફકત એટલુંજ કહેવું છે કે તમારૂં સ્વરૂપ ઓળખો, તમારા આત્મદેવની સાથે ઓળખાણ કરો, અને પછી જો તમારી કોઇપણ ઈચ્છા કદાચ અપૂર્ણ રહી જાય, તો ફાવે

તો મારાં નાક, કાન કાપી લેજો, ચામડી ઉતરાવી લેજો, સમુદ્રમાં ફેંકી દેજો, અગર તમારાથી થાય તે કરજો. તમને વિશ્વાસ છે ? કયાં વિશ્વાસ છે ? વિશ્વાસ હોય, તો ઓળખાણ કરો, અને પછી જુઓ ! આખી સૃષ્ટિ તમારે પગે પડે છે કે નહિ ?

જુઓ, જુઓ, એક વખત તો જુઓ ! ઓ મારા પ્રીય ભાઇ ! મારા ઉપરના પ્રેમ ખાતર એક વખત તો તમે તમારૂં પોતાનું સ્વરૂપ જુઓ. તમે આવી દુઃખી–ભિક્ષુક અવસ્થામાં દીન થઈને રહો છો, તે મારાથી ખમાતું નથી. શા માટે પોતાને ઘેટું માનીને તમે બીજાની સાથે બેં બેં કરો છો ? ગર્જના–સિંહ ગર્જના કરો. સમસ્ત બ્રહ્માંડમાં ખળભળાટ થઇ રહેશે.

ॐ तत् सत्

શું કરૂં ? અત્યારે તમારી સમક્ષ હોત, તો ઘણું કહી જણાવત. પણ પત્રમાં કેટલું લખવું ? તમે જુઓ છો કે પત્ર ઘણો લાંબો થયો છે.

આ સાથે મેં પહેલાંનો એક પત્ર તમને લખવા માંડેલો, પણ તે અધુરો રહેલો, તે પણ વાંચવા બીડું છું. મેં તમને પહેલાં તે વિષે જણાવ્યું હતું. આજથી એક વર્ષ પહેલાં

તે પત્રમાં પણ જે શકિત ગર્જના કરતી હતી, તેજ આજે ગર્જના કરે છે. તે પત્ર ઉપરથી જણાશે.

બીજું કાંઇ નથી ઇચ્છતો, ફકત તમે તે મહાશકિત સાથે જરૂર ઓળખાણ કરો.

સ્વામીરામ આટલો પોકાર કરીને કહે છે, કે આત્માની સાથે ઓળખાણ કરો, તેની હવે મને બધી સમજણ પડી છે. હવે તો તેમની સાથે હું પણ પોકારૂ છુ, કે આત્માની સાથે ઓળખાણ કરો. ૐ જય સચ્ચિદાનંદ–તમેજ પરમાત્મા છો, તમેજ મહાદેવ, બ્રહ્મા, વિષ્ણુ છો. તમે ફકત પોતાનેજ ઓળખો, એટલે સર્વ દેવતા તમારી ઓળખાણ કરવા માટે પડાપડી કરશે.

ॐ तत्त्व मसि। તે તમેજ છો.

પુજય પિતાશ્રીને પ્રેમ પૂર્વક પ્રણામ. જયસચ્ચિદાનંદ પત્ર જુસ્સામાં લખાયો છે, તેથી ભૂલચુક માફ કરશો.

ૐ આપનું

પોતાનુંજ સ્વરૂપ.

## વાડકેરનો બંગલો-ભમ્બુરડા.

પુનાસીટી-તા. ૭-૧-૧૯

પરમપ્રીય, આત્મસ્વરૂપ, શ્રીમંત, શાન્તિનિકેતન, ગુરૂદેવ, પરમાત્મા.

જત આપના બન્ને પત્રો પહોંચ્યા છે. બી. આપ હૃશીકેશ જવા ધારો છો તે જાણ્યું. આપની કૃપા અમારા ઉપર ઘણી છે. ભાઇ દામોદર આપને હરદ્વારમાં મળ્યા તે જાણ્યું. ભાઇ માણેકલાલેજ દામોદરને આપને મળવા માટે કહેલું, અને સેવામાં કાંઇ આપવા માટે જણાવેલું, તે પ્રમાણે આપની યત્કિંચિત્ સેવા થઇ, તેથી અમને કંઇક સંતોષ થયો છે. આપને જ્યારે જરૂર પડે ત્યારે અમને ફરમાવશો. આપની સેવામાં અમે તૈયાર બેઠા છીએ.

બી. પૂર્ણાનંદજીને પણ ધ્રાંગધ્રે રૂા. ૭૫) પોણોસો મનીઓર્ડરથી મોકલ્યા છે. આજથી દસ-બાર દિવસ પહેલાં અમદાવાદથી મોકલાવેલા છે.

હાલમાં બધાંની તબીયત સારી છે. સ્નેહીજનોમાં અમારા એક વૃદ્ધ કાકા ઇશ્વરલાલ, કે જેઓ લકવાથી પીડાતા હતા, તેઓએ દેહ ત્યાગ કરેલો છે. જેવી પ્રભુની મરજી.

આપની કૃપાથી મારા હૃદયમાં આનંદ, સંતોષ અને શાન્તિ રહે છે. જ્ઞાન તરફ અભિરૂચી સારી રીતે રહે છે, અને તેથી આનંદની લહેરો ઊડે છે. ઘણી વખત મનમાં તીવ્ર ઇચ્છાઓ થાય છે, કે કયારે ગુરૂદેવના ચરણ સમીપમાં હિમાલયની રમ્યભૂમિમાં જઇ આત્મસ્વરૂપના શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં મન ડુબી જશે? અને સવિકલ્પ તથા નિર્વિકલ્પ સમાધીઓ કયારે લાગશે? અહા! તે સમયની બહુ આતુરતાથી રાહ જોઇ રહ્યો છું. પ્રભુ! આપ આપના મનમાં પ્રબળ આન્દોલનો મારા મન તરફ મોકલશો, અને મને તમારી તરફ આકર્ષી લેશો.

પરમાત્મ દેવ! આપનું યથાર્થ સ્વરૂપ મારા સમજવામાં યત્કિંચિત્ આવ્યું છે, તે વર્ણવી શકાતું નથી. તેમ તે સ્વરૂપની સાથે વાતચીત અથવા પત્ર કાંઇપણ લખી શકાતો નથી, પણ જ્યાંસુધી મન તે મન છે, અને અજ્ઞાનનો સહેજ આભાસ માત્ર પણ હોય છે, ત્યાંસુધી તે સ્વરૂપમાં સ્થિત થવાતું નથી. વૃત્તિ ત્યાં થોડો વખત થોભીને તરત બહિર્મુખ થઇ જાય છે. વળી પાછી ફરીને અંતર્મુખ કરીએ છીએ, પણ ત્યાં પણ ત્રિપુટી તો હાજરજ રહે છે. તેમ છતાંએ આનંદ તો ઘણોજ રહે છે. તેથીજ એવી ઇચ્છા મનમાં રહ્યા કરે છે, કે કયારે મનમાં ચોવીસે કલાક સ્વ-સ્વરૂપના ચિન્તવનની ધારા સતત વહ્યાં કરશે? અહા! તે કલ્યાણકારી સમય આપ જ્ઞાનમૂર્તિની કૃપાથી જલ્દી આવો,

એવું આપની પાસે માગું છું. આપ આપના ધ્યાન સંબંધી, અગર ત્યાં આપના જ્ઞાનમાર્ગના અનુભવ સંબંધી હું જાણુવાને અધિકારી હોઉં એવું કંઇક જરૂર લખી જણાવતા રહેશો. હવે તો મનમાં એમજ થાય છે, કે કયારે કૉલેજમાંથી છુટીને હિમાલયમાં આવું ? આપની સમક્ષ મારે આઠ–બાર મહિના રહેવું છે, અને ખૂબ ધ્યાન, ધારણા, તપ વગેરે કરવું છે. ત્યાંના આપના મહાન સત્સંગથી મને અગણિત લાભો થશે, એવી મને ખાત્રી છે.

બી. શું લખું ? આપની કૃપાથી આનંદમાં છું. હવે તો શરીરાધ્યાસ કે જે જ્ઞાનથી નિવૃત્ત થયેલો છે, છતાં મનમાંથી ખસતો નથી, તેને કાઢવા માટે આત્મચિન્ત્વન પુષ્કળ વધારવું છે. તે માટે આપના ચરણ પાસે હિમાલ-યમાં તપોવનમાં અગર તેવીજ કોઈ પ્રભાવશાળી ભૂમિકામાં આવવું છે. એટલું કર્યા પછી બીજું જે કાંઈ કરવાનું હશે તે કરીશું. એક વખત મનમાં ભગવો રંગ બરાબર લગાડવો છે. મનમાં ત્યાગ અને ફકીરી તથા જ્ઞાનનો મહાસાગર ઉદ્દીપ્ત કરવો છે. પછી ભલેને ગમે તેવા સાંસારિક વિચારોના તરંગો તે મહાસાગરમાં ઉછળ્યા કરે ! પછીતો ઉલટા તે તરંગો જોઈને આનંદ થવાનો કે અહા ! શું મારી લીલા છે ? બસ ! મને ખુશ કરવા માટેજ આ જગતના દૃશ્ય પદાર્થો પ્રયત્ન કરી રહ્યા છે ! ધન્ય ! ધન્ય ! તે ઘડી !

ઓ પ્રભુ ! મારૂં સ્વરૂપનું ચિન્ત્વન ક્યારે હરદમ રહેશે ?

ૐ ! ૐ !! ૐ !!!

ॐ अहं ब्रह्मास्मि !

આપનો નમ્ર પ્રેમાંકિત સેવક

લક્ષ્મીપ્રસાદ.

તા. ૧૮-૧-૧૯.

પરમપ્રીય વડીલ બન્ધુશ્રી માણેકલાલભાઇ !

આપનું તા. ૧૭ મીનું કાર્ડ આજરોજ મળ્યું વાંચી આનંદ થયો. ગઇ કાલે આપનો પત્ર મળ્યો હતો, ત્યારેજ એક બાબત મારા મનમાં એવો વિચાર આવ્યો હતો કે, પરમાત્માની ઇચ્છાથી જે કામ માટે હું જાઉં છુ, તે તો ક્યારનુંયે થઇ પડેલું હશે. તમારી ચિન્તા અને નાણાં ભીડના ઉદ્વેગ માટે મેં જે આપને ગઇ કાલે લખ્યું હતું, તે પણ તેવા પરમાત્મા ઉપરના વિશ્વાસથીજ.

આપ કોઇપણ જાતની ચિન્ત કરશો નહિ. આનંદમાં મસ્ત રહો. તમો દુઃખ અગર ભીડની કલ્પના કરી ચિંતા

કરશો, તો જરૂર તમને દુઃખ અને ભીડ પ્રાપ્ત થશે, એમ નક્કી માનજો.

બાપુ ! બધું તમારાજ હાથમાં છે. ક્ષુદ્ર ગુલામોની માફક દુઃખી થવું હોય, તો તેમ થાઓ, અગર શહેનશાહોના શહેનશાહ થઈને તમારા દિવ્ય આનંદમાં મસ્ત રહી દરેક હ્રદય ઉપર, અરે ! દરેક દેખાતી વસ્તુ ઉપર હકુમત ચલાવવી હોય, તો તેમ કરો. આપની ઇચ્છાની અને પસંદગીની વાત છે. આતો તમે ફક્ત નાના પ્રકારના ખેલો, વેષ ધારણ કરીને દીલપસંદ કરવાનું કરો છો, તો પછી શા માટે તેથી દિલગીર થવું ? આ ઉપરથી મને નીચેની કડી યાદ આવે છે કેઃ—

" પૂરા હય વહી મર્દ, જો હર હાલ મેં ખુશ હય,

જો ફકર મેં પૂરે હૈ, વહ હર હાલ મેં ખુશ હય. "

અહીં ફકરવાનો અર્થ ત્યાગ થાય છે. ત્યાગ એટલે માનસિક ત્યાગ. અહંકાર, દેહાભિમાનનો ત્યાગજ અહીં સૂચવવામાં આવ્યો છે.

ઓ પરમાનંદના ચિદ્ઘન દેવ ! મસ્ત રહોજી મસ્ત ! તુમ કયું ફીકર ચિન્તા કરતેહો ! આ તમારૂંજ સામ્રાજ્ય, તમારી રમવાની વસ્તુજ છે. તમે જ્યારે તેનાથી કંટાળો એટલે તમારા પોતાના મહાલયમાં, સ્થિત ધારવો. ત્યાં

હરેક પ્રકારની મોજ આપ શહેનશાહ માટે તૈયાર છે. ત્યાંથી વળી કંટાળો ત્યારે પાછા આ રમવાની વસ્તુઓ (દુનીયા) તરફ આવો, અને ખેલો–કુદો. દુઃખ ! દુઃખ !! તમારે દુઃખ હોઇ શકે ? ઓ પ્રીયતમ ! હવેથી આવા ખોટા વેષમાં ખોટી કલ્પનાઓ ઊભી કરી દુઃખી થશો ના.

પરમપ્રિય ગુરૂદેવનો એક સુન્દર પત્ર મારા ઉપર આવ્યો હતો. મેં તેનો જવાબ વિચાર કરીને લખ્યો છે. તેમને મારા પત્રથી આનંદ થતો હોય એમ જણાય છે. આપ જરૂર તેમને પત્ર લખશો. અને આપની શંકાઓ વગેરેનું નિવારણ તેમની પાસે કરાવજો. શંકાઓ ન હોય તો વેદાન્તનું કાંઇ વિવેચન પણ કરાવશો. બી. પૂર્ણાનંદજી ઉપર પણ પત્ર લખશો. તેમણે અહીંથી ૭–૮ ઉપનિષદો, શાંકરભાષ્ય સહિત મંગાવ્યાં છે. કિંમત આશરે નવ–દશ રૂપીઆ છે, તે એકાદ બે દિવસમાં મોકલી દઇશ. આપને જણાવવા માટે લખ્યું છે.

લી.

**લક્ષ્મીપ્રસાદ.**

ના પ્રણામ સ્વીકારશો.

| | |
|---|---|
| પ્રીય વડીલ પિતાશ્રીને મારા અતિ પ્રેમ પૂર્વક પ્રણામ કહેશો. | વાડકેરનો બંગલો-ભમ્બુરડા. પુનાસીટી-તા. ૧૮-૧-૧૯ |

પરમપ્રીય ભાઈશ્રી દામોદરભાઇ, તથા જેઠાભાઇ વગેરે. તમારો આનંદપૂર્ણ પત્ર મળ્યો. વાંચી આનંદ થયો. એજ પ્રમાણે વેદાન્તના આપના અભ્યાસ સંબંધી ખાસ હેવાલ આપતા રહેશો.

ભાઇ ! આ બધું દૃશ્ય જગત તમે તમારી પોતાનીજ કલ્પનાથી તમારા પોતાના આનંદ, મૌજ માટે ઉત્પન્ન કરેલું છે. જ્યારે જ્યારે તે કંટાળો આપે, ત્યારે આપ સુખેથી આપના મહાલયમાં-આત્મસ્વરૂપમાં સ્થિત થાઓ. ત્યાં આપ શહેનશાહ માટે હરેક પ્રકારની મૌજ તૈયાર છે. જ્યારે તમે તમારી રાજ્યગાદી ઉપર હશો, ત્યારે તમારો હુકમ સર્વ માન્ય કરશે, પણ જે વખતે તમે ભિખારીનો વેષ ધારણ કરશો, તે વખતે તમારો હુકમ કોઇ નહિ માને, એટલુંજ નહિ પણ તમને ધક્કા મુક્કા અને લાતો પડશે. હા ! તમારી મૌજને ખાતર તમે આવો વેષ લો તો તે જુદી વાત છે, પણ અજ્ઞાનાવસ્થામાં તેવા વેષમાં તમે જરૂર દુઃખી થવાના.

પુસ્તક વાચનની અને તેના કરતાં પણ વાંચેલા વિષય ના મનનની ઘણીજ જરૂર છે. તમે વેદાન્તનાં જે પુસ્તકો વાંચોછો, અગર શ્રવણ કરોછો, તેનું તમે હરતાં ફરતાં, કામ

કરતાં, ચિન્ત્વન-મનન કર્યા કરો, તો તમને તાત્કાળિક આનંદ થશે, એટલુંજ નહિ પણ પછી તમારા મનની સ્થિતિ ધીમે ધીમે ઉન્નત થતી જશે. માટે દઢ નિશ્ચયથી એક વખત વેદાન્તના અભ્યાસ માટે કમ્મર કસો. અમુક ભૂમિકામાં પહોંચ્યા પછી-ઓછામાં ઓછું ચોથી ભૂમીકામાં પહોંચ્યા પછી તમે ગમે તેમ હરો ફરો, વા પ્રવૃત્તિ કરો, તો તમને જરા પણ ઉદ્વેગ, કલેશ ઇત્યાદી થશે નહિ, તે વખતે તમારૂં મન આત્મકેન્દ્રમાં સ્થિત રહેશે, અને તેથી તમારા સ્વરૂપનું-દિવ્યતાનું તમને ભાન થશે. જેમ શહેનશાહ ભિખારીનો વેષ લઇને પણ જો તે તેને પોતે શહેનશાહ હોવાના સ્વરૂપનું જ્ઞાન હોય, તો મસ્ત અને આનંદથી છલકાતો ફરે છે, તેવીજ રીતે તમારી દિવ્યતાનું તમને જ્ઞાન હોય, તો હરેક પ્રવૃત્તિમાં તમે બહુજ આનન્દમાં ફરશો. દુ:ખ, કલેશ, ચિન્તા, ઉદ્વેગ ઇત્યાદિ તો તમારાથી સેંકડો ગાઉ દૂર નાસતાં ફરશે. દુ:ખી મનુષ્યો પણ તમને જોઇને આનન્દિત થઇ જશે, અને ઘડીભર પોતાનું સર્વ દુ:ખ ભૂલી જશે. ટૂંકામાં તમે સૂર્યરૂપ થઇ જશો, અને જેમ સૂર્યના પ્રકાશ આગળ અંધારૂં નાસતું ફરે છે, તેવી રીતે તમારા જ્ઞાન આગળ દુ:ખ, અજ્ઞાન, જડતા ઇત્યાદિ સર્વ દુર્ગુણો કે જે સર્વ મનુષ્યોને મહા પીડા આપે છે, તે તમારાથી દૂર નાસતા ફરશે. આ સત્ય બ્રહ્માંડ ચળે તો પણ કદિ મિથ્યા થનાર નથી.

આપણે જ્યારે દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત ભાવમાં હોઇએ છીએ, ત્યારે આવા પત્રો, વાતચીતો, સર્વ પ્રકારની પ્રવૃત્તિ, ગ્લાનિ, દુઃખ, શોક, મોહ, આનંદ ઇત્યાદિ થાય છે, પણ જ્યારે તેથી પણ ઊંચા ત્રીજા માળ ઉપર ચઢીએ છીએ, ત્યારે ઓહ ! કાંઇ કહેવાતું જ નથી. હું પણું જ રહેતું નથી, તો પછી કોને ઉદ્દેશીને કોણ બોલે ચાલે ? તે પૂર્ણ અદ્વૈતમાં–અવધૂતાવસ્થામાં તો આ જગત અને સમસ્ત બ્રહ્માંડ તે જગત અને બ્રહ્માંડના રૂપમાં દેખાતું નથી, પણ સત્–ચિત્ આનંદરૂપ મહાસાગર રૂપેજ ભાસે છે. દ્વૈતની તો ગંધ માત્ર ત્યાં રહેતી નથી. આનંદ ! આનંદ !! આનંદ !!! ૐ. પછી તેનું વર્ણન થઇ શકતું નથી, તેથી **નેતિ, નેતિ** ના પોકાર કરવા પડે છે. જેમ મીઠાની કાંકરી મહાસાગર જોવા જતાં અંદર ઓગળી મહાસાગર રૂપ થઇ જાય છે, તેમ કહેનારજ અંદર મળી જાય છે, તે પાછો આવી શકતો નથી–આવે છે તો કહી શકતો નથી. અસ્તુ.

આ તમારા પવિત્ર ઋષિ–મુનિઓનો અખૂટ ભંડાર ખૂબ વાપરો–ઊડાવો, તે ખૂટાડયો ખૂટે તેમ નથી. જગતના અસ્તોદયના ચક્રે ભારતમાતાને અત્યારે રસાતળમાં નાંખી છે, છતાં પણ આ તેજસ્વી અમૂલ્ય રત્નથી તેનાં સંતાનો સુખી–પરમસુખી છે. પણ કમનસીબ એ છે કે એ રત્ન થોડાજ વાપરી શકે છે. જેટલાએ જોયું છે, તેટલાતો પરમ-આનંદમાં મસ્ત છે, પણ બીજા ઘણાઓએ તે જોયું નથી,

માટે તેને બહાર લાવીને સર્વને બતાવવાની જરૂર છે. પરમાત્માનો જ્યારે આદેશ થશે, ત્યારે કોઇ વીર પુરુષ તે કામ કરવા નીકળી પડશે. અસ્તુ.

હું આપને શું કહું ? આપ આપનું સામ્રાજ્ય હાથમાં લો, અને પૂર્વની માફક શહેનશાહ બનો, એટલીજ મારી વિનંતિ–માગણી છે. આપની આખી પ્રજા (સમસ્ત બ્રહ્માંડ) પણ આપને તેમજ વિનંતી કરે છે. સામ્રાજ્ય આપની પાસેજ છે, ફક્ત આપ તેના ઉપર આરૂઢ થઈ આજ્ઞા ચલાવો એટલું બાકી છે.

ॐ. तत्वमसि !

જેમ જેમ આગળ લખવા જાઉં છું, તેમ તેમ મન ઊંચીને ઊંચી સ્થિતિએ જતું જાય છે, પણ કલમ–હાથમાંની કલમ–બિચારી નિર્જીવ કલમ તરતજ અટકી પડે છે, કારણ કલમ પકડનાર હાથને હુકમ કરનાર રાજા–મન પોતાના મહાલયમાં (આત્મકેન્દ્રમાં) જઈને પોઢી જાય છે, એટલે સેવકો (હાથ,શરીર ઈત્યાદી) કામ કરતા બંધ પડે છે, તેથી આ શરીર (લક્ષ્મીપ્રસાદ નામવાળું) આગળ ન લખી શકવા માટે ક્ષમાની યાચના કરે છે.

ॐ. अहब्रह्मास्मि ।

આપ સર્વેનો સ્નેહાંકિત

**લક્ષ્મીપ્રસાદ.**

વાડેકરનો બંગલો ભમ્બૂરડા.
પુનાસીટી–તા.૧૮-૧-૧૯

પરમપ્રીય, અમૃતોદધિ, શાન્તિનિકેતન, ગુરૂરૂપ પરમાત્મા પુનાથી લક્ષ્મીપ્રસાદના અતિપ્રેમપૂર્વક સાષ્ટાંગ દંડ-વત્ પ્રણામ સ્વીકારશોજી.

આપનો પ્રેમથી છલકાતો–ઊભરાતો પત્ર મળ્યો. તેમાં ખૂબ સ્નાન કર્યું. ગુરૂદેવ! સ્થૂલ દષ્ટિથી જોતાં આપ મારાથી સેંકડો માઇલો દૂર હોવા છતાં, આપ આપનાં દિવ્ય, તેજસ્વી અને આનંદ દાયક રમ્યકિરણો ફેંકીને મારા હૃદયમાં જે આનન્દ, શાન્તિ, અને પ્રેમ સ્ફુરાવો છો, તે સર્વથા અવ-ર્ણનીય છે.

આપની અદ્વૈત જ્ઞાનથી છલકાતી મેઘસમાન ગંભીર વાણી સાંભળવાને મારા કર્ણ તીવ્ર રહે છે, અને અપાર કૃપાને લીધે આટલે દૂર હોવા છતાં આપ પત્રદ્વારા અગર આત્માદ્વારા મારી (આ શરીરની) તે જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા, કાંઈક અંશે પૂર્ણ કરો છો, તેથી આનંદ થાય છે.

આપનો અમારા ઉપર જ્ઞાનદાનનો મહાન–અનન્ત ઉપકાર છે, તેનો બદલો કોઇથી આપને આપી શકાય તેમ નથી, પણ આપ સૂર્યના પણ સૂર્ય છો, તેથી કાંઈ પણ

અપેક્ષા રાખ્યા સિવાય આપ આપના સ્વભાવાનુસાર જ્ઞાનદાન દો છો, તે આપની મહાનુભાવતા બતાવે છે.

આપના પત્રમાં બે શ્લોકમાં આપે અસંપ્રજ્ઞાત સમાધિનું સ્વરૂપ સમજાવ્યું છે, તેવીજ મારે હંમેશને માટે સમાધિ જોઇએ છે, એટલે કે મન અન્ય સર્વ વૃત્તિઓથી શુન્ય થઇ ફક્ત બ્રહ્માકાર રૂપેજ રહે, અને જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય ઇત્યાદિ ત્રિપુટિનો લય થઇ જાય, આ પ્રકારની મનની હંમેશની સ્થિતિ, એજ મારૂં જીવન લક્ષ્ય છે. આપ જેવા મહાન પુરુષોના પ્રભાવથી, સમાગમથી અને કૃપાદૃષ્ટિથી તેની સિદ્ધિની શરૂઆત થઇ ગયેલી છે, હવે પૂર્ણાહુતિ ક્યારે થાય છે, તેનીજ આતુરતાથી રાહ જોઉંછું.

ધન્ય છે એવા યોગી વીરોને કે જેઓ આપે વર્ણવી તેવી અસંપ્રજ્ઞાત સમાધિમાં મસ્ત રહે છે ! અહા ! ધન્ય છે તે ભૂમીને, વનને, અને તે દેશને કે જ્યાં આવા યોગેશ્વરો વિચરે છે !

મહારાજ ઘણીએ વખત મારૂં મન અંતરાત્મા તરફ વળે છે, અને ત્યાંનું સ્વરૂપનું સહેજ પણ દર્શન થતાંજ તદાકાર થાય છે, પરન્તુ મન, અન્ય વાસનાઓ, ઇચ્છાઓથી ભરેલું હોવાથી ત્યાં ઠરી શકતું નથી, તેમ અભ્યાસની- એકાગ્રતાની પણ હજી ઘણી ખામી છે, તે આપના

ચરણ સમીપ આવીને દૂર કરવા તીવ્ર આકાંક્ષા છે. આપ મહાપુરુષની કૃપા સિવાય કાંઇ પણ બને તેમ નથી. વિવે-કાનંદ સ્વામીને તેમની તરુણાવસ્થામાં સ્વામીશ્રી રામકૃષ્ણ પરમહંસજી જેવા મહાન તેજસ્વી ગુરૂનો પાંચ વર્ષ સુધી રાત્રીદિવસનો મહા સત્સમાગમ મળ્યો હતો, અને તેથીજ તેમનામાં ઘણું જ્ઞાન, તેજ, શક્તિ ઇત્યાદિ સ્ફૂર્યું હતું. મહારાજ! આપની પાસેથી હું વિવેકાનંદ સ્વામીજેવી શક્તિ, જ્ઞાન, તેજ, બળ, ઉત્સાહ, શૌર્ય ઈત્યાદિ ન મેળવી શકું ? મારા મનની આ તીવ્ર અભિલાષા છે. આપની દેખરેખ નીચે, ખાસ આપના સત્સમાગમથીજ રાત્રિદિવસ આપની સેવા અને વેદાન્તજ્ઞાન પ્રાપ્તિ પૂર્ણ રીતે થાય એવી મનની બહુજ તીવ્ર અભિલાષા રહી જાય છે.

પૂણ્યમયી, રમ્ય, ગંભીર અને એકાન્તવાસી હૃશીકેષ તપોવન અને હિમાલયની ગંગાતટ ઉપરની રમણીય ભૂમીમાં, કે જ્યાં આગળ અત્યાર સુધીમાં હજારો, ને લાખો મહાજ્ઞાની અવધુતો વિચરતા હતા, તે રમ્ય ભૂમીમાં આપ જેવા મહાન યોગીની સેવામાં વેદાન્ત જેવા સર્વોત્કૃષ્ટ તત્વજ્ઞાનના ગંભીર અને પ્રશાન્ત વિચારોમાં ધ્યાન અને સમાધિમાં લીન થવાનો ભાગ્યશાળી સમય ક્યારે આવશે ? કોઇ મહાન તેજસ્વી પ્રારબ્ધવાળો પુરુષજ તેવું સુન્દર સર્વોત્તમ અને દિવ્ય જીવન ભોગવી શકે. બાકી બીજાતો જેમ નરકના

કીડા આમ તેમ હાલે ચાલે અને પ્રવૃત્તિ કરે તેવી રીતેજ વર્તે છે. અસ્તુ.

ભાઇ માણેકલાલને આપની કૃપાથી વેદાન્ત જ્ઞાન ઉપર વિશેષને વિશેષ પ્રેમ, શ્રદ્ધા આવતાં જાય છે, તેવીજ રીતે ભાઇ જેઠાભાઇ અને દામોદરભાઇ પણ વેદાન્તમાં ઠીક-ઠીક પ્રવૃત્તિ કરે છે. મારા ઉપર તે બધાના પત્રો આવે છે, અને તેમાં ઘણું ખરૂં વેદાન્તના વિષય ઉપરજ વિવેચન હોય છે. તેમને જ્યારે શોક, ઉદ્વેગ વગેરે થાય, ત્યારે આપની વેદાન્ત ગર્જના સંભળાવું છું, એટલે તેમનાં મન પાછાં આનંદ અને શાન્તિમાં મસ્ત થાય છે. એવીજ રીતે આપ દરેક અવસરે મારા દ્વારા આ સઘળું કામ કરો છો, તે જાણી મને ઘણોજ આનંદ થાય છે.

પત્ર લખતાં મને એમ વિચાર આવે છે કે "અરે ! ગુરૂદેવ પરમાત્મા તો મારા પોતાનાજ અન્તરાત્મા છે, હું તેમનુંજ સ્વરૂપ છું, તેમનોજ અંશ છું, કેવળ અભેદતા-અદ્વૈતતાજ છે, તો પછી આ પત્રો, દ્વૈતભાવ વગેરે શું ! "

આ પ્રમાણે વિચાર આવતાં પત્ર બિલકુલ નિરર્થક લાગેછે, અને મન આત્મમય થઇ જાય છે. ઓ મારા દેવ ! હવે આ વચ્ચેનો માયાનો પડદો ઉપાડી લો. હુંતો ભાન ભૂલીને નાટકના જુદા જુદા વેષ ભજવતાં તે જુદા જુદા વેષને મારૂં પોતાનું રૂપ માનું છું, અને આપ પરમાત્મ

દેવ આપના સ્વરૂપના મહિમામાં સ્થિત રહી, મેં આ ધારણ કરેલી મૂર્ખતા સામું જોઇને હાસ્યથી ઉભરાઇ જાઓ છો ! ઓ દેવ ! ઓ પ્રીયતમ ! હવેતો બસ કરો, અને હવે આ માયાનો પડદો અલોપ કરીને આપના સ્વરૂપનું દર્શન કરાવી સુધામૃતનું પાન કરાવો. ૐ तत् सत् जय गुरूदेव ! जयगुरूदेव !!

લી. લક્ષ્મીપ્રસાદના

પ્રણામ.

ૐ પુના તા. ૩-૨-૧૯

પરમપ્રીય ભાઈશ્રી માણેકલાલ ભાઈ ! તથા પરમપ્રીય ભાઈશ્રી જેઠાભાઇ !

જત આપનો ગઇ કાલનો કયાર્ડ તથા આજનો પત્ર બન્ને મળ્યા છે. વાંચીને અતિહર્ષ અને સંતોષ થયો છે. ગુરૂદેવ પરમાત્માના આશીર્વાદોથી તથા કૃપાથી હમણાં આપણી ઉન્નતિ ( ઉચ્ચ માર્ગમાં ગમન ) કુદકે ને ભુસકે આગળ વધતું જાય છે. દરેકના મનમાં આધ્યાત્મિક તેમજ અન્ય ઊંચા પ્રકારના આદર્શો, રૂંવાડે રૂંવાડેથી બહાર ભભૂકા મારતો ત્યાગ, મને

આપણા ઋષિ-મુનિઓની ઝાંખી કરાવે છે. પ્રીય બન્ધુ ! આપણામાંથી હવે પ્રેમ, આનંદ, જ્ઞાન, ત્યાગ, વૈરાગ્ય અને તેજના મહાન ભભુકા પૂર્ણ જોસમાં બહાર પડવા જોઇએ. આ પ્રમાણે દૃઢ નિશ્ચયથી રામકૃષ્ણદેવના જેવી ભવ્ય સાધનાઓથી, અને તેમના તથા વિવેકાનંદ અને રામતીર્થ સ્વામીના જેવા અડગ નિશ્ચયથી આપણે આત્મપ્રાપ્તિ માટે કમર કસવી જોઇએ. હવે કલાક અર્ધો કલાક પુસ્તક વાંચે પાર આવવાનો નથી. હવે તો તેને માટે વધુને વધુ પ્રયત્ન થવાની જરૂર છે. જ્યાં સુધી આ અમૂલ્ય ભંડાર ( આત્મ સિદ્ધ ) નો કબજો તમે જાતે લીધો નથી, ત્યાં સુધી કોઇ પણ મહાન કામો અગર મહાન ઇચ્છાઓ પાર પડવાની નથી, તે નક્કી માનજો. મારા અગાઉના એક પત્રમાં ભાઇશ્રી જેઠાભાઇને આ અમૂલ્ય ભંડાર માટે મેં ઘણું લખ્યું હતું. હવે તો બહુ લખ્યું, વાચ્યું, અને સાંભળ્યું, બસ ! હવે તો કાર્ય કરવા તત્પર થઈ જાઓ. મને આ કૅાલેજનો અંતરાય હૃદયમાં બહુ જ સાલે છે, નહિ તો મહાન પુરુષો રામકૃષ્ણ પરમહંસાદિનો રસ્તો મેં ક્યારનોએ પકડયો હોત. અસ્તુ-જેવી ગુરૂદેવ પરમાત્માની ઇચ્છા.

ભાઈ! સ્વામી રામની અપીલ, અને “ ભારતવર્ષનું આધ્યાત્મિક ઋણુ ” વાંચીને તમારા હૃદયમાં નવો પ્રકાશ પડયો હોય એમ જણાય છે. રૂઢીએ આપણા જન સમાજમાં જે પ્રાધાન્યપદ લઈ લીધું છે, અને તેથી જે આપણી દુર્દશા

થઈ છે, તે તમે સારી રીતે સમજીને લખી છે. અને દ્વૈત ભાવને લીધે જે કડવાં ફળો ઉત્પન્ન થયાં છે, તેનો નાશ કરવા દ્વૈત સાધનોની નહિ, પણ અદ્વૈતની જરૂર છે, એમ જે તમે કહો છો તે અક્ષરસઃ સત્ય છે. તેમાં હું સમ્પૂર્ણ સંમત છું.

તમે હાલની સરકારને લીધે આપણી પ્રાચીન કાળથી પાયો નાંખેલી કેટલીક રૂઢીઓ ઢીલી થઈ ગઈ છે, અને કેટલીક અદ્વૈતનું ભાન કરાવે તેવી રૂઢીઓ ( રીવાજો ) દાખલ થઇ છે, થાય છે, એમ જે કહો છો, તેમાં કેટલુંક સત્યથી વેગળું છે. સત્યથી વેગળું એટલા માટે કે ઉપર-ઉપરથી આપણને કેટલાક રીવાજોમાં અદ્વૈતનો ભાસ થાય, પણ અંદર ખાનેથી જુઓ તો દ્વૈત-ભેદભાવ બરાબર વ્યાપી રહેલો જણાશે. આ વિષય ઉપર ભવીષ્યમાં કોઇ અનુકુળ પ્રસંગે વાતચીત કરીશું. અસ્તુ.

કલાસો ચઢાવવા બાબત અને તેમાં સરકારની મદદની જરૂર બાબત, તેમજ સનાતન વૈષ્ણવો તથા પંડિત માલ-વીયા બાબત, તમે જે ઇસારો કર્યો તે જાણ્યો. તમારૂં લખવું બધું હું સમજ્યો છું. કલાસો ચઢાવવામાં લોકોને સરકાર મદદ કરે એ ઇચ્છવા યોગ્ય છે, પણ હજી સુધી તેમ થયું નથી અને થતું પણ નથી. થાય તેવાં ચિહ્ન જણાય છે ખરાં. લોકો અજ્ઞાનાવસ્થામાં છે, તેથી સરકાર સત્તાથી તેમને સીધે માર્ગે લાવે, એટલે કે દરેકને તેની યોગ્યતા

પ્રમાણે ન્યાય મળે, એવું જો થાય તો તે સહુથી સ્હેલો અને ટુંકો રસ્તો છે.

**બીજો ઉપાયઃ**—અદ્વૈત રસથી ઉન્મત્ત બનેલા સિંહ પુરુષો દેશમાં અદ્વૈત જ્ઞાનની રેલછેલ કરીદે, તો આ બધું (આપણા જન સમાજના બન્ધારણની છિન્ન ભિન્ન થઇ ગયેલી વ્યસ્થા, તથા આપણી–ભારતવાસીઓની શારીરિક, માનસિક, અધ્યાત્મિક, નૈતિક, આર્થિક અને સંસારિક નબળાઇઓ તથા અયોગ્યતા) બહુજ ટુંક સમયમાં દૂર થઇ જાય. પછી ભારતવર્ષ ઉપર દિવ્ય–પવિત્ર વાતાવરણ પથરાઇ રહે. આ ઉપાય પહેલા ઉપાય કરતાં કઠણ અને દુષ્કર છે, પણ તે પહેલાથી શ્રેષ્ઠ છે. આ ઉપાય સઘળા રોગનો નાશ કરી ધારેલી અસર નીપજાવી શકે. તમે પણ આ બીજા ઉપાયની તરફેણ કરો છો, એ આનંદ દાયક છે. અસ્તુ.—

સ્વામીરામ સત્ય કહે છે કે થોડો ઘણો પણ દ્વૈતભાવ દેશમાં અથવા જનસમૂહમાં રહી ગયેલો હોય, તો લાંબાકાળે ભયંકર અસરો ઉપજાવે છે, અને તેજ પ્રમાણે આપણા દેશના સંબંધમાં વારંવાર બન્યું છે. તે વિષય ઉપર ભવિષ્યમાં કોઇ વખત નિરાંતે વાતચીત કરીશું.

હવે તમારા સમજવામાં બરાબર આવ્યું હશે કે આ જગતના દરેકે દરેક રોગ (પીડા, દુઃખ, અસંતોષ, ક્લેશ ઇત્યાદી) નું મૂળ દ્વૈતભાવજ છે. અને તેનો એકજ રામબાણ

ઉપાય અદ્વૈતજ્ઞાન છે. તમે તેવા ઉપાયની-અદ્વૈત રસથી મસ્તજ્ઞાની કેસરી વીરોની-ઇચ્છા રાખો છો, તે ઘણું યોગ્ય અને આનંદદાયક છે. આ પ્રમાણે ઈચ્છિવાની સાથે તમે જાતે પણ તેવા અદ્વૈત- ખરેખરા કેસરી અદ્વૈત થવાની ઈચ્છા રાખો એટલુંજ નહિ, પણ તેવા થવા પ્રયત્ન આરંભો, **तत्व मसी** ! અસ્તુ.

આપણા પ્રીયભાઇ જેઠાભાઈ આવી બાબતમાં કેમ બરાબર રસ લેતા નથી ? તેઓ આવાં વિવેચનોમાં કેમ ભાગ લેતા નથી ? તે ભાગ લેશે તો મને આનંદ થશે-અસ્તુ ટપાલનો ટાઈમ હોવાથી પત્ર લખવો બંધ કરવો પડે છે.

લી·

**લક્ષ્મીપ્રસાદ.**

**અમદાવાદ.** તા. ૨૨-૪-૧૯

**પ્રીયભાઈશ્રી માણેકલાલભાઇ !**

જત આજરોજ સવારમાં તમારો પત્ર પહોંચ્યો છે. હરિલાલને ગુરૂકુળમાં દાખલ કર્યો તે જાણી આનંદ અને

સંતોષ છે. ગુરૂકુળ સંબંધી બીના જણાવી, તે જાણી .છે. 'હિંદુસ્થાન'માંથી પણ તેવી ખબર મળી છે.

આપણા કુટુંબના બીજા બધા છોકરાઓ એવી રીતે જુદીજુદી લાઇનો પકડે, અને બધા મહાન થાય, એવી મને મનમાં બહુજ અભિલાષા રહે છે. હજી આપણા કુટું-મ્બમાંથી બાળકૃષ્ણ, જયન્ત, કાન્તિ, ગિરધારી, ચીમન, રમણ, દુર્ગો તથા સુંદર એટલાતો હજી ભણે છે-ભણવાના છે. આઠ જણા છે. આમાંથી હજી એકાદને બંગાળ-બૉલ-પુરમાં મહાકવિ રવિન્દ્રનાથ ટાગોરના શાન્તિનિકેતનમાં મૂક-વાનો છે. મારા ધારવા પ્રમાણે દુર્ગાપ્રસાદને ત્યાં મોકલવામાં આવે તો સારૂં. તો બંગાળાની વિદ્વત્તા આપણા કુટુંબમાં દાખલ થાય. હજુ બીજા એકાદ છોકરાને હરિદ્વારની ગુરૂકુળ યુનિવર્સિટીમાં મોકલવાની મારી ઈચ્છા છે. બાકીનાઓને B, A.; M.A. બનાવીને જુદીજુદી લાઇનો, જેવીકે બેરી-સ્ટર, સીવીલીયન, કેમીસ્ટ, એન્જીનીયર, સાયન્ટીસ્ટ, સાહિત્ય પ્રોફેસર ઇત્યાદી લાઇનો લેવરાવવાની છે. હવે આપણાથી કેટલાને ઠેકાણે પાડી શકાય છે, તે જાણવાનું રહ્યું. મારા મનની આ અભિલાષા મોટી છે, બીજી અભિલાષા કન્યા-ઓને તેમજ સ્ત્રીઓને પણ ઉચ્ચ પ્રકારની કેળવણી આપ-વાની છે, જેથી આપણું કુટુંમ્બ મહાન- પ્રખ્યાત સ્ત્રીપુરૂ-ષોનું થાય. બાકીની ખોટ લક્ષ્મી અને કીર્તિ; તથા બાકીનાં

સુખ સાધનની સવડ આપણે (તમે, જેઠાભાઇ, દામોદરભાઇ તથા હું) બીજા ભાઇઓની મદદથી કરી શકીશું.

વડીલ પિતાશ્રીએ રમણને ગુરૂકુળમાં ન મોકલીને મોટી ભૂલ કરી છે. તેઓ જો તેને હજીપણ હરદ્વાર ગુરૂકુળ યુનિવર્સિટીમાં મોકલે તો ઘણું સારૂં. ૨૨–૨૩ વર્ષની ઉમરે ત્યાંની યુનિવર્સિટીનો M, A. થઇને આવશે, અને શારીરિક સંપત્તિ, તેમજ બહુ ઊંચા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે, ત્યાંના રમણીય અને ભવ્ય હિમાલય પહાડોમાં ફરીને ઋષિ જેવો થઇ જાય; પણ તેમને કોઈએ ઊંધું સમજાવ્યું છે; તેથી હવે તેમના મનમાં તે વાત ઠસતી નથી, અને મનમાં તેના (રમણના) સંબંધી ચિન્તા કરે છે. આ પ્રમાણે રાખશે, તો તેની જીંદગી ખરાબ કરશે, એમાં કંઇ શક નથી.

હજી હાલમાં ભણનારાઓનો પણ પૂરો બંદોબસ્ત ક્યાં છે ? રહેવાનું અને અભ્યાસ કરવાનું સ્થાન બરોબર જોઇએ તેવું નથી, અને જુની સોબતો (ખરાબ કરનારી) એવી તો સજ્જડ થઇ ગઇ છે કે મહાન પ્રયત્ન આદર્યા સિવાય તેઓની વિદ્યામાં પ્રગતિ થવી બહુ મુશ્કેલ છે. જયન્તિ અને બાળ--કૃષ્ણ પણ એવાતો રેઢીયાળ બની ગયા છે કે મનમાં બહુ ગ્લાનિ થાય. તેમની જ્યારે આવી સ્થિતિ છે, ત્યારે બીજા--ઓનું તો પૂછવુંજ શું ? આ બધાઓની વિદ્યાભ્યાસની હાલની સ્થિતિ જોઇને મને તો મનમાં ઘણી ગ્લાનિ થાય

છે. હું તેમને વારેઘડીએ, તેમણે કેવા મહાન થવું જોઇએ, અને તે કેવી રીતે થવાય, વગેરે સારી રીતે સમજાવું છું, પણ કોઇના ઉપર જાણે કાંઇ અસર થતી નથી, કદાચ અસર થાય છે, તો તે બહુ થોડોજ વખત રહે છે, તેથી મારા મનમાં તો ખાત્રીજ થઇ છે કે જ્યાં સુધી અહીંથી આ પાંચ-છ જણાને છૂટા પાડી નાંખવામાં નહી આવે, અને તેમના અભ્યાસની બરાબર દેખરેખ રાખવામાં નહી આવે, ત્યાં સુધી તેમનો વિદ્યાભ્યાસ સંતોષકારક થાય, એવી મનેતો આશા નથી.

આ બધા અભ્યાસ કરનારાઓનાં મગજ ઘણાં નબળાં છે, તેથી બુદ્ધિ અથવા સ્મરણશક્તિ બિલકુલ તિવ્ર નથી. ઉપરાંત પાછા મહેનત કરવામાં એટલે કે રાત્રિદિવસ વાચ--વામાં પણ મોળા છે. ટુંકામાં આળસુ પણ છે, એટલે તેમનાથી હવે આગળ વધાય તો મહા મહેનતે, અને પરાણે પરાણે. માટે તેમનાં શરીર અને મગજની ખાસ સંભાળ રાખવાની જરૂર છે. તે માટે જુદી જુદી જાતનો અભ્યાસ બરોબર થાય, તે માટે પણ ખાસ મદદ અને દેખરેખની જરૂર છે. આ બાબતમાં આપણે વખતસર લક્ષ નહિ અપીએ તો ભવીષ્યમાં પસ્તાવાનું રહેશે, અને આપણી બધી મહાન આશાંઓ ધૂળમાં મળી જશે.

અમે તા. ૫ મી મે ઉપર પુના જવા વિચાર રાખીએ છીએ. પત્રનો જવાબ લખશો. એજ. લી.

**લક્ષ્મીપ્રસાદ.**

પુના. તા. ૬--૭--૧૯.

પ્રીયરામરાય ?

તમો ઘણા સમયથી બિલકુલ પત્ર લખતા નથી. કોઇ કામમાં ગુંથાઈ ગયા હો, એમ જણાય છે. હશે જે હોય તે હોય, પણ પત્રતો લખશો. મારે અહીં અભ્યાસનો બોજો વધારે હોવાથી દર વખતે તમને પત્ર લખવાનું વિસરી જતો હતો. તેથી ક્ષમા-યાચના.

ભાઇશ્રી જેઠાભાઇનો પત્ર આવ્યો હતો, તેમાં તે શહેનશાહ લખે છે કે "પુનેથી તમારા બન્નેમાંથી (દામા-- ભાઇ તથા હું) કોઇનો પત્ર નડિયાદવાળા શેઠ ઉપર નથી, આતે શો જુલમ માંડયો છે ? તેઓ તમારા પત્ર વગર ખાતા પણ નથી, માટે જલ્દી પત્ર લખજો" બરાબર ઉપરની ભાષામાંજ તેમનો પત્ર આવ્યો હતો. તે પત્ર વાંચીને મને તો એમજ મન થયું કે એક અર્જંટ તાર રામરાય ઉપર મૂકું કે "તમે ખાવા માંડો, અમારો કાગળ આવે છે" પણ તેથી તો બડી ફજેતી થાય, એમ ધારી તાર ન મૂકયો અને આ પત્ર લખવા માંડયો, માટે હવે તમે સારી રીતે ચપાટવા માંડજો. હવે ભૂખમરો વેઠશો નહિ. કાગળો પુષ્કળ આવશે. અને એકી સામટાજ બધા કાગળો તમારે જમવા જોઈશે. તો સામટા બે ચાર બોગીઓ (વેગનો) ભરીને

પચાસેક ટન કાગળ ( કચરા પટીના નહિ હો ! ) મોકલી આપું. અને ધીમે ધીમેજ ખાવું હોય, તો તમારો દરેક પત્ર મળ્યા પછી તમને પત્ર મોકલું ! પણ અરે ! હું ભૂલું છું, કે તમારે કાગળ ખાવા નથી. તમે તો અન્નનાજ ભૂખ્યા હતા. તો તે હવે સુખેથી જમશો. પત્રો પુષ્કળ આવશે. અસ્તુ—॥ ૐ ॥

બી.......તથા બાળુ હવે આબુની હવા ખાઈ રહ્યાં હશે. મારા ધારવા પ્રમાણે તેઓ ખૂબ ફૂલ્યાં હશે. મારા મનમાં તો ભીમસેન, હરકયુલીસ વગેરે જાડાજાડા માણસોનાં ચિત્રો ખડાં થઇ જાય છે. મને જોવાનું મન થયું છે, કે કેટલાંક જાડાં થયાં હશે ? હવે તેઓ નડીયાદમાં આવ્યાં હશે, અને ન આવ્યાં હોય તો કૃપા કરીને બોલાવી લેશો. અગર આબુની હવા ભેગી આબુની ઠંડી (cold) પણ જમી હશે, તો વખતે દાકતરોની દોડા દોડી જોવાની મજા !!! ૐ.

હાલ અહીં પુનામાં જુલાઇ માસની સીઝન છે. બહુ જ સુન્દર, મન્દમન્દ, સુવાસિત પવન અને અવારનવાર વરસાદની લહેરો આવીને આપણાં મન ખુશ કરવા પ્રયત્ન કરે છે; બીજી બાજુ પક્ષીઓમાં–કોયલ, પોપટ અને બીજાં અનેક સુંદર કલરવ કરતાં પક્ષીઓમાં હરિફાઈ ચાલી રહી છે, કે આપણું મન કોણ વધારે ખુશ કરી શકે છે ! તેથી તરેહ તરેહવારના સુંદર કલરવ સાંભળવાની મજાહ આવે

છે; ચારેબાજુ સુંદર લીલોતરી, સુંદર છોડવાઓ, વૃક્ષો, વેલા વગેરેમાં પણ એક જાતની હરિફાઇ જોવામાં આવે છે, અને દરેક જણુ પોતાના તરફ આપણું ધ્યાન ખેંચવાને ભારે પ્રયત્ન કરી રહ્યાં હોય છે; છેવટે ગંભીર ગીરિશૃંગો પણુ આપણુને આહ્વાન કરી રહ્યાં હોય એમ જણુાય છે; અને આ દરેકમાંથી બીજો પણુ ગંભીરનાદ સંભળાય છે, અને તે પળે પળે આત્માના દિવ્ય સ્વરૂપનું ભાન કરાવે છે.

॥ ॐ ॥ ૐ ॥

આપની ઇચ્છા થાય તો, આપ હાલમાં પધારો તો આપને અવશ્ય આનંદ થશે એવું મારૂં માનવું છે, અને અમને પણુ થોડો વખત આપના સમાગમનો આનંદ થશે. તો બની શકે એમ હોય, તો વિચાર કરશો. બીજું શું કહી શકું ? સર્વે ખુશીઆનંદમાં-મસ્તરામ છે. પત્રનો જવાબ લખશો. સર્વેને પ્રણુામ.

ભાઈ રમણુ તથા ગિરધારીને બંગાળામાં ડૉ. રવિન્દ્રનાથ ટાગોરના શાન્તિનિકેતન-બોલપુરમાં મૂકવા માટે ભાઈશ્રી માણેકલાલ ગયા બુધવારે ગયા છે. આપણી જ્ઞાતિમાં આ દિશામાં પહેલું પગલું ભરનાર આપણે જ છીએ. તેવી જ રીતે શંકરગૌરી બ્હેન ( શકરી બ્હેન ) ના મોટા ભલાને પણુ શાન્ટાક્રુઝ ગુરૂકુળમાં દાખલ કરી દીધો છે. બ્હેન વીજયાને

અત્રે કર્વેની "Women's University" માં ભણુવા મૂકવા માટે હુમણું વિચાર ચાલે છે. બીજા છોકરાઓને પણુ હરિદ્વાર ગુરૂકુળ યુનિવર્સિટી અને બીજે ઠેકાણે મૂકવા વિચાર ચાલે છે. આ સહજ જાણુવા માટે લખ્યું છે.

લી. **લક્ષ્મીપ્રસાદ** ના

સ્નેહવંદન

પુનાસીટી– ભમ્ભૂરડા.

શાહતેકરનો બંગલો તા. ૬--૭--૧૯

રવિવાર.

પરમપ્રીય, મહાનકૃપાળુ, શાન્તિનિકેતન, આનંદામૃત, બ્રહ્મસ્વરૂપ, પરમજ્ઞાની મહારાજ !

પુનાથી આપના સ્નેહાંકિત લક્ષ્મીપ્રસાદના અતિ પ્રેમ--પૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારશોજી.

આપનો પ્રેમ, જ્ઞાન, વૈરાગ્ય, તેજથી ઊભરાતા પત્રો મને મળ્યા, તે વાંચીને આપને સાક્ષાત મળ્યા જેટલો-ઘણોજ આનંદ આનંદ થયો.

આપના યત્કિંચિત્ સુન્દર સમાગમથી મને જે આનન્દ--લાભ પ્રાપ્ત થયો છે. તેનું મારાથી વિસ્મરણ થાય તેમ નથી, આપની રમ્ય મુર્તિ, જળહળતો વૈરાગ્ય, તેજસ્વીજ્ઞાન, નિઃસીમપ્રેમ, અને બાળક જેવું સુંદર ભોળપણ મારા સ્મરણમાંથી કદાપિ જનાર નથી. આપના જીવનના કેટલાક પ્રસંગો પણ મને બરાબર યાદ રહેશે. આપને જોઇને આર્યાવર્તના એક મહાન આદર્શ ઋષિનું ચિત્ર મારા મન સમક્ષ આવી જાય છે. ખરેખર મારા મનના ઋષિના આદર્શ નજીક આપ ઘણા મળતા આવોછો. મારા મનમાં ઋષિ (કહોકે આપના) જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઘણી તીવ્ર અભિલાષા છેલ્લાં ત્રણેક વર્ષથી થયેલી છે, પણ મને લાગે છે કે હું ભાગ્યેજ તે માર્ગે તે સ્થિતિએ પહોંચીશ. તેનાં અનેક કારણો છે, તે પછીથી આપને જણાવીશ. હાલમાં ડીસાથી ભાઇ જેઠાભાઈના પત્રમાં એવા સમાચાર મળ્યા છે, કે આપને ભગંદરના દર્દ ઉપર ઓપરેશન કરાવ્યું છે, અને તે અત્યાર સુધીમાં તો ફત્તેહમંદ થયું છે. આ સમાચાર સાંભળી મને ઘણો આનંદ થયો છે. આપના જેવા પરહીત તત્પર મહાપુરુષની જે કંઇ આવી યત્કિંચિત્ સેવા અમારાથી બને છે તેથી અમને અતિશય આનંદ અને સંતોષ થાય છે. મારા મનમાં આ સમાચાર સાંભળીને ઘણોજ આનંદ થયો છે; કારણ કે એકતો આપની સેવા થઇ છે, અને તેથી આપના સમાગમનો અમને વિશેષ લાભ મળશે.

આપની સેવા કરીને આપની પાસેથી કંઇ પણ લેવા--મેળવવાની અમારી જરાપણ ઇચ્છા નથી, ફક્ત આપ જેવા મહાપુરુષની જે કાંઇ યત્કિંચિત્ નિષ્કામ સેવા થાય, તેથીજ અમને પરમઆનંદ પ્રાપ્ત થાય છે. હવે તો અમારા અંતઃકરણના ગાઢા પ્રદેશમાંથી એજ પ્રાર્થના છે કે આપને આ દર્દમાંથી સમ્પૂર્ણ આરામ ત્વરાથી પ્રાપ્ત થાઓ, અને આપના મધુર, અમૂલ્ય અને સુન્દર ઉપદેશો, આ ઋષિ–મુનિઓની પ્રાચીન અને પવિત્ર ભૂમિ ઉપર પ્રસરાવો ॥ ૐ ॥

પ્રીય ભગવાન્! આપના જીવનનો દિવ્ય–મધુરો આનંદ અમારા જીવનમાં અમે કયારે પ્રાપ્ત કરીશું ? ઉપનિષદ્, ગીતા અને વેદોનાં અનાદિકાળનાં સુંદર રત્નોનો અમે કયારે ઉપભોગ કરીશું ? અહા ! ધન્ય છે આપ જેવા મહાપુરુષો, કે જેઓ આ અલૌકિક, રમ્ય અખૂટ અને પવિત્ર જ્ઞાન ઝરણોમાં સ્નાન કરતા સદા મસ્ત બની જાય છે.

ૐ ! ૐ !! ૐ !!!

આપનો સમાગમ ત્યજીને અહીં આવવું પડયું છે, પણ તે મારા મનને અતિશય અણગમતું છે. આપ જાણો છો કે મન એવી ચીજ છે કે તેને જે સ્થિતિમાં અને જે કાર્યની દિશામાં મૂકો ત્યાં તે ધીમે ધીમે ટેવાઈ જાય છે. તેવી જ રીતે મારે પણ અહીં બનેલું છે. ભૌતિક પદાર્થોના

અભ્યાસમાં મન ટેવાઈ જવાથી આધ્યાત્મિક સંસ્કારો ધીમે ધીમે વિસરતા જાય છે. વળી જ્યારે આપ જેવાના પત્રો અથવા સત્સમાગમ મળે ત્યારે પાછા તે સંસ્કારો જાગૃત થાય. આવી સ્થિતિ હોવાથી આધ્યાત્મિક ઉન્નતિમાં વિઘ્ન આવે, એ સ્વાભાવિક છે. ॥ ॐ ॥

ભાઇ દામોદરદાસ તેમના કુટુંબ સાથે ગઈ કાલે મુંબાઈ ગયા છે. આપના પત્રો મળ્યા છે, પણ અભ્યાસના બોજાને લીધે હરવખત આપને પત્ર લખવાનું વીસરી જતો હતો, તેથી આપને જવાબ આપવામાં ઘણો વિલંબ થયો છે. તે માટે આપની ક્ષમા ચાહું છું, પણ આપ કૃપાકરી મને પત્રદ્વારા આનંદ અને શાન્તિ આપતા રહેશોજી. અત્રેથી ભાઇ બાળકૃષ્ણ, જયન્ત, ચીમન, તથા કાન્તિના અતિપ્રેમ પૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારશોજી.

આપને ઓપરેશનના દર્દમાંથી જલ્દી આરામ થાય તેવી નિરંતર પ્રાર્થના કરતો.

આપનો સ્નેહાંકિત,

**લક્ષ્મીપ્રસાદ.**

પુના તા. ૧૯-૨-૨૦

॥ ૐ ॥

પરમપ્રીય મહાનકૃપાળુ સદ્ગુરૂદેવ!

જત ગઇકાલે મેં આપને પત્ર લખ્યો છે. તેમાં અમારી માંતુશ્રીની માંદગી સંબંધી કંઈ ઉલ્લેખ કર્યો છે, પણ આજરોજ તારથી ખબર આવી છે, કે તબીયત સુધરતી આવે છે. માટે અહીંથી અમે કોઇ ગયા નથી. માંદગીના સમાચાર પહેલાં મળ્યા, ત્યારે મન શીથીલ થઈ ગયું હતું અને તેથી અનાર્યપણાને વશ થયો હતો, અને આપને પણ નાહક મેં ચિન્તામાં નાખ્યા, આપ આ આપના બાળકનો અપરાધ ક્ષમા કરશો. ॥ ૐ ॥

હવે ફક્ત પરિક્ષાની ઉપાધી છે. મારી પરીક્ષા તા. ૧લી માર્ચથી શરૂ થશે, તે લગભગ ૧૨-૧૩ મી માર્ચે પૂરી થશે. પછીથી લગભગ એકમાસ પછી ભાઇ બાળકૃષ્ણની પરીક્ષા થશે. હાલ તે મુંબઈ છે. જયન્તીની પરીક્ષા ગયા સોમવારથી ચાલે છે. હવે એકાદ દિવસમાં પૂરી થશે. આપની કૃપાથી સર્વ નિર્વિઘ્ને પાસ થઇ જાય, એવી આપ પ્રત્યે અમારી પ્રાર્થના છે.

આપે મને આવતા માર્ચમાં હૃશીકેષ લઈ જવાની ઈચ્છા કરી, તે મને ઘણી પસંદ છે. અહા ! મારાં એવાં ક્યાંથી ભાગ્ય, કે એવી પવિત્ર ભૂમિમાં આપ જેવા મહાનુભાવનો સત્સમાગમ થાય !

ભગવાન્ ! હાલમાં હું કોઇ કોઇ વખત સ્વામી રામકૃષ્ણ પરમહંસના ઉપદેશો વાંચું છું. તેમણે નરેન્દ્ર ( વિવેકાનંદ સ્વામીનું પૂર્વાશ્રમનું નામ ) ને જેવો મહાન બનાવ્યો, તેવા થવાની મારા મનમાં મહાન-પ્રબળ તીવ્ર ઈચ્છા છે; પરન્તુ આપે મને ' લગ્ન કરવું જ ' એ પ્રમાણે વચન લઇ બાંધી લીધો છે, તેથી ઘણો નિરાશ થાઉં છું. શું મારૂં જીવન એક નિમાલ્ય, સંસારના પામર મનુષ્યોના જેવું, એક કીડાની માફક જશે ? આપ જેવા સમર્થ ગુરૂદેવનો આશરો લીધા પછી પણ શું મારી પામર જેવી સ્થતિ રહેશે ? અહા ! ક્યાં તે સ્વામી રામકૃષ્ણ પરમહંસદેવ, સ્વામી રામતીર્થ, વિવેકાનંદ વગેરે; અને ક્યાં હું ! આપનો ધુરંધર ત્યાગ, તેજસ્વી જ્ઞાન વગેરે જોઇને-અનુભવીને છેવટે તો સંસારના નર્કમાંજ પડવાનું કે ! અહા ! આપજેવા ત્યાગી મહા પુરુષનો સમાગમ કર્યો, સેવા ( યશાશકિત ) કરી, છતાં પણ સંસારના એક સાધારણ મનુષ્ય જેવું જ મારૂં જીવન નિર્માલ્ય રહેશે ? મને ઘણી વખત એવો નિશ્ચય થઈ આવે છે, કે જો કોઇ પણ મને મદદ કરનાર નહિ મળે, તો છેવટે હું પોતેજ તે મહાન કાર્ય ( સર્વાત્મેશ્વરનો સમ્પૂર્ણ

સાક્ષાત્કાર ) કરવાનું માથે લઇશ, અને આ શરીરને તે આત્મસાક્ષાત્કાર કરવાનાં ભગીરથ પ્રયત્નમાં છોડી દઇશ. આ શરીર શા કામનું છે ? જ્યારે આ શરીરથી આત્મ-સાક્ષાત્કાર ન થઇ શકે, જ્યારે આ શરીર સંસારની જાળ-માંજ જકડાવાનું હોય, તો પછી લાખ દરજ્જે ઉત્તમ છે, કે આત્મસાક્ષાત્કાર અગર તેવોજ કોઇ મહાન–સુન્દર આદર્શ પરિપૂર્ણ કરવામાં આ શરીર ભલે હોમાઇ જાય.

ઉપરનો વિચારજ મારા મગજમાં ઘૂમે છે. મારા મનમાં નિરાશા વ્યાપી રહેલી છે. શું કરવું તે કાંઇ સૂઝતું નથી. સંસારમાં માતાપિતા, બન્ધુભગિની વગેરે વ્યાવહારિક રીત મુજબ લગ્ન કરાવવાની ગોઠવણમાં પડયાં છે. મને તે બાબત એટલો કંટાળો અને તિરસ્કાર છૂટે છે, કે તેની કંઇ હદજ નથી. એક બાજુ મારા મનના સર્વોત્તમ આદર્શો હું પરિ-પૂર્ણ કરી શકતો નથી તેથી મને વ્યાપેલી નિરાશા, અને બીજી તરફથી આવા તિરસ્કાર ઉત્પન્ન કરે એવા બનાવો–આ બેની વચમાં મારૂં મન તો રાત્રિ દિવસ બળે છે.–ઝળે છે–પીડાય છે. જુદા જુદા નિશ્ચયનાં મોજાં મારા મનરૂપી મહાસાગરમાં ઊછાળા મારે છે. તેમાંનો સૌથી જે બળવાન છે, તે મેં આપને જણાવ્યો છે.

મને કાંચન ( લક્ષ્મી ) ની પરવા નથી, તેમ કામિનીની પણ પરવા નથી. ફકત સર્વાત્મેશ્વરને સૌથી પ્રથમ જાણુવો,

એજ મારૂં લક્ષ્યબિન્દુ છે. તેને કેવી રીતે પાર પાડવું તેજ ગુંચવણમાં છું. અત્યાર સુધી એકવીસ વર્ષ મેં નકામાંજ ગુમાવ્યાં છે, અને હજી મારા આદર્શ તરફ પ્રયાણ થતું હોય એમ બિલકુલ જણાતું નથી.

મારા મનમાં સૌથી પ્રબળ દૃઢ નિશ્ચય તો એ છે કે મારા જીવનને હું નિર્માલ્ય રીતે તો કદી જ નહિ પસાર થવા દઉં. આ મારો નિશ્ચય છેલ્લાં પાંચ વર્ષથી થયેલો છે. તેમાં છેલ્લાં ત્રણ વર્ષથી તો તે અતિશય પ્રબળ થયો છે. નિર્માલ્ય જીવન ન ગાળવું, તો પછી કરવું શું ? તેમાં સૌથી પ્રથમ પસંદગી આત્મસાક્ષાત્કાર ( ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા સુધીનો ) ની કરેલી છે. તે આ જીવનમાં કદાચ ન પ્રાપ્ત થાય, તો તેના ભગીરથ પ્રયત્ન પાછળ આ શરીરને હોમવું, એ બીજી પસંદગી છે. આત્મસાક્ષાત્કાર કરવાના રસ્તાઓમાં પહેલો પકડવાનો ત્યાગ. કેટલાક કહે છે કે સંસાર ત્યાગ કર્યા સિવાય, મનનો આંતરિક ત્યાગ કરવો જોઇએ, પણ તે લગભગ અશકય છે. દેવતામાં ઊભા રહીને ન દાઝવું, તેના જેવી એ વાત છે. બાહ્ય ત્યાગ એ આંતરિક ત્યાગનું પ્રથમ પગથીઉં છે. અને ધારો કે આંતરિક ત્યાગ કોઇ મહાન ત્યાગી પુરુષના સમાગમને લીધે થયો, તો પણ તે ત્યાગને દૃઢ કરવા માટે–પરિપૂર્ણ કરવા માટે બાહ્યત્યાગની જરૂર છે જ, એવો મારો દૃઢ નિશ્ચય થયેલો છે–આતો જ્ઞાન માર્ગમાં સર્વ શ્રેષ્ઠ રસ્તાની વાત થઇ.

હવે આત્મસાક્ષાત્કારના બીજા રસ્તાની પસંદગી **નિષ્કામ કર્મયોગ** ની છે.

મારા મંદ ભાગ્યને લીધે જો કદાચ પહેલા માર્ગમાં નહિ જવાય, તો પછી **દેશ સેવા**–અમારી પરમ ભારત-માતાની તથા અમારા દેશ બન્ધુઓની, નિશકામ અને એક દિલથી સેવા કરવામાં જીવન વ્યતીત કરવું એ મારો **બીજો નિશ્ચય** છે. આ બે નિશ્ચય સિવાય ત્રીજો નિશ્ચય મારા મનમાં નથી.

ટપાલનો વખત થવા આવ્યો છે, તેથી વિશેષ લંબાણુ નહિ કરતાં અત્રેથી આગળનું વિવેચન બંધ રાખું છું. મને આશા છે કે આપ મારા ઉપર કૃપા કરી આપનો ઉત્તર સવિસ્તર પાઠવશો. એજ. આપના ઉત્તરની રાહજોતો.

આપનો ચરણુજ

**લક્ષ્મીપ્રસાદ**

ના પ્રેમપૂર્વક પ્રણામ.

## પુનાસીટી-શાહતેકરનો બંગલો.

ભાંબૂરડા. તા. ૨૭-૨-૨૦

પરમપ્રીય, મહાનકૃપાળુ, સદ્‌ગુરૂદેવ, પરમાત્મા !

આપના બન્ને પત્રો એક એક દિવસને આંતરે મળ્યા છે. વાંચી ઘણો આનંદ થયો છે. આપના પરમ શાન્તિમય, આશ્વાસન સૂચક વચનો સાંભળી મને હાલતો શાન્તિ થઈ છે. આપ મને ઘણા વખતથી કહો છો કે "તમને આત્મ-સાક્ષાત્કાર થશે, તમારી મનોવાંચ્છના પાર પડશે, ઈત્યાદિ" પણ ભગવાન્! સમય જતો જાય છે, મનના વિચાર મનમાં જ રહી જાય છે, અને તેથી અધિરાઇ ઉપજે છે, અને તેમાં પાછા પ્રતિકુળ બનાવો બને, તેથી નિરાશા પણ ઉપજે છે. હું આપના વચનોમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરતો નથી; પરન્તુ મારૂં મન ઘણુંજ અધીરૂં બનતું જાય છે, અને આપ સારી રીતે જાણો છો, કે એક વખત મનુષ્ય અધીરો બનીને પછી નિરાશ થયો, તો તે જો ખરો પુરુષ હશે, તો કોઇ પણ રીતે પોતાનો આદર્શ પાર પાડવામાં, ગમે તેવો ભોગ આપવામાં કે નુકસાન ખમવામાં પાછીપાની કરશે જ નહિ, અને બાયલો મનુષ્ય હશે તો તરતજ પોતાનો વિચાર મૂકીદેશે, અને અનુકુળ વા પ્રતિકુળ જે કાંઈ પ્રસંગો આવ્યા, તેને તાબે થતો જશે.

આપ મહાનુભાવે મારામાં વેદાન્તનું બળવાન બીજ વાવ્યું છે, તેનાં જ્ઞાનાંકુર ફૂટવાની તૈયારીમાં છે, પરન્તુ વાતાવરણ પ્રતિકુળ હોવાથી, તે અંકુર બીજમાં રહ્યું રહ્યું ધુંધવાય છે, અને તેથી તે બહાર આવવા માટે અધીરૂં બનતું જાય છે.

આપ લખો છો કે "જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ, ગૃહસ્થાશ્રમ, પૂર્ણ ત્યાગ વગેરેનું સમ્યક્ પ્રકારે પાલન થવું જોઇએ" આમાં બીજું સર્વતો ઠીક છે, પણ ગૃહસ્થાશ્રમની શી જરૂર છે? શું લગ્ન કર્યા સિવાય પ્રવૃત્તિનાં કાર્યો નથી થઇ શકતાં? ખરીવાતતો એ છે કે આત્મજ્ઞાનનું બળ હોય, તો પછી ગૃહસ્થાશ્રમની કાંઇ જરૂર નથી. એ નકામી ઉપાધીમાં પડવાથી બીજાં સારાં કામો કરવામાં નકામો અંતરાય આવી પડે છે. કુટુમ્બ નિર્વંશ થાય, એ તો સ્વાલજ નથી. દેશમાં વસ્તિ ઘટી જાય, એ પણ સવાલ નથી. ઉલટું એક સ્ત્રીમાં પોતાનું સર્વસ્વ ધ્યાન આપવું, તેના કરતાં વિશેષ મનુષ્યોને પોતાના માનવાથી વિશેષ ફાયદો થાય છે. મનુષ્યે પોતાનામાંથી આગળ વધતાં વધતાં અખિલ બ્રહ્માંડનો પોતારૂપ સાક્ષાત્કાર કરવો ઘટે છે. અત્યારે જ્ઞાતિ, કુટુમ્બ અને દેશના વિચારો મનમાં દોડતા હોય, તેમાં વળી એકજ અમુક વ્યક્તિમાંજ મન પરોવવાની શી જરૂર? માટે હવે આ સ્થિતિએ આવ્યા પછી પાછું એક વ્યક્તિને પોતાની

માનવી ને ત્યાંથી આગળ વિકાસ પામતા જવું, તે પાછા પડવા બરાબર છે. ટુંકામાં લગ્ન કરવાની જરૂર મને લગાર પણુ જણાતી નથી. હાલતો બસ ! આત્મસાક્ષાત્કાર જોઇએ બીજું કાંઇ પણુ નહી. ॥ ૐ ॥ .

આપ લખો છો કે હું આટલા દિવસ લૈકિક અભ્યાસ કરવામાં તત્પર હતો, તેથી આપે મારૂં વલણુ સંસારિક વિદ્યા તરફ જોઇને મારી ઉપેક્ષા કરી, ઇત્યાદિ.

આ જાણી મને મનમાં દિલગીરી થાય છે. આપ જાણુતા હતા, કે મારૂં પ્રયાણુ ખોટા માર્ગે થાય છે, તો પણુ આપે મને તે રસ્તેથી પાછો ન વાળ્યો ! આ ઉપરથી હું એમ સમજુ છું કે અત્યાર સુધી મારા ઉપર આપની કૃપાની કંઇક ખામી હોવી જોઇએ. મારામાં કોઇ દોષ હશે ! જે હોય તે ખરૂં. તે વિષે આપને કાંઇ કહેતો નથી.

॥ ૐ ॥

અત્યાર સુધી મને આપનામાંજ સમ્પૂર્ણ આશા તથા ભરૂસો છે. આપનામાં મને કોઇ પણુ પ્રકારે અશ્રદ્ધા નથી. ફક્ત મનમાં અધીરાઇ--આતુરતા વધે છે. અત્યારે પણુ મારામાં અનેક દોષ હશે, છતાં આપની સમ્પૂર્ણ કૃપાહશે એવી હું આશા રાખું છું. મારાથી કંઇ અયોગ્ય થતું હોય,

તો આપ કૃપાવંત થઈ જણાવશો, તો આપનો અહોનિશ ઉપકાર થશે.

આપ લખો છો કે મારે સર્વ ચિન્તા આપના ઉપરજ નાંખવી. હવે મનમાં હું પણ કંટાળ્યો છું. આ પરીક્ષા વગેરેની હાલ જે ચિન્તા છે, તેનાથી કંટાળ્યો છું. હવે પાસ થવાય કે નાપાસ, પણ તેની તો ચિન્તાજ નથી, જેમ થવાનું હશે તેમ થશે. આપના લખવા મુજબ હવે તો હું બેદરકાર બન્યો છું. બનતી મહેનત કરી છે. જે ફળ આવે તે ખરૂં! લોકોને ખુશ કરી શકાય કે ન કરી શકાય, પણ હવે તો હું તે સર્વથી કંટાળ્યો છું. ફક્ત મારી મનોશાન્તિ માટે આત્મસાક્ષાત્કાર સિવાય હમણાં બીજા કશાની જરૂર નથી. એજ

ભગવાન્

આપનો સદાનો ઋણી

ચરણુજ

**લક્ષ્મીપ્રસાદના**

પ્રેમપૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ

## ( તૂટક પત્ર ૧ લો. )



ગીતા રૂપે, અને વેદોની ઉપનિષદોરૂપે મેઘગર્જનાને લોકોને કાને અથડાતી અટકાવે છે, તેને એક બાજુની ચીરવા અને નાશ કરવા માંડયા છે. ધન્ય છે,! ધન્ય છે! આ વીરાત્માઓને !

ત્રીજી બાજુ સામાજીક ક્ષેત્રમાં ઑ૰ મી૰ પટેલ ( વિઠ્ઠલભાઈ ) હાથમાં કાળદંડ લઇને બધાને ગર્જના કરે છે, કે જાગો, અને તમોએ જે નાનાં નાનાં દરો બનાવ્યાં છે, તે તોડી નાખી એક રૂપ થાઓ, નહિતો આ મારો કાળદંડ તમને તેમ કરવાની ફરજ પાડશે. તેથી સમસ્ત ભારતવર્ષમાં નાનામાં નાની નાતથી તે મોટામાં મોટી નાત સુધીનાં દરેક મનુષ્યો અંદર અંદર ગુસપુસ વાતો કરી રહ્યાં છે, કે હવે શું કરીશું ? તે સિવાય પણ અન્ય કોમો પણ પોતે સ્વાભાવિક જાગૃત થવા માંડી છે. અને પોતાનામાં પેસી ગએલી કુરૂઢી અને વહેમો રૂપી રોગોને હાંકી કાઢવા પ્રયત્ન કરવા માંડયો છે.

ચોથી બાજુ, કેળવણીમાં પણ આખા દેશમાં ધમાલ ચાલી રહી છે. દક્ષિણમાં ફર્ગ્યુસનકૉલેજ, માઇસોરયુનિવર્સિટિ, અને મદ્રાસની કેટલીક સંસ્થાઓ; બનારસમાં સેન્ટ્રલ-

હિન્દુકૉલેજ અને હિન્દુયુનિવર્સિટિ; બંગાળામાં સ્વદેશી પવન; અને બીજું નેશનાલિસ્ટ ચાલતી કૉલેજો અને સંસ્થાઓ; મહા કવિ ટાગોરનું શાન્તિનિકેતન, પંજાબમાં ડી. એ૦વી૦ કૉલેજ, હરિદ્વારની ગુરુકૂળયુનિવર્સિટિ; વિવેકાનન્દજીના બેલુર મઠ, અદ્વૈતઆશ્રમ, તેમજ રામકૃષ્ણમિશનનાં કામો; ગાંધીજીનો સત્યાગ્રહાશ્રમ તેમજ બીજી નેશનલ કૉલેજો, એ સર્વે એમ બતાવી રહ્યાં છે કે હાલની કેળવણી બિલકૂલ નકામી છે. માટે ભારતસન્તાનોને યોગ્ય કેળવણી કેવી હોવી જોઇએ તે તે દરેક બતાવવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. अस्तु !

હુન્નરઉદ્યોગોમાં વીરનર તાતા ગંજાવર સાહસો ખેડી તેના દેશબન્ધુઓને વિશાળ ક્ષેત્રો બતાવી રહ્યા છે, તે સિવાય મીલમાલેકો અને બીજાઓ પણ તેમનું બનતું કરી રહ્યા છે. ખેતીવાડીમાં પણ થોડી થોડી જાગૃતિ થઇ છે.

આ સર્વ ચિહ્નો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભારતવર્ષનો ઉદયકાળ તદન નજીક આવી રહેલો છે. જ્યાં નજર કરો ત્યાં જાગૃતિ અને નવું ચૈતન્ય પેદા થતું દેખાય છે. અહા ! જ્યારે આ પ્રમાણે આખું વાતાવરણ આવી મહાન શક્તિથી ભરપૂર હોય ત્યારે દેશમાં કોણ ઊંઘમાં પડી રહે ?

અમેરિકામાં પણ સાંજનો વખત થઇ ગયો છે, અને

હવે સૂર્ય આગળને આગળ વધે છે. અહા ! જુઓ પૂર્વમાં અરુણોદય થયો, તેનો રમ્ય પ્રકાશ પડવા માંડયો છે. તેથી સર્વ ઠેકાણે ચૈતન્ય જાગૃત થતું હોય એમ દેખાય છે.

અહા ! જુઓ જુઓ! જાપાનમાં તો સૂર્યોદય પણ થઇ ચૂકયો. આપણા ભારતવર્ષમાં અરૂણોદય થવાનાં ચિહ્નો ક્યારનાંએ જણાવા લાગ્યાં છે. અહા ! જુઓ ! યોગી લોકો અને મહાન પુરૂષ–પ્રાત:કાળ થવા પહેલાં ઉઠનારા વીરપુરુષો તો નિદ્રામાંથી પણ જાગૃત થઇ ગયા છે. જુઓ જુઓ ! ભારતમાતાએ નિદ્રામાં બંધ કરેલી આંખો ધીમે ધીમે ઉઘાડવા માંડી છે. હવે જુઓ તે દેવી પોતે આલસ્ય ખંખેરી નાંખવા પોતાનું શરીર આમથી તેમ મરડે છે. તે આમતેમ ચારે બાજુ નજર નાખે છે, પણ અરે ! તે પોતાનાં ઘણુંાખરાં સૂતેલાં નિદ્રાધીન બાળકોને જોઇને નિરાશ બની જાય છે. અહાહા ! શું તેની દયાજનક સ્થિતિ દેખાય છે ? પરદેશીઓ તેના આખા શરીર ઉપર બૂટની લાતો, ને ભાલાઓ મારતા, ચૂટલીઓ ભરતા, અને ધક્કા લાતો કરતા તેને રગદોળે છે. તેના નિરાધાર સંતાનોના ગળા ઉપર તેમની બૂટની એડી સાથેનો રાક્ષસી પગ પડેલો છે. જરા તેઓ બૂમ પાડે છે કે તરતજ તેમને લપ્પડો, ઠાંસા, લાતો આદિ પ્રહારો અને છેવટે કોઇ કોઇને તો મારી પણ નાંખે છે. કોઇ થોડાવીર પુરૂષો તેમનું રક્ષણ કરવા જાય છે

તેઓને બંદિખાનું અથવા દેશનિકાલ સહન કરવાં પડે છે. તમે જોશો કે અન્નની મોંઘવારી, દુષ્કાળ, અને જુલ્મથી લાખો કરોડોની સંખ્યામાં ભારતસન્તાનો મરણ પામે છે. માટે પહેલું કાર્ય તેમને જાગૃત કરવાનું છે. આપણે આપણી વાત ઉપર આવીએ.

આપણે જોઇએ છીએ કે આજકાલ ભારતવર્ષમાં સર્વ ક્ષેત્રમાં જાગૃતિ આવેલી છે. **રાજદ્વારીક્ષેત્રમાં** હોમરૂલનો વાવટો ફરફર ઉડી રહ્યો છે. અને હોમરૂલરો ડંડા મારીને તેમના દેશબન્ધુઓને તે ક્ષેત્રમાં જાગૃત કરે છે. કૉન્ગ્રેસ પણ તેનુંજ અનુસરણ કરવા માંડી છે, અને વીર ગાંધી પણ સત્યાગ્રહનું બળ બતાવી રહ્યા છે.

ધાર્મિકક્ષેત્રમાં વીર વિવેકાનંદ, તેજસ્વી રામકૃષ્ણ, જુસ્સાદાર સ્વામી દયાનન્દ અને સેંકડો બીજા વીર પુરૂષો આમથી તેમ ઘૂમીઘૂમીને સર્વને મોહશોકમાંથી જાગૃત કરે છે. અને હવે જે જે પડદાઓ અને વાતાવરણો પાછળ શ્રીકૃષ્ણની, તેથી આપણી ક્ષત્રિય કોમ કે જે લાંબા કાળથી લગભગ ચારસો પાંચસો વર્ષથી ચૈતન્ય વગર મૃતપ્રાય પડી રહી હતી તેમાં જાગૃતિ આવે તેમાં નવાઈ શું છે ?

બન્ધુ ! નક્કી માનજો, કે આ ગયા ડિસેમ્બરથી (૧૯૧૮) આપણી કોમમાં ખરેખરી જાગૃતિની શરૂઆત આવેલી છે. (અપૂર્ણ છે)

॥ ॐ ॥

## ( તૂટક પત્ર ૨ જો. )

આટલું નાનું સરખું ખાબોચીયું ગંદાપાણીનું (૫૦-૬૦ હજાર રૂપિઆ) કદાચ સૂકાઇ ગયું તો તેથી તમે શા માટે રડોછો ? અરે. તમે કેમ ભૂલો છો, કે તમારી પાસે તો અન્ન ને કદી નહિ ખૂટે તેવો મહાન મહાસાગર છે. ફકત તમારી દૃઢ ઇચ્છા, વજ્ર સમાન નિશ્ચયની સાથેજ તે તમારા ચરણ આગળ આવી તમારા ચરણ ધોવા માંડશે. ભાઈ ! સ્વામી રામનાં વચનો કેમ ભૂલી જાઓ છો ? બીજું કાંઇ ન સંભાળતાં ફકત તમો કોણ છો ? તમારૂં વાસ્તવિક સ્વરૂપ શું છે ? એનો વિચાર કરો. અહા ! આવી રીતે દુઃખની અગર ભીડની કલ્પના શા માટે કરો છો ? યાદ રાખો કે જેવી તમારી કલ્પના હશે તેવુંજ તમે જોશો. અને થોડાક કાળ તો અનુભવશો પણ ખરા. કેમ ભૂલી જાઓછો ? બધો આધાર તમારા મનની માન્યતા ઉપર રહેલો છે.

જે ક્ષણે તમે એમ માનશો કે હું દુઃખી છું, મારે નાણાંની ભીડ છે, મારે આમ છે, તેમ છે, ઈત્યાદિ, તેજ વખતે તમે તેવું જોશો, બલ્કે અનુભવશો, પણ તેમ જો દૃઢ નિશ્ચયથી માનશો, કે અહા ! મારામાં અખૂટ શકિત,

બળ, જ્ઞાન, તેજ, પ્રેમ ઇત્યાદિ ભરેલાં છે, હું ધારૂં તે કરી શકું એમ છું, તો પછી તમે તેવુંજ દિવ્ય બળ, પ્રેમ, જ્ઞાન ઇત્યાદિ અનુભવશો. સામા માણુસને અગર અમુક માણુસને તમો દુશ્મન અગર તમારો સામાવાળો માનશો, તો તે પણુ તમારી સાથે તેવીજ રીતે વર્તશે. દુનીયામાં આવું દરરોજ જોવામાં આવે છે, માટે ભાઇ ! વેદાન્ત જ્ઞાન લીધા પછી પણુ હજુ આવી નજીવી બાબતો ઉપરથી શોક-મોહ ગયો નહિ ? આત્મસ્વરૂપમાં સ્થિર થાઓ, બધી ઇચ્છાઓથી પર થાઓ, એટલે તમારી ઇચ્છાઓ તેમનાં ફળ હાથમાં લઇને તમને શોધતી શોધતી આવશે.

હવે વિશેષ શું લખું ? બાકીનું બીજા પત્રમાં.

પૂર્ણાનંદજી તથા ગુરૂદેવના પત્રો હમણાંજ આવેલા-છે, તમે ખાત્રી રાખો કે તમારૂં અહિત કદી નહિ થાય. જયન્ત તથા બાળકૃષ્ણુ એમ બન્નેને જુદા જુદા પત્રો તેમને અભ્યાસ કરવા માટેની તાકીદ લખી મોકલ્યા છે.

જેઠાભાઈને હું આજે પત્ર લખું છું, કે તેઓ મુંબઇમાં ખાસ તમને મળે, અને તમારે જો તેવામાં-જાન્યુઆરીની આખરમાં એકાદ બે દિવસની ફુરસદ હોયતો જેઠાભાઈની સાથે જરૂર અહીં આવી જશો. જે આનંદ લીધો તે ખરો. આપ તેમને મુંબઇ જલ્દી આવવાનું જરૂર લખશો.

હે બન્ધુ ! બસ ! આનંદ મૂર્તિ બનીને રહેવામાંજ મઝા છે. કામ બધાં ભલે કરો. પણ તમારા સ્વસ્વરૂપના આનંદમાં મસ્ત રહો. દિલગીરી- ઉદ્વેગને કાળા પાણી ધકેલી દો.

हर ! हर ! ॐ तत् सत् !

## ૨. લક્ષ્મીપ્રસાદ પ્રતી મહાત્માઓના પત્રો.

સ્વસ્તિશ્રી પુના મહા શુભ સ્થાને વિરાજમાન મહા વિવેકી ધર્માત્મા શાન્ત્યાદિ ગુણયુકત શિષ્ય શ્રી. ૫ લક્ષ્મીપ્રસાદ, જોગ શ્રી ધ્રાંગધ્રાથી લી. ગુરુનારાયણના આશીર્વાદ તથા નારાયણસ્મરણ વાંચશો. અમે સર્વ આનન્દમાં છીએ. તમોને અંતર્યામી આનન્દકુશળ રાખે. એજ વિશ્વનાથથી મનાવીએ છીએ. હાલમાં તમારો પત્ર નથી તો લખશો. મેં તમોને બે વખત કંઈ લખીને મોકલેલ છે તે સહેલું જાણીને, વાંચીને કાઢી નાખ્યું નહિ હશે. તેનો અર્થ ગંભિર હતો. અને આ પત્ર પછી બે દિવસ ખમીને હું જે કાંઈ લખી મોકલું તેનું ચિત્ત એકાગ્ર કરીને અવલોકન કરશો. તેમાં ત્રણ પ્રકારનું ધ્યાન છે. ( ૧ ) સગુણ ઇશ્વરનું ધ્યાન કરવાની રીત, ( ૨ ) યોગવડે ધ્યાન કરવાની રીત, તથા ( ૩ ) જ્ઞાનમાર્ગથી ધ્યાન કરવાની રીત લખી છે. સગુણ ઈશ્વરના જે ભકત છે તે કેવી રીતે સમાધિ કરે છે તેની રીત

લખી છે. તેને ભકતસમાધિ જાણુશો; અષ્ટાંગયોગવાળા જેવી રીતે સમાધિ કરે છે તે યોગ સમાધિ કહેવાય છે; અને જ્ઞાનસમાધિ કે જે આપણુ લોકોને કરવાની છે એ ત્રણે રીત લખી છે. અર્થાત્ ભકતોની સમાધી એટલે ભકતોનું ધ્યાન, યોગીઓની સમાધિ એટલે યોગી-ઓનું ધ્યાન, અને જ્ઞાનીઓની સમાધિ એટલે જ્ઞાનીઓનું ધ્યાન એ ત્રણે વિધિપૂર્વક લખ્યું છે. તે ચિત્ત દઇને વાંચીને ધારણુ કરશો. કકુજી, જ્યન્તુ, કાન્તિ વગેરે સર્વને આશી-ર્વાદ કહેશો. પત્ર લખશો.

શ્રાવણુ વદ ૭ ને સોમવારે આ કાગળ લખ્યો છે તો બુધવારને ૧૦ને રોજ ભકતસમાધિ, યોગ્યસમાધિ, અને જ્ઞાનસમાધિ એટલે ભકતનું ધ્યાન, યોગીનું ધ્યાન, અને જ્ઞાનીનું ધ્યાન લખીને મોકલાવીશ. પછી ભાદરવા સુદ ૧૫ ને દિવસે અહીંથી સીધો હું કાશી જઈશ. અને ત્યાંથી પછી સીધો હિમાલય જઇશ. તે દરમ્યાન કાગળ આપને મોકલવા હોય તો ભાદરવા સુ-૧૫ સુધીમાં મને અહીં મળશે. આપની મરજી હોય તો મને લખી મોકલવો.

પદસ્થ ધ્યાન જે છે તે સગુણઈશ્વરનું ધ્યાન ભકત લોકોનું છે. અથ પિંડસ્થ ધ્યાન યોગી–હઠયોગવાળાનું છે.

અથ રૂપસ્થ ધ્યાન મંત્રયોગવાળાનું છે. અને રૂપાતીતધ્યાન જ્ઞાનીઓનું છે. તે પાછળથી લખીશ.

દ. પોતદાર રાજપાળ ગોવનજીના

યથાપૂર્વક પ્રણામ વાંચશોજી.

॥ ૐ ॥

" લક્ષ્મીપ્રસાદ પ્રતિ કન્થાધારી "

" મુમુક્ષુ પ્રાણી પ્રત્યે ભિક્ષુકના ઉદ્‌ગારો "

**પ્રિય આત્માઓ !**

અહોહો જ્ઞાનદર્શનરૂપ આત્માના સત્ય ભાવ પદાર્થને અજ્ઞાન અને અદર્શન રૂપ અસત્ વસ્તુએ ઘેરી લીધા છે. તેમાં એટલી બધી મિશ્રતા થઇ ગઈ છે કે પરીક્ષા કરવી અતિ દુર્લભ છે. સંસારનાં સુખો જીવાત્માએ અનંતવાર ભોગવ્યા છતાં હજી પણ મોહ ટળ્યો નહી અને તેને અમૃત જેવો ગણ્યો એ જીવાત્માનો અવિવેક છે, કારણુ સંસાર કડવો છે. કડવા વિપાકને આપે છે. તેમજ વૈરાગ્ય કે જે એ કડવા વિપાકનું ઓષધ છે તેને કડવો ગણ્યો એ પણ જીવાત્માનો અવિવેક છે.

જ્ઞાનદર્શનાદિ ગુણોને અજ્ઞાન દર્શને ઘેરી લઇને જે મિશ્રતા કરી નાખી છે, તે ઓળખી સ્વરૂપ ભાવઅમૃતમાં સ્થિત થવું તેનું નામ વિવેક છે. જ્ઞાનીઓએ સંસારનું સ્વરૂપ અનંત ખેદમય, અનંત દુઃખમય, અવ્યવસ્થિત, ચળ, વિચળ અને અનિત કહ્યું છે. અને આવાં વિશેષણો લગાડતા પહેલાં જ્ઞાનીઓએ સંસાર સંબંધી સંપૂર્ણ વિચાર કરેલો જણાય છે.

અહાહા ! અરે હે અનાદી કાળથી ભવરણમાં ભટકતા જીવાત્માઓ, અનંત ભવનું પર્યટણ, અનંત કાળનું અજ્ઞાન, અનંત જીવોનો વ્યાઘાત, અનંત મરણ, અને અનંત શોક એ વડે કરીને સંસારચક્રમાં તમારા જીવાત્મા ભરણમાં અનાદિથી ભમ્યા કરે છે. તમારા જીવાત્માને ઇંદ્રવરણા જેવી સુંદર દેખાતી સંસાર મોહીનીએ લીન કરી નાંખ્યોછે એ ઇંદ્ર વરણા જેવું સુખ તમારા જીવાત્માને ક્યાંય ભાસતું નથી. મોહથી સત્ય સુખ અને એનું સ્વરૂપ જોવાની તેણે એટલે જીવાત્માએ આકાંક્ષા પણ કરી નથી.

અહાહા ! જેમ પતંગનો દીપક પ્રત્યે મોહ છે. તેમ જીવાત્માનો સંસાર સંબંધે મોહ છે. જ્ઞાનીઓ સંસારને ક્ષણભર પણ સુખરૂપ કહેતા નથી. એ સંસારની તલ જેટલી જગ્યો પણ શબ્દાદિ વિષય રૂપી ઝેરથી ખાલી રહી નથી.

માટે હે મારા પ્રિય આત્માઓ ! જે સુખ ભયવાળાં અને ક્ષણિક છે તે દુઃખજ છે.

અનંત તાપ, અનંત શોક, અને અનંત દુઃખ જોઇને જ્ઞાનીઓએ હલાહલથી ભરેલા વિષય રૂપી કાળા નાગ જેમાં આંટા મારી રહ્યા છે, એવા તથા અજ્ઞાન અવસ્થામાં અથાહ અને જ્ઞાન અવસ્થામાં થાહ મળે તેવો પણ વ્યભિચારાદિ દુષ્ટ કર્મરૂપી વમળમાં ડુબાડીને ગોથાં ખવરાવે તેવા આ સંસારસમુદ્રને પુઠ દીધી છે. અર્થાત્ તેના ઉપરથી આસકિત ઉઠાવી લીધી છે, તે સત્ય છે. જેના ભણી પાછું વાળીને જોવા જેવું નથી, જ્યાં દુઃખ, દુઃખ ને દુઃખ જ છે, જે દુઃખનો સમુદ્ર છે એવા સંસાર પ્રતિ નિર્મોહ બની જેમ બને તેમ સત્ય પુરુષાર્થ કરીને સ્વરૂપને પ્રાપ્ત થવું. તે જ મનુષ્યયોનીનું મુખ્ય કર્તવ્ય છે, કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે—

**अन्य क्षेत्रे कृतं पापं पुन्यक्षेत्रे विनश्यति ।**
**पुन्यक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ।।**

આ સંસાર રૂપી સમુદ્રથી તરવાને માટે મનુષ્ય યોની જ મુખ્ય છે. કેમકે મોક્ષ પ્રાપ્ત થવો તે કોઇ જગ્યાએ જવાથી કે કાશી પ્રયાગમાં મરણ થવાથી થતો નથી, પણ 'વાસનાક્ષય તે જ મોક્ષ' એ વાસનાક્ષય મનુષ્યયોનીમાં જ થઇ શકે છે. તીવ્ર મોક્ષપાય આ જન્મમાં ન થાય અને મંદ

ઉપાય થાય તો પણ જન્માંતરે મોક્ષ થવા સંભવ છે. પણ તે જ્ઞાન–તે મોક્ષ પ્રાપ્ત કરવાને માટે શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ ગુરુની જરૂર છે. તે ગુરુ કોણ? **गु** = અંધકાર, અને **रू** = પ્રકાશ કરે એનું નામ ગુરુ, અથવા **शिष्यसंतापहारकः ॥** એટલે શિષ્યના ત્રિવિધિ તાપને નાશ કરે, અને શિષ્યને ભવાબ્ધિમાંથી ડુબતો તારે એનું નામ શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ ગુરૂ કહેવાય. શિષ્યનો કાન ફુંકીને દ્રવ્યનું હરણ કરે ને મિષ્ટાન્ન ઉડાવે એવા ગુરુ શિષ્યનું કલ્યાણ કરી શકતા નથી. ખરા ગુરુ પ્રાપ્ત થવા દુર્લભ છે. છતાં મુમુક્ષુ પ્રાણીને જરૂર પ્રાપ્ત થઇ શકે છે. પણ તીવ્ર મુમુક્ષુપણું સિદ્ધ થવું જોઇએ.

ૐ શાન્તિ: ! શાન્તિ: ! શાન્તિ: !

લેખક:—

અખિલ બ્રહ્મસૃષ્ટિમાં પ્રારબ્ધવશાત્

ભ્રમણ કરતો કંથાધારી.......

તા. ક. :—

બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ભવચક્રનો આંટો નહીં એકે ટળ્યો. ૧

સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભવમરણે કયાં અહો! રાચી રહો? ૨

લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નવા ગ્રહો. ૩

વધવાપણું સંસારનું આ નરદેહને હારી જવો,
એનો વિચાર નહીં અહો હો ! એક પળ તમને હવો. ૪

નિર્દોષ સુખ, નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે;
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજીરેથી નીકળે. ૫

પર વસ્તુમાં નહીં મુંઝાઓ એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે દુઃખ તે સુખ નહીં. ૬

હું કોણ છું ? કયાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
કોના સબંધે વળગણા છે ? રાખું કે એ પરહરૂં ? ૭

એના વિચાર વિવેકપૂર્વક શાન્ત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનના સિદ્ધાન્ત તત્ત્વ અનુભવ્યા, ૮

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યું. ૯

રે, આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દો, આ વચનને હૃદયે લખો. ૧૦

લેખક કંથાધારી.



Nikura Ashram
C/o Hariharanand giri

Dear Lakshmi,

તોમારા પત્ર ઔર રૂપૈયા મુઝે મિલા હૈ. તોમારા પત્ર બાચકે મેરા જીસ પ્રકાર આનન્દ હુયા, બહુ આનન્દ બ્યકત કરનેકો ભાષા મેરા નહીં હૈ. મેરા મનમેં આનન્દ સબ સમયભી હૈ, તોભિ તોમારી ચિટ્ઠિ બાંચકે આનન્દ સાગર મેં લહર એલા હૈ. જૈસા ગરીબ આદમીકો હાથમેં હીરકભાણ્ડાર આનેસે ઉસકો આનન્દ રાખનેકો સ્થાન નહીં મિલતે હુ. મેરી અબસ્થા ભી તદ્રૂપ હુયા. આપ ઇંગ્લિશ ભાષામેં જો મેરા ગુણગાન કરા હૈ મેરા બીચમે ઉસ પ્રકારકે ગુણ કુછ નહીં હૈ. બિશેષ અનુસંધાન કરનેસે ભી નહીં મિલતે હૈ તબ તોમ ગુણી હો ઇસલિયે દુનિયામેં સબભિ ગુણબાન દેખતા હો. મૈં પુણામેં કબ આઉંગા ઇસકા કુછ ઠિકાના નહિ હૈ. ઇસમેં આપ બેપરોયા રાખના. ક્યોં કિ ફકિરોકા ભ્રમનકા કુછ ઠિક નહીં હૈ. જિસ બખત જાંહાં મન ચલતે હૈ, ઊહાં ભી જાતા હૈ. પુણા શહરમેં મેરા કુછ નહીં હૈ. બહુત શહર દેખા હૈ, તબ પુણા શહરમેં તોમારા બર્ત્તમાન બાસસ્થાન હૈ ઇસ લીયે

પુણ્ણા જાનેકો બિચાર હૈ. નતુબા પુનામે જાનેકો દુસરા કુછ કારણુ નહીં હૈ. તોમ ચસ્માકો બાસ્તે રુપિયા કયો ભેજા હૈ. તોમારા મકાનસે ચેરા બહુત રુપિયા મિલા હૈ. તોમ ચશ્માકો બાસ્તે રૂપિયા ભેજે યે મેરા દેલમે ઐછા ભાવ હોતા તવ ચશ્માકા વિષય ચિઠિમે કુછ ભી નહિ લેખતા. જાંહાં સ્વાર્થ, ઉહાં પ્રેમ, ભકિત, સ્નેહ, ભાલબાસા કુછ નહીં ઠહરતે, દૂર પલાયન કરતે હૈ. કયોંકિ પ્રેમ, ભકિત, સ્નેહ, ભાલબાસા એ સ્વર્ગકા દ્વાર, ઔર સ્વાર્થ સાલા નરકકા બ્દાર. સંપૂર્ણુ બિપરીત ક્રિયા કરતા હૈ. ઇસ પ્રકારં બહુત ચિન્તા કરકે રુપિયા રાખના ઠિક કિ નહી ઈસ પ્રકાર બહુત બિચાર ક્રિયાથા. ભબિષયતમે મેરા રૂપિયા પયસાકા જરૂરી હોગાકિ નહી ઇહા મેરા બિચારમેં નહીં આતા હૈ યદિ જરૂરી હૈ તબ લિખુંગા. રૂપિયા પૈસાકા કામથા બિબેકાનંદ રામતિર્થ, પ્રભૃતિ બિદ્વાન મહત્માઔાકો, બહુ મહાત્મા લોક ગૃહસ્થ આદમીકો પાસસે રૂપિયા લેકે દેશકા કિતના ઉપકાર કરગિયા ? ઔર હમ લોક સવ બહ ભેકકા સાધુ હો કે રૂપિયા માંગ માંગકે આપના પેટ પાલન કરતા હુ ! આદર્શ સંન્યાસી હોનેકો આત્મજ્ઞાન કભિ નહીં હોતા હૈ, તવ મનમેં ઐસા ખિયાલ હૈ, જો જીતને રોજ તક શરીર રહે જાયગા એતના રોજ તક છોડના નાહીં. મૈભિ આશા કરતા હું જો આપ સંન્યાસી હોએગે તવ બિબેકાનંદ, રામતીર્થ, મહાત્માકાસ્થાન પુરણુ

કરેંગે ઔર ગૃહસ્થ હોયેંગે તવ ગાન્ધી, તિલક, અરબિન્દુઘોષ પ્રભૃતિ મહાત્માઓકો માફિક દેશસેવારૂપ મહાન કાર્યમેં જીવન અરપન કરેંગે. તોમારા પાસ ચિઠિ લેખનેકો બાસ્તે ગુજરાટી અક્ષર લેખા શિખ્યા હૈ. પરંતુ ભાષા શીક્ષા નહીં હુયા. ભાષા શીખના ઐસા સરલ નહીં હૈ. ગુજરાટી પુસ્તક પઢનેમેં કંઈ કઠિન નહી હૈ. પરંતુ ભાષા સમઝમેં નહીં આતી હૈ. ભાષા શીખનેકો બાસ્તે બહુજ ગુજરાટી પુસ્તક પઢતે હૈ. સાધારણ કુછ કુછ માલુમ પડત હૈ. તોમારા હિન્દિ ભાષામે ભુલચુક હોનેસે મૈં માપ કરૂંગા, ઔર મેરા ભુલ હોનેસે કોન માપ કરેંગે? હિન્દુભાષા મેરાભી માતૃભાષા નહીં હૈ. ઔર મેરા માતૃભાષામેં ચિઠ્ઠિ લેખનેમે જૈસા મનકા ભાબ આતા હૈ. પુનામેં તોમારા સાથ મિલનેકો બહુત આશા હૈ. કારણ યહ દેહ છોડકે જાનેસે ફિર કબ આઉંગા, ઔર કબ તોમારા દર્શણ મિલેંગે ઇસકો કુછ ઠિક નહીં હૈ. બંગાલ પ્રેસીડેન્સી ઘૂમકે એકબાર બાંગાલમેં જાનેકો બિચાર હૈ. કાન્તિભાઈ કાંહાં હૈ. ઇસકો કુછ ખબર નહીં લેખા. મૈ રાજી હુ. ઇહાંસે ગપ રેનકા બિસમે બોંવાઇ જાનેકો બિચાર હૈ. આબ ભગવાન જાનતા હૈ બોમ્બાઇમેં જાકે ચશમ લઉંગા. 15 Rupees મે Golden Fremકા ચશમા હોગા Golden Frem કા ચશમા લેકે Without Ticket મે ગાડી ચડાકે મન બ્યાપાર હોગા. ઇસ બિસયમેં

ગંભીર આલોચના કરતા હુ. મૈ જાહા જાઉંગા કભી કભી મેરા ખબર આપકો મિલેંગે.

अपका कुशल प्रार्थी

Yours Attee

Satyanand



સ્વસ્તિશ્રી પુના મહાશુભસ્થાને વિરાજમાન પરમવિવેકી ધરમાત્મા શાન્ત્યાદિગુણયુક્ત શમદમાદિસાધનમાન બ્રહ્મવિદ્યાભ્યાસનિષ્ટ મુમુક્ષુવરેષુ પ્રત્યક વૃત્તિમાન શિષ્યશ્રી લક્ષ્મીપ્રસાદ, જોગ્યશ્રી કાશીક્ષેત્રથી લી૦ ગુરૂનારાયણના આર્શીર્વાદ તથા નારાયણસ્મરણ વાચશો. આપરસમાચાર–આપનો કુશળ સમાચારનું પતું જયંતીલાલના હાથનું લખેલું પોતું છે. વાંચી સ્વરૂપસુખમાં વિશેષ મદદ મળી છે. અને આપના હાથનો પત્ર મળતતો એવો આનંદ થાત કે વરણવી ન સગાય તેવો જે આનંદ ને મન વાણીનો અવિસેકે છે. પરંતુ ખેર, જે આપને ગમ્યું તે ઠીક જ સમજું છું. મારા અંતઃકરણની માનીનતા નીચે લીખા મુજબ છે. તમો મારા દીવ્ય ચક્ષમાન દેખતા શિષ્ય છે, અને આ શરીરતીર્થોમાં બેસીને સ્વરૂપમાં સ્થીત છે. અદ્દભુત સ્વરૂપનો અનુભવ કરૂ છે, તે તમારા ઉપદેશનું ફલ છે, મારા અતઃ-

કરણુની લાગણી આપ તરફ રહે છે. એટલું આપને દરશાવવું બસ છે. હું હોળી કરીને કાશી ક્ષેત્રથી પ્રયાગ અયોધ્યા થઈને હરિદ્વાર જવાનો છું. પરંતુ એક વિચાર આવો પણુ થાય છે કે માર્ચની તારીખ ૧૬ મીનો મુંબઇ થઈને આપને સાથે લઇને અમદાવાદ થઈને બે દિવસને માટે ધ્રાંગધ્રા થઈને હરિદ્વારિગરધારી બ્રહ્મચારી અને તમે ને હું ત્રણુ માસ રિસિકેષમાં રહેશું. ત્યાં જે કર્તવ્ય છે તે કરીશું. આપથી મને કોઇ પણુ જાતનો અંતર નથી. તમો મારા અંતરઆત્મા છો. હું સત્ય આપને લખું છઉં. આપનો વ્યહવાર તથા પરમાર્થ બે સિદ્ધ થાય. તેવો મારો વિચાર છે. લક્ષ્યની સિદ્ધિ કરીને પછી વ્યહવાર કરો. તમોને દિવ્ય કવચ પહેરાવીશ. હરખ શોક તથા સંસાર બાધા કરશો નહીં. મારો વિચાર મેં તમોને દરશાવેલ છે. આપના વિચાર જે હોય તે પત્રદ્રરા સ્વહસ્તે લખશો. જે કંઇ મનનો આશય હોય તે અમોને સવિસ્તારથી લખી જણાવશો. આલસ કે વિલંબ કરશો નહિ, અને આ અસાર સંસારમાં જે કાંઇ સાર છે તેની સંસેવિપર્યથી રહિત ઉપલબ્ધી કરીને તેમાં સ્થિતિ કરવી એજ પરમ કર્તવ્ય છે. સાંસારીક કાર્ય કરવાં તે ગૌણુ છે. તે આપ વિચારશીલ છો. સ્વયં જ્ઞાતા છો. ૫૦-૬૦ વરસની મુસાફરી છે. એક ઘડીનો ભરોંસો નથી. તે તમે અનુભવી છો. આ લોકે દેવવત્ જીવન ગાળવું એ પુરુષનું કર્તવ્ય

છે. પશુ જેવું જીવન ગાળવું એ પશુનો ધરમ છે. વારંવાર મનુષ્ય શરીર પ્રાપ્ત થવું અસંભવિત છે. કાગતાલીયન્યાયે અચાનક પ્રાપ્ત થયું છે. અને મોક્ષનું દ્વાર છે. તે ચિન્તામણી છે. એને ફોકટુ ગણીને જુવામાં હારી દે છે તેને બુદ્ધિમાનો હસે છે. તે માટે મુખ્ય કર્તવ્યનું ફલ કરામલકવત સંપાદાન કરીને વ્યવહાર બુદ્ધિમાન કરે છે. પોતાની ફરજ બજાવવી તે સર્વનું કર્તવ્ય છે. જે આપનો આશય હોય તે નિઃસંશય લખી જણાવશો. જેમ તમે પ્રસન્ન થાશો તેમ હું કરવા ખુશી છઉં, આપનું હિત થાશે તે કરશું. ....,જ્યતુ, કાતિલાલ, .... એ સર્વેને મારા આશીર્વાદ કહેશો. હું પ્રેમથી બંધાયલો છઉં. આપણી ઈચ્છા અનુસાર હું કરવાને ખુશી છઉં. જાદા શું કામ ?

આસો વદ નોમનો કાગળ લખેલ છે.

॥ ૐ ॥

સ્વસ્તિશ્રી પુના મહાશુભસ્થાને વિરાજમાન પરમવિવેકી ધરમાત્મા શમદમાદિસાધનયુક્ત બ્રહ્મવિદ્યાભ્યાસનિષ્ઠ મુમુક્ષુવરેષુ શાન્ત્યાદિગુણવરીષ્ઠ શિષ્યશ્રી ૫ લક્ષ્મીપ્રસાદ જોગ કાશીક્ષેત્રથી લી. ગુરુનારાયણના આશીર્વાદ તથા નારાયણસ્મરણ વાંચશો. અબ આપનો કુશળ પત્ર પહોંચ્યો છે. વાચી પરમ સંતોષ થયો છે. અમો તથા વૃદ્ધ બ્રાહ્મણ,

તથા દક્ષણી બ્રાહ્મણનો છોકરો ત્રણે કુશળ આનંદમાં ભગવતકૃપાથી છીએ. અને તમારા સર્વના કુશળ મંગળ શ્રી વિશ્વેશ્વરથી મનાવીએ છીએ, ભાઇ માણેકલાલના બે પત્ર રાજીખુશીના આવેલા છે. તથા શીયાળામાં ખાવા સારૂ દવા તેમણે મંગાવેલી તે અમોએ તેમને મોકલેલ છે....,,જયતુ,, કાંતિલાલ, અન્યસર્વને અમારા આશીર્વાદ કહેશો.

જેમાં શ્વાસ અને નિશ્વાસ ભલી પ્રકાર નષ્ટ થઇ જાય અર્થાત્ બહારના વાયુનું અંદર આવવું તે શ્વાસ, અને અંદરના વાયુનું બહાર જવું આ નિશ્વાસ, એ બંને જેમાં ન રહે, અને ઇન્દ્રિઓથી વિષયોનું ગ્રહણ કરવું એ જેમાં ન રહે, અને અંતઃકરણની ક્રિયારૂપ વિકાર પણ જેમાં ન રહે એવો જે યોગીઓનો લય છે અર્થાત્ ધ્યાન કરવા યોગ્ય વસ્તુના આકારની જે અંતઃકરણવૃત્તિ છે તે સર્વથી ઉત્તમ છે. ॥ ॐ ॥

જેમાં મનના પરિણામરૂપ સંપૂર્ણ સંકલ્પ નષ્ટ થઇ ગયા છે. અને જેમાં સંપૂર્ણ ચેષ્ટિતન રયા હોય અર્થાત્ કરચરણ આદિકનો વ્યાપાર નિવૃત થઇ ગયો હોય, અને પોતે પોતેહિ જાણવાને યોગ્ય હોય અર્થાત્ જેને અન્યપુરૂષ ન જાણી શકે, અને વાણીનો પણ અગોચર હોય, અર્થાત્ વાણી પણ જેને વર્ણવી શકે નહિ; એવો વિલક્ષણ લય યોગી જનોને પ્રગટ ઉત્પન્ન થાય છે. ॥ ॐ ॥

લક્ષ્મીપ્રસાદને માલુમ થાયકે આ સંસારમાં કર્મ ધાન છે. જે પુરુષ જેવું કર્મ કરે છે તેને તેવું ફળ ળ પ્રાપ્ત થાય છે.

અલ્પ કાળ છે. વિઘ્ન ઘણાં છે. જે सत् વસ્તુ છે તેમાં ચેત્ત પ્રસ્થાપિત કરવું એજ પુરુષપણું છે. પુરુષાર્થથી ષ્ટ થાવું તે મોટી ભૂલ છે. એજ. મુકતાત્મા લક્ષ્મીપ્ર-સાદ ! તમારા નામને સફલ કરશો.

॥ ॐ ॥

સ્વસ્તિશ્રી પુના મહાશુભસ્થાને વિરાજમાન પરમસ્નેહી પરમાત્મા શાન્ત્યાદિકગુણયુકત શમદમાદિસાધનયુકત બ્રહ્મ-વિદ્યાભ્યાસનિષ્ઠ ઔર મુમુક્ષુ વરીષ્ઠ શિષ્યશ્રી ૫ લક્ષ્મીપ્ર-સાદ યોગ્યશ્રી કાશીક્ષેત્રથી લી૦ ગુરુનારાયણના આશીર્વાદ તથા નારાયણ સ્મરણ વાંચશો. અપર સમાચાર પ્રથમ પત્ર તમારૂં વાંચ્યું અને તેથી ચિત્તને વિષે કાંઈ પણ ફેરફાર થયા વગર એક અર્ધો કલાક વિચારમાં ચિત્ત લાગ્યું રહ્યું. તત્પશ્ચાત્ ઇશ્વરપ્રત્યે શુભ ભાવના કરવાને ચિત્ત સંલગ્ન થયું નિત્ય જે કાર્ય કરતા હતા તેજ પ્રમાણે કર્યું. પશ્ચાત બીજે દિવસે આપનો કુશળ પત્ર વાંચી કરીને પરમ આનન્દ થયો. અને આપની જે ભાવના છે, કાંતો આત્મસાક્ષાત્કાર, કાંતો દેશસેવા–માયના પરોપકાર કરવો એ બન્ને પક્ષ

સારા છે. કર્મયોગ અથવા જ્ઞાનયોગ. કર્મયોગ સાધન છે, ઔર જ્ઞાનયોગ પૂલ છે. પૂર્વનું કોઇ પુણ્ય આપનું ઉદય થયું છે. એક પશુના જેવું જીવન ન ગાળવું આવો વિચાર થવો એ પણ કોઇ મહાન સુકૃતનું ફળ છે. અને કાર્યથી પણ સુકૃતનું અનુમાન થાય છે, તેએક સદ્‌ગૃહસ્થને ઘેર આપનો જન્મ, તેમાં પુરૂષશરીર પ્રાપ્ત થવું, જ્ઞાન વા કર્મયોગમાં લાગણી થવી, તથા અમારા જેવા સાધુમહાત્મા મળવા, તથા સંસારના ભોગોમાં ઉપરામવૃત્તિ થવી, અને પરલોકના માર્ગની જે રાહ છે સનાતન, તેની વાંછા થવી અને આ સંસાર કે જે પરિવર્તન પામ્યા કરે છે, એવી દૃષ્ટિ થવી; તથા सत् વસ્તુમાં લાગણી થવી; આપણા કલ્યાણનો શોધ કરવો; તેના માટે મથવું; ઔર અનેક તર્કવિતર્ક યથાર્થ વસ્તુની પ્રાપ્તિ માટે કરવા એ બધું પૂર્વના સંજોગ વિના બનતુંજ નથી–આવા વિચારોજ નથી સ્ફૂરતા. અને તમે નિઃસંશય રહો. ખરો ત્યાગ શું છે તે તમે જાણતાજ નથી હજી. કેવળ માનસિક ત્યાગ અને શારીરિક ત્યાગ એટલે મનથી સર્વ અનાત્મ પદાર્થોનો ત્યાગ કરવો, અને શરીરથી સંપૂર્ણ અનાત્મ વસ્તુઓનો ત્યાગ કરવો. એ શારીરિક ત્યાગ અને માનસિક ત્યાગ એ ત્યાગ શબ્દનો મુખ્ય અર્થ નથી. ત્યાગ વસ્તુતો એક અલૌકિક જ છે, જે ખરો ત્યાગ છે તે હાથમાં આવવાથી માનસિક ઔર શારીરિક ત્યાગની જરૂર રહેતી નથી. અર્થાત્

શારીરિક ત્યાગ અને માનશિક ત્યાગએતો એક પ્રકારની કલ્પના છે, એ મૂઢ પુરૂષને માટે સારો છે. પણ તમારા જેવા સંસ્કારી છે તેને ત્યાગ શબ્દનો જે મુખ્ય અર્થ છે તેજ ગ્રહણ કરવાનો છે. તે આત્મજ્ઞાન વિના ત્યાગ થતો નથી. અને આત્મજ્ઞાનથી જ તે મુખ્ય ત્યાગની પ્રાપ્તિ થાય છે. કદાપિ દોષદૃષ્ટિથી તમે માનસિક કે શારીરિક ત્યાગ કરશો તો તે ત્યાગ ટકવાનો નથી. પણ મિથ્યા બુદ્ધિથી જે ત્યાગ થાય છે તે દિવસો દિવસ વધતો જાય છે. અને મિથ્યા બુદ્ધિથી જે ત્યાગ થાય છે તેજ ત્યાગ શબ્દનો મુખ્ય અર્થ છે. દોષદૃષ્ટિથી અથવા કંટાળાથી અથવા-યત્કિંચત વિવેકથી વૈરાગ્ય છે તે ટકતો નથી. ઔર સંપૂર્ણ પદાર્થમાં મિથ્યા બુદ્ધિ અપરોક્ષ પછે જો વેરાગ્ય થાય છે તે વૈરાગ્ય નાશને નથી પામતો. પણ પ્રતિદિન વધતો જાય છે. પૂર્ણ આત્માનું અપરોક્ષ જ્ઞાન અર્થાત્ સાક્ષાત્કાર કરવાથી જ મુખ્ય વૈરાગ્ય થાય છે, એ વૈરાગ્ય ટકે છે અર્થાત્ આત્મજ્ઞાન થાવાથી અનાત્મ પદાર્થ મિથ્યાબુદ્ધિ અપરોક્ષ થાય છે. સત્‌બુદ્ધિ સંસારમાં તે નિવૃત્ત થાય છે. પછી જે વૈરાગ્ય થાય છે તે નિવૃત્ત થતો નથી. પરંતુ રાગ ઔર વૈરાગ્યના ઝગડામાં પડવાની કંઇ જરૂર નથી. ફકત આત્મ-સાક્ષાત્કાર થઇ જાય તો પરાકાષ્ટા છે. પછી કંઈ વિશેષ જાણવાની જરૂર રહેતી નથી. કાંઈ વિકલ્પ પણ રહેતા નથી. તે મારૂં એ જ કહેવું છે કે એક ચાર માસ અમારી પાસે

તમે રહેશો તો તમારા સંપૂર્ણ વિકલ્પ હું નિવૃત્ત કરી દઇશ. તમે નિઃસંશય રહો સંવત ૧૯૭૬ ના ફાગણ સુ ૩ રવિવાર.

॥ ૐ ॥ ૐ ॥

॥ ૐ ॥

## મુમુક્ષુ પ્રાણી પ્રત્યે બે બોલ.



૧. હે મુમુક્ષુ ! આજથી તું નિર્દોષ જીવન વ્યતીત કરજે.

૨. હે મુમુક્ષુ ! આજથી તું નિઃસંગ જીવન વ્યતીત કરજે.

૩. હે મુમુક્ષુ ! આજથી તું સર્વ જીવોથી નિર્વૈર જીવન વ્યતીત કરજે.

૪. હે મુમુક્ષુજન નિર્દ્વંદ્વ રહેવું હોયતો નિર્વ્યસન જીવન વ્યતીત કરજે.

૫. હે મુમુક્ષુ ! આજેથી તું કોઇ પ્રાણી પ્રત્યે ક્રોધ કરતાં પહેલાં તારી શાંતિ રૂપી શમશેરને યાદ કરજે યા મુમુક્ષુના અધિકારને યાદ કરજે.

૬. હે મુમુક્ષુ ! આજેથી તને કોઈ પ્રાણીથી દુઃખ પ્રાપ્ત થાય તો તેના ઉપર રાગ દ્વેષ ન કરતાં પ્રારબ્ધમાં

નિર્માણ કરેલું છે, તે અવશ્ય મેવ ભોકતવ્યં છે, તે સુત્ર યાદ કરજે કેમકે સુખદુઃખ થવું તે પ્રારબ્ધ આધીન છે.

૭. હે મુમુક્ષુ ! આજેથી શત્રુની યા મિત્રની યા પાપાત્માની યા પુણ્યાત્માની જેનાથી તને સુખઃદુખ થાય તેની યા તારા નાસ્તિક પંચ ભૌતિકનું માન્ય કરે યા અપમાન કરે તેની તથા સર્વ પ્રાણી માત્રની સ્તુતિ નિંદાથી પૃથક્ થજે.

૮. હે મુમુક્ષુ આજના દિવસથી તારી યા તારી વિદ્યાની યા તારા શુભાશુભ કર્તવ્યની યા કોઇ પ્રકારની તારા નિમત્તની સ્તુતિ નિંદા કોઇ કરે તો તેની પર રાગ દ્વેષ નહિ કરતાં, સ્તુતિ નિંદા કરવી એ ગુણોનું કર્તવ્ય છે, એમ સમજીને આજના દિવસથી તું બધીર વૃત ધારણ કરજે.

૯. હે મુમુક્ષુ ! થોડી વાતમાં આટલું સમજીલે જે કે આ મિથ્યા જગતમાં તારી કોઇ અવજ્ઞા કરે કરાવે તો મૌન યા બધિરવૃત્ત ધારણ કરજે

૧૦. હે મુમુક્ષુ આજથી તું તારા પૂર્વચરિત્રનું કથન કરતાં યા તમામ ભૂતકાળનું વર્ણન તથા ભવિષ્યનુ શોચનનો પરિત્યાગ કરી વર્તમાન કાલનુ શુભ આત્મચિંત્વન કરજે.

૧૧. હે મુમુક્ષુ ! આજથી તું તારા નાસ્તિક પંચ ભૌતિકની બડાઈ કરવાથી આત્મશ્લાઘા થાય છે. તેથી દેહાભિમાન સિદ્ધ થાય છે. દેહાભિમાનથી રાગદ્વેષ થાય છે. માટે બડાઈથી પ્રથક થજે.

૧૨. હે મુમુક્ષુ ! જો તારે મોક્ષની ઇચ્છા હોય તો જે કાર્યથી રાગ દ્વેષ યા, ક્રોધ યા દેહાભિમાન ઉત્પન્ન થાય તે કાર્યથી આજે જ પ્રથક્ થજે.

૧૩. હે મુમુક્ષુ ! આજથી તું નિખાલસ મનથી, શુદ્ધ અંત:કરણથી, નિરભિમાનથી, નિર્ભયતાથી, પ્રારબ્ધ વશાત્ ભુમિપર ભ્રમણ કરજે. કેમકે શરીરનો ભોગ પ્રારબ્ધ વશ છે.

૧૪. હે મુમુક્ષુ ! આજથી તું કોઇ પ્રકારનો કોઇ પ્રાણીને વિશ્વાસઘાત કરવાથી મહાનુંસ્વયંભુના કોપને પાત્ર થઈશ.

૧૫. હે મુમુક્ષુ ! આજેથી તું અસત્ય ભાષણનો ત્યાગ કરજે અસત્ય ભાષણ કરતાં પહેલાં તારા મુમુક્ષુ પણાને યાદ કરજે.

## नास्ति सत्यसमं तप :

૧૬. હે મુમુક્ષુ ! આજથી તું અમુક વસ્તુ મેં જાણી છે, જાણું છું, અને જાણીશ. યા બતાવીશ આવી શાસ્ત્ર

શક્તિ વાકચાતુર્યતાની આજેથી તું સદાને માટે ત્યાગ કરજે.

૧૭. હે મુમુક્ષુ ! આજથી તું શાસ્ત્ર રહિત ભાષણુનો ત્યાગ કરીને શાસ્ત્ર વિહિત્ મૌન ધારણ કરજે.

૧૮. હે મુમુક્ષુ ! આજથી તું શિશ્નોદરને માટે કોઈ પ્રાણીને ફરેબમાં લાવવાને માટે અસત્ય ભાષણ તથા ફરેબની કોશિશથી જુદો થજે.

૧૯. હે મુમુક્ષુ ! આજથી તારે દેહાભિમાનથી યા રાગદ્વેષથી પ્રથક થવું હોય તો હું આવો હતો, આવો છું. હું અમુક જાણું છું, મેં ત્યાગ કર્યું છે આવા શબ્દો આજથી તું સદાને માટે ત્યાગ કરજે. ને પ્રત્યેક અસત્ય શબ્દો કોઈ પ્રાણીને કહીશ નહિ કહેતાં પહેલાં "ઉપદેશો હિં મૂર્ખાણું" એ સુત્રને યાદ કરજે અને

सत्येऽपिमौनं असत्येऽपिमौनं०

૨૦. હે મુમુક્ષુ ! તું આજથી લોકૈષણા, પુત્રૈષણા, અને વિત્તૈષણા એ ત્રણ ઈષણાથી સદાને માટે પ્રથક થજે. અને ચિત્તમાં આજથી સદાને માટે અખંડ શાંતિ કરજે કેમકે अशांतस्य कुतः सुखम्

૧. હે મુમુક્ષુ ! આજથી કોઇ ચંડાળ હોય યા સત્કર્મી

હોય વ્યભિચારી હોય યા યજ્ઞાદિક કર્મી હોય પણ હે મુમુક્ષુ આજેથી તું કોઇની અવજ્ઞા કરીશ નહિ.

હે મુમુક્ષુ ! આજેથી તું આ સર્વ લેખસાર આટલો સમજી લેજે કે દેહાભિમાન, રાગદ્વેષ, અસત્યભાષણ સમગ્ર વિકારનો ત્યાગ કરીને કેવળ હીતં, સત્યં, મીતં, વકતી, તથાપી શાસ્ત્ર વિહિત.

**सत्येऽपि मौनं असत्येऽ पिमौनं.**

હે ચિત્તે આજના મધ્યાન્હથી અખંડ શાન્તિને ગ્રહણ કરીને પ્રારબ્દ વશાત્ શિત, ઉષ્ણ, માન, અપમાન, સુખદુઃખ નો અનુભવ કરતાં ભુમિપર ભ્રમણ કરતાં પ્રણવનું રટણ કરજે.

**भिक्षुकाः नौत्र भिक्षंती शिक्षयंती गृहे गृहे**
**दीयतां दीयतां सर्वे अदत्ते फलमी दशम्॥**

લી. કંથાધારી.

# " મુમુક્ષુ પ્રાણી પ્રત્યે ભિક્ષુકના ઉદ્ગારો "



પ્રીય આત્માઓ ! અહો ! જ્ઞાનરૂપ આત્માના સત્યભાવ પદાર્થને અજ્ઞાન અને અદર્શન રૂપ અસત્ય વસ્તુએ ઘેરી લીધો છે. એમાં એટલી બધી મિશ્રતા થઇ ગઇ છે કે પરીક્ષા કરવી અતિ દુર્લભ છે. સંસારનાં સુખો અનંત જીવાત્માએ ભોગવ્યાં છતાં, તેમાંથી હજી પણ મોહ ટળ્યો નહિ, અને તેને અમૃત જેવો ગણ્યો, એ જીવાત્માનો અવિવેક છે. કારણ સંસાર કડવો છે, કડવા વિપાકને આપે છે; તેમજ વૈરાગ્ય જે કડવા વિપાકનું ઔષધ છે, તેને કડવો ગણે છે. એ પણ જીવાત્માનો અવિવેક છે. જ્ઞાન દર્શનાદિ ગુણોને અજ્ઞાનદર્શને ઘેરી લઇ જે મિશ્રતા કરી નાખી છે, તે ઓળખી સ્વરૂપ ભાવ અમૃતમાં સ્થિત થવું, તેનું નામ વિવેક છે. સંસારનું સ્વરૂપ—જ્ઞાનીઓએ એને અત્યંત ખેદમય, અનંત દુ:ખમય, અવ્યસ્થિત, ચળવિચળ અને અનિત્ય કહ્યો છે. આવાં વિશેષણો લગાડતાં પહેલાં જ્ઞાનીઓએ સંસાર સંબંધી પૂર્ણ વિચાર કરેલો જણાય છે. અહા હા ! અનાદિ કાળથી ભવારણ્યમાં ભટકતા હે જીવાત્મા ! અનન્ત ભવનું પર્યટણ, અનન્ત કાળનું અજ્ઞાન, અનન્ત જીવનો વ્યાઘાત, અનન્ત મરણ,

અનન્ત શોક એ વડે કરીને સંસારચક્રમાં તમારો આત્મા ભવારણ્યમાં અનાદિથી ભમ્યા કરે છે-તમારા જીવાત્માને ઈન્દ્રવારણા જેવી સુન્દર દેખાતી સંસાર મોહિનીએ લીન કરી નાખ્યો છે. એ સુખ તમારા જીવાત્માને ઇન્દ્રવારણા જેવું ક્યાંયે ભાસતું નથી? જીવાત્મા મોહથી સત્યસુખ અને તેનું સ્વરૂપ જોવાની આકાંક્ષા પણ કરતો નથી. અહા હા! જેમ પતંગનો દીપક પ્રત્યે મોહ છે, તેમ જીવાત્માનો સંસાર સંબંધે મોહ છે. જ્ઞાનીઓ સંસારને ક્ષણભર પણ સુખરૂપ કહેતા નથી. એ સંસારમાં તલ જેટલી જગ્યા પણ શબ્દાદિ વિષયરૂપી ઝેર સિવાય ખાલી રહી નથી. માટે હે મારા પ્રીય આત્માઓ! જે સુખ ભયવાળાં અને ક્ષણિક છે, તે દુઃખજ છે. અનન્ત તાપ, શોક અને દુઃખ જોઇને જ્ઞાનીઓએ આ હળાહળ ઝેરથી ભરેલા અને વિષયરૂપી કાળા નાગ જેમાં આંટા મારી રહ્યા છે એવા, અજ્ઞાન અવસ્થામાં અથાહ પણ જ્ઞાનાવસ્થામાં થાહ મળે એવા, વ્યભિચારાદિ દુષ્ટ કર્મરૂપી વમળમાં ગોથાં ખવરાવે એવા, આ સંસાર સમુદ્રને પૂઠ દીધી છે, અર્થાત્ તેના ઉપરથી આસક્તિ ઊઠાવી દીધી છે, તે સત્ય છે. એના ભણી પાછું વાળીને જોવા જેવું નથી. ત્યાં દુઃખ, દુઃખ ને દુઃખ છે. એ દુઃખનો સમુદ્ર છે, માટે જેમ બને તેમ સત્ય પુરુષાર્થ કરી સ્વ-સ્વરૂપને પ્રાપ્ત થવું, એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. ।। ૐ ।।

## લક્ષ્મીપ્રસાદ પ્રત્યે આપ્ત વર્ગના પત્રો.

**The New Shorrook Spg. & Mfg. Co Ltd.**

**Nadiad.** તા. ૨૨.-૮-૧૯૧૭

પ્રીયભાઇશ્રી લક્ષ્મીપ્રસાદ

શ્રી પુનાસીટી.

આપનો પત્ર તા. ૧૮ મીનો મળ્યો છે. વાંચતાંતો કેટલો બધો આનંદ થાયો, તેનું વર્ણન કરી શકતો નથી. As glad as two fond lovers meet. આપ મને વારંવાર જે સત્ય સ્ફૂરણની જાગૃતિ કરાવો છો, તથા ગાઢ અંધકારમાંથી જગાડો છો, તેના બદલામાં હું આપને શું ને શું કરી નાખું ! એમ થાય છે. આપનો પત્ર બે ત્રણ વખત વાંચ્યો-વંચાવ્યો. તેનો હવે મારી સમજ પ્રમાણે ખુલાસો કરૂં છું.

પ્રથમ મારા નિત્યના અભ્યાસની બાબત જણાવું છું નવરાશને વખતે વેદાન્તનાં પુસ્તકો વાંચુંછું. પછી તેના સત્યાસત્યનો વિચાર કરૂં છું. અને તેમાંથી જે કાંઇ પાળી શકાય, તે ધ્યાનમાં રાખી વર્તવાનું શરૂ કરૂં છું. ભલે ! ગમે તે પુસ્તકો વાંચું, પરન્તુ આપણો વેદાન્તનો વિષય દરેકમાંથી ગ્રહણ કરી લેવો, એ નિયમ રાખું છું. નિત્ય

કર્મમાંતો હાલ ઇશ્વરનું સાકાર ધ્યાન ધરૂં છુ. આખો દિવસ નવરાશની વખતે તેજ ધ્યાનમાં રાખું છું; કારણ કે મારૂં ધારવું છે, કે સાકાર સ્વરૂપમાંથી જ નિરાકારનું સ્વરૂપ સમજાશે. એકદમ નિરાકારમાં ગોથાં ખાઈ જવા જેવું છે, એટલે મારે માટે તો હું સાકાર ધ્યાન શ્રેયસ્કર સમજું છું. નિરાકાર સ્વરૂપ સમજાયું, એટલે સાક્ષાત્કાર થયો સમજવો.

વળી અંતઃકરણ તો પ્રથમ નિર્મળ-શુદ્ધ જ જોઇએ, તેને સારૂ નિષ્કામ ભકિતની પણ જરૂર છે, તેની સાથે પ્રેમીલું પણ થવું જોઇએ. અને તે એટલું બધું પ્રેમીલું બનાવવું જોઈએ, કે વૃંદાવનની ગોપીઓ જેમ શ્રીકૃષ્ણને દેખી પોતાનું ભાન ભૂલી જતી હતી, અરે! ફકત એકલી મોરલીનો મીઠો સુર સાંભળી ઘેલી બની જતી હતી, તેમ આપણે પણ ૐ પ્રણવ મંત્રમાં એકદમ શૂન્ય થઇ જવું જોઇએ, અને તેથી રોજ સેવા કરવાનું રાખ્યું છે, કે જેથી અંતઃકરણ દયાવાન, ધૈર્યવાન તથા સકળ વિશ્વપર પ્રીતિવાન થાય. ત્યાં દરેક ચીજ ( ચૈતન્ય અગર જડ ) માં આપણાપણું જોતાં શીખવું જોઇએ. આને વાસ્તે ભકિતની પણ જરૂર છે, અને તે સેવા નિત્ય કરૂં છું. અત્યાર સુધી ફકત હું વાંચી જાણતો હતો, પરન્તુ હવે તો તેનો અનુભવ કરતાં શીખું છું, અને તેજ મારા ધારવા મુજબ ઉત્તમ કહેવાય. આટલેથી કાંઇ બેસી રહેવાનું નથી, અભ્યાસતો

આગળ વધારવાનો જ. એટલે વધુ વધુ જ્ઞાન મળતું જવાનું, તેમ તેમ તેનો સ્વાદ પણ ચાખતા જઈશું.

વધારામાં હવે રાત્રે સૂતી વખતે, તથા સવારમાં ઊઠતી વખતે પણ અડધો કલાક–જેટલો ટાઇમ મળી શકે તેટલો વખત સાકાર ધ્યાનમાં ગાળવો, એવો આજથી નિશ્ચય કર્યો છે. આમ કરવાથી મન ઘણું જ Control માં આવી જશે. મન Control માં આવ્યું, તેટલા પ્રમાણમાં પ્રાણ કબજામાં આવ્યો ગણાય. અને તેમ થયું એટલે પછી ચિત્ત એકાગ્ર થતાં વાર લાગશે નહિ, એમ હું સમજું છું.

બીજું, આપે ત્યાગના તથા સંસારના જે ગુણદોષોનું સ્પષ્ટીકરણ કર્યું, તે અક્ષરે અક્ષર સત્ય છે, અને સંસારના દુ:ખમય જીવન કરતાં ત્યાગનું સુખમય જીવન શ્રેષ્ઠ છે. અલબત્ત ! જ્ઞાન દષ્ટિએ જોતાં તો ત્યાગીની ભવ્યતા, નિડરતા, આનંદ વગેરે સંસારી કરતાં ઔરજ હોય છે; કારણ જેને સકળ વિશ્વજ પોતાનું છે, તેને પછી જગતમાં ડરવાનુંજ શું હોય ? સઘળું આનંદમયજ ભાસે છે. તેવા ઋષિઓના આનંદનું તો પૂછવુંજ શું ? પરન્તુ તે મહાત્મા ક્યારે કહેવાય કે જ્યારે તેને સાક્ષાત્કાર થયો હોય, ત્યારેજ તેવો આનન્દ પ્રાપ્ત થાય છે. આપણે પણ આ દેહ મૂકતાં પહેલાં તે સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ; કારણ કે હજારો–લાખો અવતાર પછી આ અમૂલ્ય મનુષ્ય દેહ મળ્યો છે, અને તે

મનુષ્ય દેહથીજ ફક્ત મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે. તો તેવો અલભ્ય લાભ આ મનુષ્ય દેહથી મળી શકે છે, તો તે વડે આ જીવનનું સાર્થક કરવા સતત પ્રયત્ન શા માટે ન કરવો? અને જો આપણે આટલું જાણી તે પ્રમાણે ન વર્તીએ, તો પછી આપણી ગણત્રી માત્ર મૂર્ખમાંજ થવી જોઇએ. આ સત્યજ છે, અને સત્ય તેજ વેદાન્ત છે એમ હું દ્દઢ પણે માનું છું, અને હવે તે લઇ પણ બેઠો છું.

લી. આપનો આત્મમણિ **રામરાય.**

The new Shorrock Spg. and wg. Co Ltd.

**Nadiad,** તા. ૩૦-૮-૧૯૧૭.

**પ્રીયભાઈશ્રી,**

આપનો પત્ર તા. ૨૩ મીનો લખેલો મને તા. ૨૮મી એ મળ્યો. પોસ્ટ અગર રેલ્વેમાં ગફલતથી Detained થઈ ગયો હશે. ખેર! બસ! મળ્યો એટલે આનંદ! તેના સાક્ષીભૂત આપણા આત્માજ છે. આપનો પત્ર ફરી ફરી વાંચ્યો છે. આપનો દ્દઢ નિશ્ચય યોગી થવાનો છે તે જાણ્યો છે. મને તો એમજ લાગે છે કે આપનો કોઇ પૂર્વ જન્મનો યોગ સમ્પૂર્ણ નહિ થયો હોય, અગર કંઈ ન્યૂનતા રહી ગઇ હશે,

એટલે આપ કોઇ પૂર્વજન્મના યોગભ્રષ્ટ છો, એટલેજ સમ્પૂર્ણ યોગી થવાની તમારી દૃઢ ભાવનાઓએ તમને આ મનુષ્ય દેહ ધારણ કરવા પ્રેર્યા હશે. તો તે સમ્પૂર્ણ કરી after life સુખમય શાન્તિમાં ગાળવી એજ ઉત્તમ છે. મારા જેવાને પણ તેથી અતિ લાભ થશે; કારણ કે મારૂં પણ અહીંનું કર્તવ્ય પૂરૂં થયા બાદ આપ જેવાની પાસે આવી શાન્તિ મેળવું. હાલ હું જે સાકાર ( સગુણ ) ધ્યાન ધરૂં છું, તેમાંથી જ મને નિર્ગુણ અદ્વૈત પણાનું જ્ઞાન થવું જોઇએ, એમ મારૂં તો ધારવું છે; કારણ કે સગુણમાંજ એકતાર થવાથી નિર્ગુણ આપો આપજ થઇ જવાશે. જ્યાં સુધી ઈંદ્રિયોનું ભાન રહે, ત્યાં સુધી નિરાકાર કેમ સંભવે ? અને જ્યારે એ સ્થિતિ આવશે કે ઇન્દ્રિયોનું ભાન પણ ભૂલી જઈશું, તે વખતે સર્વત્ર અદ્વૈત-બ્રહ્મ જ રહ્યું. એજ સ્થિતિ આનંદમય કહેવાશે, અને સર્વત્ર આનંદમય જ લાગશે. આપની જે ઉચ્ચતર અભિલાષા જ્ઞાની થઈ ( જ્ઞાનતો છે પણ તે જાણવાનું જ બાકી છે ) મહાત્માઓની માફક દિવ્ય સંદેશા કહેવડાવવાની છે, તે અત્યંત કલ્યાણ કારી કહેવાય. તેમાંજ સકળ વિશ્વનું કલ્યાણ સમાયલું છે. સત્ય-ધર્મ-વેદાન્તનો આખા હિન્દુસ્તાનમાં એવો તો પ્રચાર થવો જોઇએ છે, કે હાલ જે અનેક જુદા જુદા સમ્પ્રદાયો પોત પોતાના ધર્મનું સમ્પૂર્ણ જ્ઞાન હોયા વગર જે નકામો દ્વેષ રાખે છે, તે જડ મૂળમાંથી અંતર્ધ્યાન થવો જોઇએ. જ્યારે

અનેક પ્રચારકો વેદાન્તનું યોગ્ય રીતે પ્રકટી કરણ કરશે, ત્યારેજ હિન્દુભાઇઓનું કલ્યાણ સમજવું. હાલ જે વેદાન્ત ફક્ત ગણ્યા ગાંઠ્યા હિમાલય નિવાસી મહાત્માઓ પાસે છે, તે ત્યાંથી નીકળી દેશના ભલાને ખાતર લોકોના હૃદયમાં રહેવું જોઇએ, અને તેના ભલાને ખાતર-ઐક્યતા કરવાને ખાતર આપ જે વિચાર રાખોછો તે કેટલે દરજ્જે ઉચ્ચ-તર ગણાય, તે સર્વ કોઇ જાણતું તો હશે જ. આપણા હિન્દુસ્તાનની ઐક્યતા કરવાનો એકજ અને આજ ઉપાય છે; કારણ કે આપણા હિન્દુભાઈઓ ધર્મપર ઘણાં જ અંધ શ્રધ્યાળુ હોય છે, માટેજ તેજ રસ્તે ઐક્યતા મેળવી શકાય એમ છે. આપ જે અમને એમ લખો છો કે હું પરણવાનો નથી; કારણ કે અમારા જેવાના દાખલાથી ધરાઈ ગયા છો, તે સર્વ ખરૂં. ભાઇ! પરન્તુ મારા ધારવા મુજબ તે બાબ-તમાં આપને આપનાં માતા પિતા સર્વેની સંમતિ હોવી જોઈએ. અને તે પણ પ્રારબ્ધનુસારજ થશે, કારણ કે ત્યાં કંઈ આપણું પુરુષાર્થ ચાલતું નથી. પુરુષાર્થ તો ફક્ત આપણે તેજ છીએ તેનું જ્ઞાન થવા સતત અભ્યાસ કરીને જાણવું, એટલે આત્માને ઓળખવો, તેજ પુરૂષાર્થ કર્યો કહેવાય. બાકીતો સુખ-દુઃખ, લાભ-હાનિ સર્વે પ્રારબ્ધાનુ-સાર બન્યાં જ જાય છે. તેમાં કેટલાક દાખલાનો તો મને પણ અનુભવ છે. આ બાબત આપને હવે પછીના પત્રમાં જણાવીશ. તો પણ આપના જે જ્ઞાનમાર્ગ તરફ દૃઢ સંક-

હ્પો છે તે તમે પરણ્યા હોતો પણ સાધુ કહેવાશો; કારણકે જ્યારે આપની સઘળી વૃત્તિઓજ આ તરફ તણાઈ છે, તો આપ તેટલા પ્રમાણમાં મુક્તજ છો. પરણશો તોપણ સાધુજ કહેવાશો, એવો મત ઘણાક પુરુષોનો છે. દુનિયા ઉપરના લગભગ ઘણા ખરા મહાત્મા અગર યોગીઓ બધાય તે અવસ્થામાં પસાર થયેલા હોય છે. કોઇકજ બાલયોગી હોય છે. અને તે પણ Born yogi હોય છે. હવેનો પત્ર વધુ વિસ્તારથી લખીશ; કારણ કે અત્યારે મીલ બંધ થઇ એટલે પત્ર બંધ કરૂં છું. oh...... સાંભળવા પ્રમાણે અમદાવાદમાં શાહપુરમાં ઘણોજ પ્લેગ ચાલે છે, તો ભાઈશ્રી માણેકલાલ તથા સર્વે કુટુમ્બીજનો કાંઇ બહાર રહેવા ગયાં છે કે કેમ? તેની જો આપને માહિતી મળી હોય તો જણાવશો એજ.

આપપોતે.

ॐ तत् सत्॥ સુરત તા. ૨૫-૧૧-૧૮

ॐ रां रामाय नमः ॥ પત્ર વાંચી હર્ષનાં અશ્રુ આવ્યાં. ધંધો કરતાં ૨૩ વર્ષ થવા આવ્યાં, તે દરમ્યાન તું એકલોજ અધિકારી મારા રામની નજરે આવે છે, ચિ. લાહેર, આલમમિયાં તારી પાછળ પડી ગયા એવું તારા પત્ર પરથી જણાય છે. તું પાંચમી ભૂમિકાનો એવો જ્ઞાની બની જા, કે

જેનાપર તારી કૃપાદૃષ્ટિ પડે તે પણ મહા જ્ઞાની થઇ જાય. તને કાંઈ વિઘ્ન નથી. જેને તું વિઘ્ન માને છે, તે મનની કલ્પનાજ છે. માટે જે કાંઈ તારે કર્તવ્ય આવી પડે તે બધું બ્રહ્માર્પણ કરી કર્યા કર. જરાપણ ઉદ્વેગ કરીશ નહિ. તારે માટે હવે સર્વ રસ્તા ખુલ્લા થયલા છે. એની સમજ, મારા રામ પાસે આવશે ત્યારે પાડીશ. બહુ ગુહ્ય વાત છે. બાપ, દીકરાને પણ ન બતાવે એવી એ વસ્તુ છે, પણ તુંતો હવે અધિકારી થઇ ગયો છે, હવે આગળ વધવા તને કોઇ માર્ગની જરૂર છે. જે પુસ્તક વાંચવાથી મળે એમ નથી. તુંતો પરિપૂર્ણ બ્રહ્મ છે, શું કામ શોચ કરે છે ? સર્વ બીજ તારામાં છે, તેના અંકુર થઇ ગયા છે. (સર્વકાલ આનંદ-વૃત્તિજ રાખજે) વૃક્ષ થતાં જરા વાર લાગશે. ધૈર્ય રાખ. આ પામર જીવ પર પ્રભુની કૃપા અપરંપાર છે, નોકરી-માંથી છૂટી એકાન્તમાં રહી સર્વકાલ પ્રભુને અર્પણ કરવાની ઉત્કટ ઈચ્છા છે. એ પાર પાડવી તેના હાથમાં છે, તારે કોઇ પણ જગાએ દોડધામ કરવાની જરૂર નથી. સર્વ તારી પાસેજ છે, માત્ર એકવાર મળીજ જા. ચિ. ભીખાભાઈ અમદાવાદમાં મનસુખભાઇ મીલમાં છે. બીજાં બાલગોપાલ અત્રે આનંદમાં છે. પત્રદ્વારા વિશેષ લખાતું નથી. શિરનામું બરાબરજ હતું.

ॐ शान्तिः शान्तिः शान्तिः

## શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ.

કચ્છ-મુંબઇ વિભાગની બ્રેન્ચ ઓ૦

(કાલબાદેવી પોસ્ટ નં-૨ મુંબઇ)

તા. ૧૯-૧૨ ૧૯૧૮

સ્વજ્ઞાતિ હિતચિંતક આત્મબન્ધુ

**રા. રા. લક્ષ્મીપ્રસાદ કેશવલાલભાઈ**

મુ પુના.

તમો તા. ૨૧-૧૨-૧૮ ના રોજ અથવા એ અરસામાં અમદાવાદ જવાના છો, એવી ખબર તમારી દુકાનેથી મળ્યા છે. આ પત્ર તમને પુને લખવામાં આવ્યો છે. તમારા સાથે જો કે અંગત પરિચય અમને થયો નથી, તથાપિ પુષ્પ દૂર હોવા છતાં પણ તેની ખુશબો ફેલાયા વગર રહેતી નથી. તેમ તમારામાં કુદરતી રીતે ઉમદા ગુણો છે, તેનો પ્રકાશ અમને માલમ પડયો છે. જે હકીકતો તમારા સંબંધી અમારા જાણવામાં આવી છે, તેથી અમે ઘણાજ ખુશી થયા છીએ, એટલુંજ નહી, પણ સમાજસેવા કરવાના અમારા ઉત્સાહમાં ઓર વધારો થયો છે, તે એટલા સારૂ કે જ્ઞાતિમાં તમારા જેવા ઉત્તમ ગુણવાળો યુવાનવર્ગ પ્રકાશમાં આવતો જાય છે, એટલે અમારા જ્ઞાતિસેવાના નિઃસ્વાર્થ સંકલ્પો ધીરે ધીરે સિદ્ધ થવાનો સમય પરમાત્મા નજીકમાં લાવતા

જાય છે, એ આ ગરિબ જ્ઞાતિનું ચળકતું ભવિષ્ય છે. આ જ્ઞાતિની કેળવણીની ખામીને લીધે, તથા અન્ય પ્રજાઓ તરફની બેદરકારીને લીધે, તથા આપણોજ શ્રીમન્ત વર્ગ અલક્ષ રહેવાથી જે દયાજનક તથા માનભંગ દશા થઇ છે, તે સુધારી પ્રાચીન જાહોજલાલી ભરી સ્થિતિ સંપાદન કરવામાં તમારા જેવા એક નહિ પણ અનેક જ્ઞાતિ સેવાના પૂર્ણ પ્રેમી, આત્મભોગ અને પોતાનાં સુખ વૈભવો અર્પણ કરવામાં બહાદુર, અન્યતા કષ્ટને સમજી તે ટાળવામાં સાહસિક બુદ્ધિબળ વાળા યુવાનોની આ જ્ઞાતિને જરૂર છે. પોતાના સ્વાર્થ માટે તો મનુષ્ય માત્ર ઉદ્યોગ કરે છે, પરન્તુ પોતાની જ્ઞાતિની અંતર્દશા પિછાની, તેને આગળ વધારી કીર્તિમાન બનાવનાર પરમાર્થી પુરુષો વીરલા છે. આ અને બીજી, જ્ઞાતિની સ્થિતિ સંબંધી, તથા તેની ઉપાધી ટાળવા સંબંધી, તથા તેની ઉપાધી ટાળવા સંબંધીની હકીકત તમને સમજાવવી પડે તેમ નથી, અમારા જાણવામાં આવ્યું છે, અને તેથી અમે તમારામાં ઉમદા આશા બાંધી છે. ઇશ્વર તે જરૂર ફળીભૂત કરો, એટલુંજ કહેવું અત્યારે બસ છે. સભા રજાના દિવસોમાં હોવાથી તમોને આવવાને પૂરી સગવડ છે, તો સીધા અમદાવાદ ન જતાં અહીં જરૂર ઉતરશો, અને મળશો. અહીંની કાર્યવ્યવસ્થા જોયા પછી, બે દિવસ અમદાવાદ જઇ આવી, મહોત્સવ પ્રસંગે આવશો, તોપણ અડચણ નથી. પરંતુ જરૂર પુનાથી અમદાવાદ જતાં એક

દિવસ અડ્ડું ઉતરવાનું ખાસ ધ્યાનમાં રાખી સગવડ કરશો. અમારૂં આ સાહસ તમારા જેવા યુવાનોના બળ ઉપરજ છે. એજ.

**ચંદુલાલ મણીલાલના પ્રણામ.**

મુંબઇ-મહાશુદ-૧

તા. ૧-૨--૧૯

**પરમપ્રીય આનન્દમૂર્તિ ઉપર સ્થૂળ રૂપે લક્ષ્મીપ્રસાદ !**

**સ્થળ-પુના.**

વિ. આજે અદ્વૈતનો આનંદ માતો નહિ હોવાને લીધે પત્ર સવારથી લખવા ઇચ્છા થયેલી, તે સાંજના એકાંત અવકાશ મળવાથી લખું છું. પ્રાતઃકાળે રામસ્વામીની જુજ સુધરેલી પ્રજા ઉપર હિન્દુસ્તાનના આધ્યાત્મિકના ઋણુની અપીલ કરેલી તે વાંચવામાં આવી હતી.

ખરેખર વેદાન્ત બતાવી આપે છે કે આપણે હાથે કરીને અદ્વૈત ખોઇને જાણી જોઇને રૂઢી ધર્મ ઘાલીને અસલ અદ્વૈત ભૂલી જઇને રૂઢીનો ધર્મ ગૌણુ રૂપે સ્વીકારી લીધો, અને તે એટલો બધો પ્રગતિ પામ્યો, કે અત્યારે લોકોમાં સાક્ષાત્કાર રૂપે થઈ ગયો છે. રૂઢી ધર્મજ અત્યારે ઇશ્વર

જેવો કરી મૂકયો છે. અને તેનો લાભ ( દુઃખ ) આપણે લઇએ છીએ.

ૐ ની કૃપાથી જોઇ શકીએ છીએ કે આજે હજારો વર્ષથી દેશની અધોગતિ થતી જોવામાં આવે છે. અને તે વિચારતાં ખરેખર અંગ્રેજી સરકાર એક આપણા દેશનું ઋણ ઉતારવા માટે જ છે. મને તો પૂરેપૂરૂં જણાય છે કે તે દરેક કાર્યો સ્વાર્થ અગર જરૂરનાં જે રૂઢીની દૃષ્ટિથી જોતાં કરે છે, તે આજદિન સુધી નિહાળતાં થઇ શકયાં નથી. જો કે આપણે આર્થિક સ્થિતિમાં ઘણા નબળા થઇ ગયા છીએ, જેના લીધે રોગ, દુકાળ સહન કરવાં પડે છે. તેવા કસં-જોગોમાં તો મને પ્રથમતો અદ્વૈતની પ્રવૃત્તિ હોય, તોજ કંઇક સ્થિતિ ફેરફાર કરી સકાશે. હવે તો દરેક નિશાળમાં ભાષણો, સત્સંગ, વાતો, ગપાટા, હાલતાં ચાલતાં, રાત્રિ દિવસ, દરેક પળે, દરેક ઠેકાણે, સ્ત્રી પુરૂષો, ઘરડા જવાન, તમામને બસ અદ્વૈતજ ગ્રહણ કરવાની જરૂર છે. અને પર-માત્મા જરૂર હવે તો કોઇ રૂપે આવી અદ્વૈત સંમેલનોની કાર્યવાહીઓ, તથા મોટી અદ્વૈત કોંગ્રેસો–કોન્ફરન્સો વગેરે ચલાવી શકે તેવાઓના જન્મની જરૂર છે. મને તો તમામ દેશના રસ્તા જોયા સાંભળ્યા છે તેનો અનુભવ કરતાં ફક્ત આ શબ્દનો જ પ્રચાર જંગ કરી દેશે. ભલે અભણ રહ્યા, પણ તે પણ એક મહાન દૃઢ આત્મા થઇ શકશે. હવે તો

કોઇ અદ્વૈત રૂપે શરીરના જન્મની જરૂર છે. પ્રભુ આવા અનેક મહાત્માઓ સભાના અધ્યક્ષો, સભાસદો, મંત્રીઓ, લાખો નીકળે, અને ઘેરઘેર અને ગામેગામ અદ્વૈતનુંજ કાર્ય રાખે, બાદ બીજાં કાર્ય શરૂ કરે.

દ્વૈતભાવે આપણા દેશની જે સ્થિતિ કરી નાંખી છે. તે અબજો રૂપીઆ ખરચીને ગમે તેટલાં સાધનો કરશો, તોપણ દેશ કોઇપણ દિવસ સુખમય સ્થિતિએ આવવાનો નથી, તે ખાત્રી રાખજો. અત્યારે અગર ભવીષ્યમાં ભલે તમને સ્વરાજ્ય મળે, અગર સેંકડો જણા કેળવાય, પણ જ્યાં સુધી દ્વૈત ભાવનું જે શિક્ષણ, હક રાખતા શખ્સો પોતાના હકનોજ ઉપદેશ કર્યા કરે છે ત્યાં સુધી તમો કદાપિ સારી સ્થિતિ પામશો, તો પણ ઝાંઝવાંના નીર જેવું છે. મને તો જરૂર ભાસે છે કે જ્યારે ત્યારે આપણા દેશની ઐહિક સ્થિતિ આવી સરકારના વખતમાંજ થશે.

જે રૂઢીઓ આજ હજારો વર્ષથી નહોતી થતી, તે હાલની સરકારથી થઇ છે, અને તેથી જોવામાં આવે છે, તથા થવાની આશા રહે છે.





Patel & Sons.

Optical And Dental Supply.

Karachi Camp.

**Date.** ૨૪-૨-૨૦

**શ્રીયુત્ માણેકલાલભાઈ તથા સાથ સર્વે નમસ્તે.**

હમો સર્વ ઇશ્વરકૃપાથી સુખરૂપ કરાંચી પહોંચી ગયા છીએ. તેમજ આપપણ સહ કુટુંબ આનંદમાં હશો. એવી પ્રભુ પ્રાર્થના.

હમારા મુંબઈ વાસ વખતે આપે જે મમતા અને પ્રેમ હમારા પ્રત્યે દર્શાવી તસ્દી લીધી, તે માટે આપના ઉપકાર વશ છીએ.

વડીલના વિચારો અને આપની ઉત્કંઠા પ્રસંશાપાત્ર છે. અને ન્યાત અને દેશની ઉન્નતિને વેગ આપનાર છે. દીકાનું સાધુમુખ અને બાહ્ય શકિતએ મ્હને આનંદમાં ડુબકાં ખવાડયાં છે. અને બન્ને દીકીઓની શારીરિક શકિત અને મુખતેજથી સારા ભવિષ્યનું ભાન થાય છે.

પોતાના સ્વાર્થ અને કુટુંબમાં શ્રેય ખાતર કુગીના અંધારા રસ્તાપર મુસાફરી કરશો નહિ. પણ ગુણ-કર્મના પ્રકાશ મય રસ્તે જીવન યાત્રા ફત્તેહમંદીથી થઇ શકશે. નીતિ વાકય છે કે:—

**वरमेको गुणी पुत्रो न च मूर्ख शतान्यपि ।**
**एकश्चन्द्र स्तमो हन्ति न च तारागणो ऽपिवा ॥**

યોગ્ય જોડાં બનાવી શુદ્ધ વાતાવરણ ઉત્પન્ન કરવાથી સંસાર સ્વર્ગમય બનાવી શકાય છે.

આપે સત્યાર્થ પ્રકાશ મંગાવ્યું હશે. જરૂર બે કોપી મંગાવશો. તેમજ ઋગ્વેદાદી ભાષ્ય ભૂમિકા અને એક કોપી આર્યધર્મેન્દ્ર જીવન યાને સ્વામીજીનું જીવન ચરિત્ર મંગાવશો. આ પુસ્તકો આપે મંગાવ્યાં છે તે બાબતનો કાગળ આજથી દસ દિવસમાં જો મ્હને નહિ મળશે, તો હું અહીંથી બુકપોસ્ટ દ્વારા તે પુસ્તકો મોકલીશ. પુનામાં અભ્યાસ કરતા આપના ભાઈનું નામ અને એડ્રેસ મોકલશો જેથી હું અને ચી. મનસુખ સાથે પત્રવ્યવહાર કરાવી શકું. ઘરમાં દેવીઓને નમસ્તે ! સર્વે બાળકોને આશીર્વાદ. હું વિશેષ રહ્યો હોત, તો આપની કંઇક સેવા કરી શકત, પણ ઇશ્વરેચ્છા !

લી. કે. બી. પટેલના

નમસ્તે.

## ભાઇ લક્ષ્મીપ્રસાદ તથા જયન્ત.

તા. ૨૯–૩–૨૦

જત તમારો પત્ર પહોંચ્યો છે, બી. તમારા તેમ.... સંબંધી પણ ખુલાસા થઇ ગયા છે, ફકત તમારા મનની વધારે ખાતરી માટે જરૂર હોય તો તમો લખશો તેવી રીતે ખુલાસો કરવામાં આવશે.

ખાસ આજ દિન સુધી જે વિચારો તમારા તરફથી જણાવવામાં આવ્યા છે, અને મને અનુભવાયા છે, તથા જ્યાં સુધી મારૂં અંતઃકરણ ઉન્નત્ત દશાએ છે, ત્યાં સુધી હું તમને નીચે પ્રમાણે ખુલાસા લખું છું. જોકે તે કંઇ આદર્શ અગર ખરેખરૂં કહેવાય નહિ, ભૂલ તો અવશ્ય હોયજ.

ખાસ લક્ષ્મીપ્રસાદ માટેઃ—

બી. એજી થયા પછી છેલ્લા પ્રોગ્રામ પ્રમાણે બાપજી સાથે રહી આત્મસાક્ષાત્કાર કરવો, અને આવી વ્યવહારમાં પડવું તેની સાથે કૉલેજમાં જવું, ભાઇઓને કેળવવા, દેખરેખ રાખવી, અને તન, મન, ધન અર્પવું. વળી ધંધો રોજગાર સાચવવો. તથા દેશસેવા, જ્ઞાતિસેવા કુટુંબ સેવા વગેરે સમય અનુકુળ કરવી.

બી. હવે ઉપલી બાબતોમાં અમને તમારા વિચાર

જણાવેલા છે તે બાબત આજ કેટલાક વખતથી ખુલાસો થઇ ગયેલો છે. રાત્રે બાપજી સાથે તમે હતા, ત્યારે પણ ખુલાસો થઇ ગયો છે, મારી પૂર્ણ ઇચ્છા છે કે જો ઉપરની ઇચ્છાઓ માટે પૂર્ણ નિશ્ચય કરી હવે તેમાં સામેલ થઇ જવું. પછી નકામા બાહ્ય સાધનોપર અવલંબી આપણા કામને ઢીલમાં નાંખવું તેજ નિમિત્ત આપવું ફક્ત તમારે પિતાશ્રી તથા માતુશ્રીની સલાહ અને પરવાનગી લેવાની છે. તે માટે મેં પિતાશ્રીને મારાથી બને તેટલી સલાહ આપી છે, તેમ ગઇ કાલે પણ તેઓશ્રીને મારા દિલની વાત જણાવી દીધી છે. ટુંકામાં દુઃખ અને નિશ્ચય વગર ઉન્નતિ કોઇની પણ થઇ શકશે નહિ. તેની સાથે નિશ્ચય વિવેક અને શુદ્ધ અંતઃકરણથી ભરેલો હોવો જોઇએ. કારણ શરીર પૂર્ણ શુદ્ધ વાસના વિચારથી ભરપૂર હોવું જોઇએ, અને તે માટે રાત દિવસ ઉમળકા મારવા જોઇએ. આટલી સ્થિતિ હશે અને પછી તમારો નિશ્ચય અને તે કાર્ય માટે દુઃખ વેઠીને પણ સામ, દામ, પ્રયોગો વગેરે અજમાવવાથી તમો તમારૂં કામ કરી શકશો.

બી. તમો જેમ બને તેમ કોઇને સારૂં લાગશે અગર કોઇને ખોટું લાગશે, અથવા મનની અંદર મલિનતા રાખવી, આવી બાબતોનો જેમ જલદી નિકાલ કરશો, તેટલા તમો જલદી તમારા ધારેલા ગોલે જઇ પહોંચશો. દુનીયામાં કોઇ પણ ચીજ એકદમ મળી જશે નહિ, તે માટે વિધિસર

જવું જોઇએ, અને તમામ કામ મહાભારતથી પણ વિકટ સમજીને હોમાવાનું છે. બાકી જે માણસ હાલના મનુષ્યોની માફક રહેવું હશે, તેને ઉપર પ્રમાણે ચાલવાની જરૂર નથી. આતો જે જ્ઞાતિનો ગોલ ધાર્યો છે, તેના વિજય માટે મને કંઇક લાગ્યું તે થોડું લખું છું.

બી. મારાથી તમને બને તેટલી હરેક બાબત મદદ કરવા શુદ્ધ અંતઃકરણથી તૈયારછું. જો બન્ને અંતઃકરણ શુદ્ધ હોય, તો પછી તેમાં કંઇ જુદાઈ રહેતી નથી; તેમ ભિન્નતાપણું રહેતું નથી. જેથી એક બીજાને અસર થવીજ જોઇએ. જે વસ્તુ એક છે તો એક બીજાને જુદાઈ કરવાથી પણ તે તો એક જેવીજ છે. આનો અર્થ તમો તમારા અભ્યાસ પ્રમાણે સમજી શકશો. તમે મને ન બોલાવો અગર ન પૂછો, અને બોલાવો અને પૂછો, અગર કરાવો અને કરો, પણ જ્યાં શુદ્ધ અને સરખે સરખું મળવાથી કંઇ પણ બોલવાનું રહેતું નથી, માટે હવેથી તમારે વધારે શું પૂછવું છે, તે મને તમારા ખરા અતઃકરણથીજ લખશો. મારોતો જવાબ હંમેશાં તે વખતેજ મળી જાયછે. માટે હવે તમે નિશ્ચય કરીને મને લખી જણાવશો.

બી. મારે માથે બોજો ઘણો છે, કારણ મેં માથે લીધું છે, તેથી મારાથી ધાર્યું અવાય નહિ, તેમ કયારે આવીશ, તે પણ લખાય તેમ નથી. આવા વખતમાં બીજા-

ઓએ મદદરૂપ થવું જોઇએ. આ સાલ પાટીદારનાં લ
છે, તેથી બધા જવાના છે. અને બે ત્રણ લેઉવા છે, તેમ
પણ લગ્ન છે, એટલે જવાના છે, એટલે સાત આઠ મા
સની ખાધ પૂરવી, તે કંઇ રમત વાત નથી. જેઠાભ
અત્યારે સાધનસંપન્ન બાબત સ્વતંત્ર છે, અમો તે બાબત
પરતંત્ર છીએ. જેથી જેઠાભાઈ ઇચ્છે તે પ્રમાણે આવ
કરી શકે. જો અમારી પાસે લક્ષ્મીદેવી પણ હોય તો તે
પણ અમો જ્યારે આવજા કરવી હોય તો પણ કરી શકીએ
જો અમદાવાદ કરતાં જેઠાભાઇ અને તમે અત્રે આવો ત
ઠીક થશે. કારણ અત્રે રહેવાશે. અને આવો તોપણ તા. ૧૫
૨૦ એપ્રીલ ઉપર આવો. અને તમારે હરદ્વાર જવાનું થા
તો આવવાની કંઈ જરૂર નથી. તા. ૧૫–૨૦ ઉપર અત્રે
ઘણા માણસો ચાલ્યા જવાના છે. માટે તે વખતે મુંબ
આવવા વિચાર લખજો. સારો વખત મળશે. એજ કા
કાજ તા. ૨૯–૩–૨૦

દા. માણેકલાલ.



# દીલાસા પત્રો.

ॐ तत्सत्

Nasik.

Dear Sir.

मै नासिक पौछाहै, इहां आके मानेकलालभाई और माताजीके पास मेरा प्रान पीयारा लक्ष्मीप्रसाद्का खबर सुनके मेराभी देह प्रान शुन्य होगये. मुझे मालुम है लक्ष्मीप्रसाद्का अभावसें आज भारतमाता भी रोती है. भारतमाताकी गोदसें ऐसा रतन क्यौं चल गया, यह बात कौन कह सकते है ! दो रोजके वास्ते लक्ष्मीप्रसाद्के साथ मित्रभाव हुवाथा. आज लक्ष्मीप्रसाद्का अभावसें नेत्रका आंसु नहि रोकसकता हैं. लक्ष्मीप्रसाद्का अभावसें आज नासिकका कुम्भकी मेरी पास जहरके माफिक दुःखदायक मालूम होता हे. मेरा तीन चार भाईभी मर गया, परन्तु लक्ष्मीप्रसाद्का मरनसें आज अपना भाईसेंभी अधिक दुःख हुया. जीस समय लक्ष्मीप्रसाकी मूरत मेरे नयनमें आती है, उस सभय मेरा ज्ञान हारा जाता है. जगतकी सब चीज नाशवान है आज वेदान्तशास्त्रकी यह बात मन किसी

प्रकारसें नहि मानता है. मैं कभी कभी आपका पास चिठि भेजुंगा. कान्तिभाईकी उपर नजर राखना, वहभी आपका भाग्यवान पुत्र है. मैं राजी हूं आपका कूशल प्रार्थी.

Your's Affectionatly

Satya nand.

C/o Swami Gajanand.

Raghavanand. Math.

Nasik.

**રામજીભાઇ નરસિંહભાઇ અમીન.**

રામજીમંદિર. પબ્લિકપાર્ક

વડોદરા તા. ૨૧-૪-૨૦

**ભા. કેશવલાલ ભાઇ!**

આપના કુટુંબ ઉપર જે **મહા** સંકટ આવી પડયું, તે જાણીને અત્રેના અનેક મિત્રો દુઃખી થયા છે. ભાઇ લક્ષ્મીપ્રસાદ આપના કુટુંબને તો શું, પરંતુ સમગ્ર ગુજરાતને અભિમાન કરાવે તેવી ઊંચી વૃત્તિ ધારણ કરતા હતા, તેમને માટે આપને તેમજ અમને મોટી મોટી આશાઓ

હતી. ભાઈઓની અને બેનોની કેળવણીને માટે તેમણે અનેક યોજનાઓ કરી હતી; પરંતુ આપણે સર્વે કમભાગ્યશાળી કે તેમની શુભવૃત્તિના અને શુભ પ્રયત્નના લાભ મેળવી શકયા નહિ. અમારો પરિચયતો થોડા વખતનો જ હતો, પણ તે એટલો પવિત્ર, મધુર અને આનંદમય હતો અમે તે વિસરી શકીશું નહિ. આપને અમે શું દિલાસો આપી શકીએ ? આપનાં સર્વ સુખદ સ્વપ્નાં નષ્ટ થયાં છે. ભાઇ કાન્તિ, લક્ષ્મીપ્રસાદ વિના વીલો વીલો ફરતો હશે. ઇશ્વર પાસે અમે સર્વે માગીએ છીએ કે આપના કુટુમ્બને આ દુઃખ સહન કરવા બળ આપો, અને ભાઈના આત્માને શાન્તિ આપો.

બાબુ ક્ષિતિમોહન (પ્રિન્સિપલ શાન્તિનિકેતન) તથા સંતોષબાબુ (માસ્તર) પણ આ ખબર વડોદરામાં જાણી ઘણાજ દિલગીર થયા છે. અને કવિવર ડૉ. રવિન્દ્રનાથ સાથે જવાનું તેમને ન હોત તો આપને રૂબરૂ પણ દિલાસો આપવા આવત.

લી. આપના દુઃખે દુઃખી થયેલ.

**મોતિભાઇ.**

ૐ

Tel. Address 'Popular'

Patel & Sons.

Optical and Dental Supply

Camp Karachi–૨૨–૪–૧૯૨૦

શ્રીયુત્ કેશવલાલભાઈ, તથા સગાંસ્નેહીઓ અને સાથસર્વે.

નમસ્તે.

આપનો તા. ૧૬–૪–૨૦નો કાર્ડ મળ્યો; પણ અમદાવાદનું ઠેકાણું માહિત નહિ હોવાથી કાગળ લખવામાં વિલંબ થયો. ભાઇ લક્ષ્મીપ્રસાદના અકાળ મરણથી ઘણુજ અઘટિત થયું છે, આપની ઉચ્ચ અભિલાષાઓ મનમાંજ રહી ગઈ છે, તે ઘણુંજ દિલગીરી ભર્યું છે. પરમાત્મા એના આત્માને શાન્તિપ્રદાન કરે, અને આપને આ અસહ્ય દુ:ખ સહેવાનું બળ દે, એવી ઇશ્વર પ્રત્યે અમારી યાચના છે.

લી. સ્નેહાધીન

ડાકટર કે. બી. પટેલના નમસ્તે.



પ્રીય આત્માઓ !

## ઉમેદરામ, કેશવલાલ, માણેકલાલ,........બાઇ, જેઠાભાઇ વગેરે.

હા ! હા !! ખેદ !!! પ્રીય લક્ષ્મીપ્રસાદનો દિવ્ય જ્યોતિ સ્વરૂપ આત્મા અકાલે સર્વાત્મેશ્વવરના ધામમાં સીધાવ્યો, તે સાંભળીને એવો કોણ પુરુષ હશે કે જેના હૃદયમાં ભયંકર આઘાત નહિ થાય ! અરેરે ! મનુષ્ય તો કોણ માત્ર ! પણ દુષ્ટ–કુટિલ કાળને પણ આઘાત થયો હશે ! પ્રીય આત્માઓ ! જ્યારે નિઃસંગ મહાત્માઓનાં હૃદય લક્ષ્મીપ્રસાદના અવસાનની વાત સાંભળીને વિદારણ થાય છે, તો તમો તેના માતા, પિતા, બન્ધુઓની તો શું સ્થિતિ હશે ! એક વખત કુટિલ કાળને પણ રાવું પડયું હશે. પણ અરે ! ઓ પ્રીય આત્માઓ ! તમારે અને એ દિવ્ય યોગેશ્વરને શું લાગે વળગે છે ? કેમકે એ તમારો પુત્ર ન હતો, પણ મહાન સ્વયંભૂ પરમાત્માના દરબારમાંથી છૂટો પડેલો મહાન યોગ ભ્રષ્ટ યોગેશ્વર હતો. તમો શામાટે મારો પુત્ર મારોબન્ધુ કહીને એ દિવ્ય યોગેશ્વરને કલંક લગાડો છો ? નહિ ! નહિ ! એ તમારો પુત્ર ન હતો; તમારો બન્ધુ ન હતો. એ મહાન યોગેશ્વર રાત્રિ પડી જવાથી તમારે ત્યાં રાત્રિભર

નિવાસ કરવા આવ્યો હતો. વીસ વરસ રૂપી રાત્રિ પૂરી થતાં એકવીસમા વરસ રૂપી પ્રભાત થયે તે અખંડ ધામમાં ચાલ્યો ગયો. ભલે સંસારીઓ ઉપર તમે લોકો હક કરો, પણ એ યોગેશ્વર ઉપર તમારો શો હક છે? પ્રીયઆત્મા લક્ષ્મીપ્રસાદને તમે લોકો શું જાણો? અરે! તમો સંસારમાં રચીપચી રહેલા એ મહાન યોગેશ્વરને શું જાણો? શું ઓળખો? એને તો કોઈ વીરલા મહાત્માઓજ ઓળખી શકે. હે પ્રીય આત્માઓ! યોગેશ્વર ઉપર સંસારીઓનો શો હક પહોંચે છે? નહિ! નહિ! કદાપિ નહિ! રમતારામ–યોગેશ્વર ઉપર તમારો કશો હક નથી. અલબત તમારા કશો હક નથી. અલબત તમારા અજ્ઞાનથી, તેમજ સંસારની રીતથી તમને શોક થતો હશે, પણ સંસારને અને યોગેશ્વરને શો સંબંધ છે? અરે! ઓ અજ્ઞાનથી શોક સાગરમાં ડુબતા પ્રાણીઓ! શું તમે એ યોગીશ્વરને ન જ ઓળખ્યો? કે આ યોગેશ્વર છે. તેની પછવાડે રૂદન–શોક કરવાથી એના આત્માને દુ:ખ થશે. અરે! એ પ્રીય મહાન યોગેશ્વરના જેવો મને એકતો ધોળાં લૂગડાંમાં ફરતો આ સંસારમાં બતાવો? અરે! ભગવાં લુગડાંમાં તો ઘણાએ યોગેશ્વર છે, પણ ધોળાં લુગડાંમાં, તેમ સંસારમાં આટલી અવસ્થાએ પહોંચેલો, ઇંદ્રિયજીત, સમદર્શી, પ્રાણીમાત્રનું ભલું ઇચ્છનારો, મહાન આત્મસાક્ષાત્કાર રૂપી અમૃતાબ્ધીમાં ડુબકી મારનારો, પ્રીય મહાન યોગેશ્વર લક્ષ્મીપ્રસાદ જેવો સંસા-

રમાં એકતો બતાવો! શું એની આ રીતભાતથી એ યોગેશ્વર હતો એમ સાબીત નથી થતું ? એ વર્તણુકથી તો એ યોગેશ્વર હતો એમ સાબીત થાય છે. તો એવા યોગેશ્વર ઉપર તમારો શો હક છે ? એક યોગેશ્વર ફરતો ફરતો તમારે ત્યાં મેમાન તરીકે આવ્યો, તેને તમે લોકોએ મારો પુત્ર-મારો બન્ધુ-એમ કરીને માન્યો. તેની પાછળ શોક-રૂદન-રડાકુટ કરીને એવા મહાન યોગેશ્વરના દિવ્ય આત્માને દુઃખી કરવો એ તમારા સંસારીઓનું કામ નથી. અલબત્ત ! એ યોગેશ્વર તમારે ત્યાં મેમાન તરીકે રહ્યો, તો એના મહાન દિવ્ય ગુણોથી આકર્ષાઇને તમને શોક થાય. પરન્તુ અભિમન્યુ જ્યારે રણમાં સુતો હતો, ત્યારે ભીષ્મપિતામહે કહ્યું હતું કે:—

मातुलो यस्य गोविन्दः पिता यस्य धनुर्धरः ।
सो ऽभिमन्यु रणेशेते मृत्युःको निवारितः ॥

અર્થ:— જેના મામા કૃષ્ણભગવાન હતા, પિતા ગાંડીવ ધનુષ્ય ધારણ કરનાર વીર અર્જુન હતો, એવો અભિમન્યુ આજે રણમાં સૂતો છે. હા ! હા ! મૃત્યુને કોણ નિવારી શકે ?

માટે હે પ્રીયઆત્માઓ ! પૂર્વજન્મના પ્રારબ્ધયોગે અને ઋણાનુબંધ-સંસ્કારથી પૂર્વજન્મનો અધુરો રહેલો યોગ્યાભ્યાસ પૂરો કરવા આ દિવ્યયોગી તમારી બૉર્ડિંગમાં વિદ્યાર્થીરૂપે આવ્યો હતો. હવે તમારો પૂર્વજન્મનો સંબંધ પૂરો થયો, એટલે તમારી બૉર્ડિંગની શા માટે પરવા રાખો ? એ દિવ્યયોગીએ એની વિદ્યાર્થી અવસ્થામાં સાધનો

સિવાય બીજું કાંઇ તમારી પાસે લીધું હોય, તો તમારો હક એના ઉપર રહે, એક અભ્યાગત વિદ્યાર્થીને જેમ ધર્માદા સ્કૉલરશીપ આપવામા આવે છે, તેવી રીતે તમારી પાસેથી એ દિવ્યયોગી-વિદ્યા થીંએ અન્નવસ્ત્રને ગ્રન્થ સિવાય બીજું કાંઇ લીધું નથી, માટે એ દિવ્યયોગેશ્વર ઉપર તમારો બીલકુલ હક નથી. આવા મારા મહાન પ્રીય દિવ્યયોગેશ્વર-લક્ષ્મીપ્રસાદ-અત્યંત વહાલા વેદાન્તની અનન્ત અકલ્પિત કલમના આધારે સ્વયંભૂ સર્વાત્મેશ્વરની વરીષ્ટ કોર્ટમાં તમારો સંસારીઓનો, દિવ્યયોગેશ્વર લક્ષ્મીપ્રસાદના ઉપર કશો હક સાબીત થતો નથી. અલબત્ત ! મને તેમ મારા જેવા જેજે મહાત્માઓને આ દિવ્યયોગેશ્વર થોડોક વખત મળ્યો હશે, તે તે મહાત્માઓને શોક કરાવી ગયો છે, તો બેશક ! એકવીસ વર્ષથી એ યોગેશ્વરનો તમને સંગ થવાથી એના દિવ્ય મહાન ગુણોથી આકર્ષાઇને જે તમને દુઃખ-શોક થયાં છે, અને તમારા કુટુમ્બ ઉપર કુટિલકાળે જે આઘાધ કર્યો છે, તે આઘાતને સહન કરવાને તમારા અખિલ કુટુંબને સવયંભૂ સર્વાત્મેશ્વર ધીરજ આપો-ધીરજ આપો-ધીરજ આપો. એવી સર્વાત્મેશ્વર પ્રત્યે આ એક કંથાધારીની વિજ્ઞપ્તિ છે. હે પ્રીય આત્માઓ ! એ યોગે-શ્વરના દિવ્ય આત્માને અખંડ શાન્તિ મળે, એવોજ આપણે પ્રયત્ન કરવો જોઇએ માટે એ યોગેશ્વરની પાછળ તમે શોક-રૂદન નહિ કરતાં એના દિવ્ય આત્માને અખંડ શાન્તિ

મળે તે માટે સ્વયંભૂ સર્વાત્મેશ્વરની પ્રાર્થના કરો.—

ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

લી. કન્થાધારી.

મુંબઈ તા. ૧૮-૪-૨૦

**ભાઇશ્રી કેશવલાલ જીવાભાઈ અને બાળગોપાળ જોગ અમદાવાદ.**

એક પોસ્ટકાર્ડ આપનું મળતાં હૃદય શૂન્ય બની ગયું છે. સઘળી આશાઓનો નાશ થયો છે. ભાઇ લક્ષ્મીપ્રસાદનો સ્વર્ગવાસ, એ આપના કુટુંબને અસહ્ય છે. તે સાથે સમસ્ત જ્ઞાતિના ઉદયનો નાશ થયો છે. પરમાત્માનો પરમભક્ત અને જ્ઞાતિનો ભાવીનો નેતા ગયો છે. ભાઇ ! મહાત્મા વસિષ્ઠ મુનિએ કહેલાં વચનો ખરાંજ છે. લાભ-હાનિ, જીવન-મરણ, યશ-અપયશ એ વિધિના હાથમાં છે. જેમાં આપણા પામર પ્રાણીઓનો કંઇજ ઉપાય નથી. સદ્ગતે, આપના કુટુંબમાં આવી માત્ર પોતાનો હેતુ કુટુંબમાં પરમાત્માની ભકિતની ભાવના વધારવાનો હતો, તે પૂર્ણ કીધો છે; અને સર્વને રૂદન કરતા મૂકી પાતાને સ્થાન-કે (પરમાત્મ જ્યોતિમાં) સમાઈ ગયા છે. પૂર્વજન્મના મહાન સંસ્કારી પુરૂષો હંમેશાં એમજ કરતા આવ્યા છે. ભાઈ ! ઋણાનુબંધને લઈનેજ એ મહાત્માનો જન્મ આપના કુટું-

બમાં થયો હતો, અને તેમણે જે જ્ઞાન કુટુંબમાં મૂકેલું છે, તેનું સેવન કરી તેના આત્માના શ્રેયાર્થે પ્રાર્થના અને ક્રિયાઓ કરવી, એજ આપણું કર્તવ્ય છે.

આપની વૃદ્ધાવસ્થામાં આ મહાન ઘા લાગેલો છે, તે કદી રૂઝાવાનો નથી, પણ પરમાત્માની ઇચ્છા પાસે આપણે નિરુપાય છીએ. એ બાળકે બાળવયમાંજ પરમાત્મા સબંધી જે જ્ઞાન મેળવી કુટુમ્બમાં ફેલાવેલું છે, તેજ જ્ઞાનદ્વારા પરમાત્માની ભકિતમાં રચ્યામચ્યા રહેવું એજ શ્રેયસ્કર છે.

આપ અનુભવી છો, અને સદ્‌ગતનો હેતુ કુટુંબમાં જ્ઞાન ફેલાવવાનો હતો, તે જ્ઞાનનો આપે પૂર્ણ અનુભવ લીધો છે. તેથી વડીલોને તેમજ બાળકોને આશ્વાસન આપી પ્રભુભકિતમાં પ્રેરવા, એ આપનું કર્તવ્ય છે. પરમાત્મા સદ્‌ગતના આત્માને અક્ષય સુખ આપે એવી પ્રાર્થાના છે.

લી. શુભેચ્છક, **હરજીવન ભગવાનના** ઘટિત.

No.

Charotar Education Socicty.

Anand.

Date–19–Apr–1920.

**પ્રીયભાઇશ્રી જયન્ત.**

તારો પત્ર મળ્યો. ભાઇશ્રી લક્ષ્મીપ્રસાદ આખો દિવસ

યાદ આવ્યા કરે છે. કામમાં રોકાયલો હોઉં છું, ત્યારે પણ પ્રસંગ આવતાં યાદ આવી જાય છે. ઇશ્વરે આપણને ઘણીજ કટાકટીની વેળાએ છૂટા પાડયા છે.

ભાઈ! તમારે માટે શિક્ષક માટે લખ્યું, તે પહેલાં મેં પૂજ્ય મોતિભાઇ સાહેબને વાત કરી છે, પણ હજી યોગ્ય માણસ શોધી શકયા નથી, મળશે તો તરતજ મોકલવા વ્યવસ્થા થશેજ, એમાં બિલકુલ શક જેવું નથી, પણ એવો યોગ્ય માસ્તર મળવોજ મુશ્કેલ છે. હું પોતે પણ શોધમાંજ છું.

ભાઈ ! ત્હારે માથે હવે ઘણીજ જોખમદારી આવી છે, તારેજ આપણા કુટુંબને ભાઇ લક્ષ્મીપ્રસાદની પડેલી ખોટ પૂરી પાડવાની છે. માટે તું લક્ષ્મીપ્રસાદ જેવોજ થવા નિરન્તર પ્રયત્ન કર્યાજ કરજે. લક્ષ્મીપ્રસાદ જેજે વિચારો અને ઉચ્ચ ભાવનાઓ પાછળ મૂકી ગયા છે, તે વારંવાર વીચારી ત્હારા હૃદયમાં ઉતારી દેજે. અમે પણ અમારાથી બનતા પ્રયત્નો કરીશું. હવે તારે અભ્યાસ તેમજ શરીર બન્ને ઉપર ઘણુંજ લક્ષ આપવાનું છે. અત્યાર સુધી આપણી આ બે બાબતો ઉપર સંભાળ રાખનાર ભાઇ લક્ષ્મીપ્રસાદ હતા, પણ હવે આપણે આપણા કમનસીબે ગુમાવી બેઠા છીએ. માટે આપણી સંભાળ આપણે જાતેજ લેવાની છે. વર્ષો જતાં વાર લાગશે નહિ, અને પાછા આપણે હતા તે ને તે સ્થળે ચાર–પાંચ વર્ષે આવી જઈશું. વિશેષ શું લખું!

સાઇકલોસ્ટાઇલ તા. ૨૪મીએ અહીંથી નવરૂં થશે, તે વખતે ભાઇ સુન્દર અથવા ભીખા સાથે મોકલાવીશ. હું તા. ૨૧મીએ રાત્રે અમદાવાદ આવીશ, અને રાત્રીએ પાછો ફરીશ. જો વખત હોય તો કૃપા કરી મ્હારા, તેમજ મ્હારી સાથે તૈયાર કરવાના હતા, તે બૂટ તા. ૨૨ મીએ સવારે ૮ વાગતા પહેલાં મોચી તૈયાર કરી રાખે, તેવી ગોઠવણ જરૂર કરાવશો; કારણકે મારે આવા સખત તાપમાં બૂટ સિવાય ફરવું પડે છે. હું વારંવાર અમદાવાદ આવતોજ રહીશ. વિશેષ રૂબરૂમાં—

લી. આપનો

**મુળજીભાઇના પ્રણામ.**

**Dadabhai Naorojji**

English School

## મુરબ્બી ભાઇશ્રી માણેકલાલ તથા જેઠાભાઈ!

ભાઇ લક્ષ્મીપ્રસાદનું નામ હંમેશને માટે કાયમ રહે, અને તેમના જીવનમાંથી હાલના યુવકોને જેજે શીખવાનું છે, તે બધું શીખવાનું મળે, તે માટે આપણે એક યોજના ઘડી કાઢીએ, તો આપણે ભાઈ લક્ષ્મીપ્રસાદ તરફની આપણી એક ઉચ્ચ ફરજ બજાવી એમ માની શકાય. માટે પૂજ્ય

મોતિભાઇ સાહેબ વગેરેની સલાહ લઇને આપણે એક યોજના ઘડી કાઢવી જોઇએ. તો પૂન્ય માટે કાઢેલા પૈસા વાપરતાં પહેલાં વિચાર કરીનેજ ઉપયોગ થાય એ લક્ષમાં રાખશો. અમે તેમના કેટલાક મિત્રો પણ એકાદ ફંડ ઉભું કરી તેમનું નામ કાયમ રહે તેવી યોજના કરવા માગીએ છીએ. અમારા Means સારા નથી, એટલે અમે મોટી રકમતો એકઠી નથી કરી શકવાના, પણ જે સો-બસો રૂપીઆ થશે, તેનો સારા કામ માટે, તેમનું નામ કાયમ રહે, તેવી યોજનામાં ઉપયોગ કરીશું. વધારે વાતચીત રૂબરૂ મળીશું ત્યારે થશે.

**પૂજ્ય માતુશ્રીને આશ્વાસન આપીને આનંદમાં રાખશો. અને શરીર પાડી ન નાખે એવી શિખામણ આપશો; કારણ કે તેમનું શરીર આ દસકામાં પડે, તો આપણા કુટુંબ ઉપર ઘણોજ જુલમ થઈ જાય ! હાલ એજ—**

**લી. આપનો**

**મુળજીના પ્રણામ.**



